# રસિકા

અથવા

## આદર્શ આર્યબાળા.

સચિત્ર. ભાગ પહેલો.

કર્તા

ત્રિકમલાલ મીઠાભાઇ દેસાઇ
મુંબાઇ.

પ્રથમ આવૃત્તિ.



સને ૧૯૨૩ પ્રત ૧૦૦૦ સં. ૧૯૭૯

મૂલ્ય રૂ. ૨-૦-૦.

પ્રકાશકઃ—
પટેલ એન્ડ દેસાઇ
કમીશન એજન્ટસ.
૧૩૫, ખેતવાડી મેનરોડ
મુંબાઇ નં. ૪.

Published by
***Patel & Desai.***
Commission Agents.
135 Khetwadi Main Road.
***Bombay, 4.***

આ નૉવેલનાં આગલાં ૧૬, ને પાછલાં ૪ પેજ
શ્રી શારદા વીજય પ્રી. પ્રેમમાં શા. હરજીવનદાસ
અમરશીએ છાપ્યાં:
અમદાવાદી બજાર-નડીઆદ.

# અર્પણ પત્રિકા.

મ્હારા

પરમ પુજ્ય સ્વર્ગસ્થ

તિર્થસ્વરૂપ પિતાશ્રી.

મીઠાભાઇ વલ્લવભાઇ દેસાઇ

ના શ્રી ચર્ણે.

આપનો મ્હાનો આજ્ઞાંકિત

ગ્રંથકર્તા.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वथा ॥

मनु॰ ३, ५८.

"સ્થાયી ક્યાંએ સુખ નવ મળે સ્થાયી આશા ન ક્યાંએ
રે ! સંધ્યાની સુરખીવત સૌ સ્નેહના રંગ ભાસે."

સ્વ. કલાપી.

" બાપુ ! આ સૌ સુખ દુઃખ તણી વેઠ નાખી નથી કૈં,
આ તો બોજો કુદરત તણો માત્ર કલ્યાણ કારી,
આ ન્હાડો જે પથિક સહુને આવતા માર્ગમાં ત્યાં,
ચક્ષુવાળાં શ્રમિત ન બને કિન્તુ સૌન્દર્ય જોતાં.

સ્વ. કલાપી.

" નર જાત હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છન્દથી,
પણ નારીને રોવા વિના નહી કર્મમાં બીજું કંઇ."

સ્વ. સા. ગોવર્ધનરામ

Full many a gem of purest ray serene
The dark unfathomed caves of ocean bear:
Full many a flower is born to blush unseen,
Waste its sweetness on the desert air.

"Gray."

' Not a day passes over earth but men and women of no note do great deeds, speak great words and suffer noble sorrows. '

Cloister & the Hearth.

# ઉપોદ્ઘાત.

આ પુસ્તકની ભૂમિકા લખવાનું કામ, ત્હેના લેખક ભાઇ ત્રિકમલાલ દેસાઇએ મ્હને સોંપ્યું, અને મ્હેં તે બે કારણોથી સહર્ષ સ્વીકાર્યું, એક તો ભાઇ ત્રિકમલાલ નડીઆદના વતની છે. કે જે નડીઆદ મ્હારૂં "વહાલું વતન" હોઇ, અનેક પ્રતિભાશાળી પુરૂષો પેદા કરવા માટે પ્રસિદ્ધ છે,—બીજું, ભાઇ ત્રિકમલાલને હું છેલ્લા કેટલાક સમયથી ઓળખું છું, અને ત્હેમના વિદ્યાનુરાગી પણાને લીધે, તથા સાહિત્ય સેવી વૃત્તિ જોઇને, હું કહી શકું છું કે તેઓને જો અનુકૂળતા અને યોગ્ય ઉત્તેજન મળે તો ભવિષ્યમાં તેઓ એક ચાગ સંસ્કારી લેખક તરીકે ગુર્જર સાહિત્યની નમ્ર સેવા બજાવી શકે. એવી ત્હેમનામાં શકિત છે; અતઃ ત્હેમના ઉકત પ્રયાસનો. વાચકોને પરિચય કરાવવાનું ધર્મ કાર્ય કરતાં મ્હને આનન્દ થાય છે.

ગ્રંથકાર સંબંધે આટલું જણાવ્યા પછી આ પુસ્તક સંબંધે લખતાં જણાવવાનું કે, લેખક આ પુસ્તકને બે અથવા ત્રણ ભાગમાં પૂર્ણ કરવા ધારે છે; એમાંના પ્રથમ ભાગનાં છપાયલાં નવ પ્રકરણ આ ઉપોદ્ઘાત લખતી વખતે હું જોઇ ગયો અને તે ભાગનાં બાકીનાં પ્રકરણ તથા બીજા ભાગમાં આવતી વસ્તુના મુખ્ય મુદ્દા ભાઇ ત્રિકમલાલે મ્હને રૂબરૂ સ્હમજાવ્યા, એ જોતાં મ્હને લાગે છે કે આ પુસ્તક ગુજરાતી નવલકથાના વાચકોનું ઠીક લક્ષ ખેંચી શકશે.

આ પુસ્તકની લેખન શૈલિ કે પરિણામ પથ્યના પરવિસ્તૃત વિવેચન કરવાનું આ સ્થાન નથી. અતઃ એ કાર્ય સમાલોચના

કરનારાઓ માટે બાકી રાખી અત્રે તો એક આશાજનક નવિન ગ્રંથકારના નવ પ્રયાસનો અલ્પ પરિચય કરાવવાના કાર્યને જ ધર્મ માન્યું છે. લેખક પોતે સાક્ષરમાં ખપવાનો કે ધર્મોપદેશક હોવાનો દાવો કરતા નથી; એટલે એમના પુસ્તકમાં કોઇ સ્થળે જણાતા ભાષા દોષ કે ધર્મ નીતિ પ્રચારની પદ્ધતિ પર ટીકા થવાની જરૂર નથી; પરન્તુ એક નવલકથા વાચકોની રસવૃત્તિને પોષતાં પોતાની શક્તિ પ્રમાણે જનસમાજ પર જેટલો ઉપકાર કરી શકે તેટલો અને ત્હેવો ઉપકાર કરવા, ત્હેમણે આ પુસ્તકમાં હિન્દુ સમાજના કેટલાક જ્વલંત પ્રશ્નોને ઉંચા આદર્શથી ચર્ચ્યા છે એ બાબત ખાસ નોંધ લેવા જેવી છે.

મુંબઇ જેવાં મ્હોટાં નગરોમાં ગર્ભશ્રીમન્ત પિતાના રમણ જેવા પુત્રો ચંદનદાસ જેવા ખુશામતીયા મિત્રોની ખોટી સોબ-તના પરિણામે કેવી ભયંકર રીતે ખરાબ થાય છે? તથા એવા દુર્વ્યસન અને કુસંગમાં પડેલા પતિને સદાચારી શિક્ષકને હાથે શિક્ષણ લઇ સંસ્કારી બનેલી રસિકા જે આદર્શ આર્યબાળા પોતાના નીતિજ્ઞ અને સાચા મિત્રવત્ શુભેચ્છક વિદ્યાગુરૂ રતિલાલની સહાયતાથી કેવી યુક્તિ, ધિરજ અને ખંતથી સુધારે છે, ત્હેનો આ પુસ્તકમાં અસરકારક અને ઠીક ચિતાર આપ્યો છે. માસ્તર રતિલાલનું શિષ્ય શુભેચ્છક આદર્શ ચારીત્ર્ય રજુ કરી ગ્રંથકારે સ્ત્રી શિક્ષણની નવી ઉગતી તીવ્ર જીજ્ઞાસાવાળા વર્તમાન ભારતમાં શ્રધ્ધા અને આશાની નવી વ્હેતી નમ્ર ભાવનાને ઠીક પોષી છે! બીજું હરિકીર્તન કરનાર ઢોંગી અખંડાનંદ અર્થાત ભક્તિપનો સ્વચ્છંદી વામાચાર્ય ભોળી સ્ત્રીઓ ઉપર કેવી ભયંકર

અસર ફેલાવી રહ્યો છે! અને ડીટેક્ટીવ ઇન્સ્પેકટર ફુબાશ આવા પાપીઓનાં અપકૃત્યો ખુલ્લાં કરવામાં પોતાનું કર્તવ્ય કેવી અચ્છી રીતે બજાવે છે ત્હેનો અસરકારક ચિતાર આ પુસ્તકમાં ગ્રંથકારે ઉત્તમ રીતે આલેખ્યો છે.

સંકુચિત ક્ષેત્ર તથા આદર્શ લગ્નની ભાવનાને અભાવે હિન્દુ સમાજમાં થતાં અસમાન લગ્નોનાં કેવાં ભયંકર પરિણામ આવે છે! અને એને પરિણામે ઉભા થતા સામાજિક તથા ધાર્મિક સડાઓમાંથી વિદ્યાભ્યાસંગ તથા ઉત્તમ સંસર્ગની સહાયતાથી બુદ્ધિ કુશળ સ્ત્રી પુરૂષો પોતાની તથા પરની જાતને કેવી સરસ રીતે બચાવી શકે છે! તથા એક સુશિક્ષિત સંસ્કારી આદર્શ આય બાળા ગૃહસ્થાશ્રમના નિયમોનું પાલન કરવા સાથે, સમાજ સેવાનાં ઉચ્ચ આદર્શોને કેવી રીતે પોષી શકે છે! એ બતાવી, પરોક્ષ રીતે પોતાના જીવનનો સદુપયોગ કરવા, ગ્રંથકારે વાચક વર્ગને, આ ગ્રંથદ્વારા વિજ્ઞપ્તિ કરી છે. ત્હેમનો એ શુભ ઉદ્દેશ સફળ થાઓ એવી શુભેચ્છા સાથે, આ વકતવ્ય પૂર્ણ કરૂં છું.

**સિંધીગલી મુંબઇ.** } **પરધુભાઇ વ્હાલાભાઇ શર્મા**

તા. ૫–૯–૨૩

# બે બોલ.

હાલમાં આપણી ગુજરાતી ભાષામાં નાનાવિધ નવલ કથાઓની જે સૃષ્ટિ ઉદ્દભવેલી છે, તે બહુધા ઇંગ્લીશ તથા ફ્રેંચ આદિ પશ્ચિમના દેશની ભાષાઓમાં રચાએલી નવલ કથાઓની પદ્ધતિ અનુસાર ઉદ્દભવેલી હોવાથી નવલકથાની રચના વિષે પશ્ચિમના વિદ્વાનોના જે બે મુખ્ય મત છે તે જાણવું આવશક્ય છે.

પશ્ચિમના લેખકોમાં એક વર્ગ એવો છે કે જે **આદર્શવાદ**ના નામથી ઓળખાય છે: જ્યારે અન્ય વર્ગ **સત્યવાદી** અથવા **યથાર્થવાદી** કહેવાય છે. અંગ્રેજી ભાષામાં ઉપર મુજબના બે વર્ગના લેખકો માટે Idealist તથા Realist એ બેનામો વપરાય છે, તથા તેમના મતોને Idealism અને Realism ના નામથી ઓળખવામાં આવે છે. આમાં **આદર્શવાદી** [Idealist] લેખકનો એવો સચોટ અભિપ્રાય છે કે:— ગ્રંથો શાસ્ત્રીય વિષયના હોય, ઇતિહાસના હોય. કાવ્યના હોય, કે નવલકથાના હોય પરંતુ તેમાં નીતિ તથા ધર્મનો બોધ અગર તો નીતિ તથા ધર્મનો આદર્શ ખાસ કરીને હોવોજ જોઇએ; અને જો ઉપર પૈકીના કોઇપણ ગ્રંથમાં નીતિ તથા ધર્મના આદર્શનો અભાવ હોય તો તે ગ્રંથ

નાટક, નવલકથા, કે કાવ્યનો હોય છતાં પણ તે ત્યાજ્ય અને બહિષ્કારનેજ પાત્ર છે. અસ્તુ.

યથાર્થવાદી લેખકોનો મત પ્રથમના કરતાં સર્વથા ભિન્ન છે. તેઓની માન્યતા એવી છે કે એક નવલકથાકાર જ્યારે કલમ હાથમાં લે ત્યારે એજ એક માત્ર ત્હેનું ધ્યેય હોવું જોઇએ કે જે જે પ્રકારનાં પાત્રો નવલકથામાં આવતાં હોય તે તે પાત્રોના અત્યંત યથાર્થ જીવનનુંજ શાબ્દિક ચિત્ર આલેખવું; અને તે પાત્રોની વાસ્તવિકતાને બતાવતાં તે વિષયપ્રતિપાદનને યોગ્ય છે યા નહિ અને તેનું યોગ્યતાથી પ્રતિપાદન થએલું છે કે નહિ એ ખાસ ધ્યાનમાં રાખવું; કારણકે જેમ કેમેરાના કાચમાં કોઇપણ વ્યકિતનું સર્વાંગ ઉતરી આવે છે અને કૃત્રિમ સૌન્દર્ય કે કુરૂપતા આવતી નથી તેજ પ્રમાણે નવલકથામાં પણ ભિન્ન ભિન્ન પાત્રો પછી ભલે તે ઉત્તમ હોય યા અધમ હોય — તેઓના જીવનનું ચિત્રપટ સમાન હુબહુ પ્રાકૃતિક શબ્દ ચિત્ર આવવુંજ જોઇએ, અને તે પાત્રોના જીવનમાં નીતિ કે અનીતિ તથા ધર્મ કં પાપનો કૃત્રિમતાથી અથવા બળાત્કારે આવિર્ભાવ થવો નજ જોઇએ, મતલબકે નવલકથામાં સુકર્મ કે સન્નીતિનું તેમજ કુકર્મ કે અનીતિનું ચિત્ર તેના યથાર્થ સ્વરૂપમાંજ આલેખવું જોઇએ.

ઉપર મુજબનું લંબાણુ વિવેચન યથાર્થવાદ માટે કરવાની જરૂર એટલીજ છે કે પ્રસ્તુત નવલકથા સામાજીક હોઈ યથાર્થવાદનાં તત્વોને અનુસરીને આલેખાએલી છે. આ નવલકથામાં અનુભવ મિશ્રિત જનસમાજનાં નાનાવિધ પાત્રોનું હુબહુ આલેખન કરવાનો પ્રયાસ કરેલો છે. મ્હારા અલ્પ અનુભવ મુજબ એક સામાજીક નવલકથામાં રસિક આનંદ અને રસ વિક્ષોભ એ બે પ્રધાન હેતુ હોવા જોઈએ કારણ કે સંસારની ઘટમાળ દ્વંદ્વાત્મક હોવાથી, સમાજમાં ધર્મ ને અધર્મ, નીતિ ને અનીતિ, પ્રેમ ને તિરસ્કાર, તથા સ્વીકાર ને અસ્વિકાર વગેરેનો વિસ્તાર દ્રષ્ટિગોચર થાય છે. તો પછી પ્રેમ સાથે તિરસ્કાર અને આનંદ સાથે વિક્ષોભ આદિન હોય એમ સંભવેજ નહી. સામાજીક નવલકથા એટલેજ આ સંસારનું એક પ્રકારનું યથાર્થ શાબ્દિક ચિત્ર. આ ચિત્રમાં વિક્ષોભને મુખ્ય હેતુ તરીકે સ્વીકારવાની જરૂર ખાસ કરીને એટલાજ માટે છે કે સામાજીક નવલકથામાં જનસમાજની જેટલા અંશે અધોગતિ થએલી હોય તેનું આલેખી શકાય તેટલા પ્રમાણમાં આબેહુબ ચિત્ર આલેખવું કે જેથી વાંચકના હૃદયમાં અધોગતિના ચિત્રપટને નીરખી પ્રબળ વિક્ષોભ થાય અને તેથી અધોગતિના નિવારણની પ્રબળ આકાંક્ષા ઉદ્દભવે.

ફક્ત આદર્શ સ્ત્રી પુરૂષોનાં જીવન ચરિત્રોના વાંચનથી કે આલેખનથી સમાજની અધોગતિના સત્ય સ્વરૂપનું જ્ઞાન મેળવી શકાતું નથી; અને સમાજની આ અધોગતિના અજ્ઞાનના પરિણામે ને નિવારણના પ્રયત્નો ન થવાથી સમાજ દિનપ્રતિદિન અધોગતિના ખાડામાં ઉંડો અને ઉંડો ઉતરતો જાય છે. આ ઉપરથી સહજ સમજી શકાય તેમ છે કે ઉપરના બન્ને મતવાદીઓમાં જે ભેદ રહેલો છે તે માત્ર પદ્ધતિનો છે નહી કે ઉદ્દેશનો. **યથાર્થવાદીની** પદ્ધતિ **આદર્શવાદી** કરતાં કંઇક અંશે ઉત્તમ છે, કારણ કે એક પુરૂષ યા સ્ત્રી આદર્શ સ્ત્રી પુરૂષોનાં ગમે તેટલાં આદર્શતામય ( ધર્મ તથા નીતિથી ભરપુર ) ચારિત્રોને વાંચ્યા કરે, પરંતુ જ્યાંસુધી અધર્મ અને અનીતિમય જીવનમાં છુપાએલી ભયંકરતાનું વાસ્તવિક જ્ઞાન ન થાય ત્યાં સુધી અમુક પ્રકારના મનોવિકારોની પૂર્તિના વિચારો મંદ પડતા નથી. તેથી કરીને અજ્ઞાન અવસ્થામાં અધર્મ તથા અનીતિના માર્ગમાં દોરાઇને પતિત થવાનો સંભવ વિશેષ રહે છે. કદાચિત જો પાછળથી પશ્ચાત્તાપ થાય છે તો તે "પાણી વહી ગયા પછીની પાળ" સમાન હોઇ નિષ્ફળ નીવડે છે. ટુંકામાં એટલું જ કે સંસારમાં મનુષ્યજાતિને સ્વકલ્યાણાર્થે ધર્મ તથા

નીતિની જેટલી જરૂર છે તેટલીજ અગરતો તેથી કાંઈક વિશેષ પ્રમાણમાં અધર્મ તથા અનીતિનાં ભયંકર પરિણામો તથા અનીતિમય જીવન ગાળનાર વ્યકિતઓના છળપ્રપંચોના જ્ઞાનની, તેઓના સંસર્ગથી દૂરરહેવા અને તેઓના ભોગ થતાં બચવા માટે જરૂર છે, આ તત્વ સર્વથા નિર્વિવાદ છે. ઉપર પ્રમાણેનો મત મહાન પાશ્ચાત્ય વિદ્વાન કાર્લાઈલ [ T. Carlyle ] નો પણ છે. અધમ તથા અનીતિમય જીવનમાંરહેલાંભયંકર પરિણામો ને જાણવા છતાં જો કોઇપણ વ્યકિત હાથમાં દીવો લઈ કુવે પડવા જનાર પ્રાણી પ્રમાણે અધર્મના માર્ગે ગમન કરે તો તે દોષ તેનો પોતાનોજ છે નહિ કે યર્થાથવાદ ની પદ્ધતિએ લખનાર લેખકનો. અસ્તુ.

ઉપર મુજબની ભાવનાઓને લક્ષ્ય બિન્દુ તરીકે રાખી મ્હારી અલ્પ મતિ અનુસાર આ નવલકથાનાં પાત્રોની ગુંથણી કરી છે જે આજે ગુજરાતી વાચક વર્ગ ના હસ્તકમળમાં મૂકી કૃતાથ થાઉં છું. આ મ્હારો પ્રથમ પ્રયાસ હોવાથી તેમાં જો કોઇ પણ પ્રકારનો ભાષા અગર તો વિચાર દોષ હોય તો તે માટે વાચક વર્ગ ઉદાર દીલે ક્ષમા અર્પી, હંસન્યાયે નીર ક્ષીર અલગ કરી ગ્રહણ કરશે, અને જો સૂચનાઓ કરવાની કૃપા કરશે તો દ્વિતીય આવૃત્તિમાં તે અમલમાં મુકવાની ખાસ કાળજી લેવામાં આવશે.

મ્હારા પરમ સ્નેહી મિત્ર શાસ્ત્રી પરશુભાઇ વ્હાલાભાઇ શર્મા એ આ નવલ કથાની જે વિદ્વતા પૂર્ણ ભૂમિકા લખવાની કૃપા કરી છે તે માટે આ સ્થળે તેઓ શ્રીયુતનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું; તથા અન્ય સ્નેહી જનોએ જે ઉત્સાહ ભર્યો ભાગ આ નવલ કથાના પ્રકાશન કાર્યમાં લીધો છે તે માટે તેઓ સર્વનો પણ હું આભાર માની છેવટે મહાકવિ ભવભૂતિ કહે છે તેમ:—

उत्पत्स्यते स्म मम कोऽपि समानधर्मा ।
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥

કોઇને પણ આ ગ્રંથ હિતકર થશે તો સમાજ સેવાની ધારેલી ભાવના કંઇક અંશે ફલીભુત થએલી માની સંતોષ થશે. અસ્તુ.

વિજયા દશમી, ૧૯૭૯. ગ્રંથકર્તા

## અનુક્રમણિકા.

હરિ ૐ

# રસિકા

ઉર્ફે

# આદર્શ આર્યબાળા.

## પ્રકરણ ૧ લું.

### સાહિત્યનું શિક્ષણ.

" કલા છે ભોજ્ય મીઠી તે ભોક્તા વિણ કલા નહિ !
" કલાવાન કલા સાથે ભોક્તા વિણ મળે નહિ ! "

( સ્વ. કલાપી. )

શ્રી મોહમયીની મનોરંજન નાટકશાળા મુકી ચર્નીરોડની ફાટક તરફ આગળ વધતાં એક વિશાળ મહાલય આવેલું છે. આ મહાલયના ત્રીજા મજલાના જરૂખામાં સાંજના ૭ વાગે એક સુકોમળ, લલિતાંગી બાળા સ્હામેના ઉદધિના વિશાળ જળતરંગોપર નજર નાંખતી બેઠેલી દ્રષ્ટિગોચર થાય છે. જરૂખામાં એક બાજુપર એક સુંદર ટ્રીપોય છે. તે પર એક બે પુસ્તકો અર્ધ ઉઘાડાં પડેલાં છે. એક સુશોભિત મખમલ જડિત ખુરસીમાં તે બાળા બેઠેલી છે, ખોળામાં મહાકવિ કાળિદાસ વિરચિત " મેઘદૂત "ની સચિત્ર આવૃત્તિ

છે; જેમાંથી તે વારંવાર ત્રુટક શ્લોકો વાંચે છે, વળી સ્હામે પડેલાં પુસ્તકોમાંથી કોઇ રસિકકાવ્ય ક્હાડી વાંચે છે, વાંચતાં નિશ્વાસ નાખી ક્ષણ ભર પુસ્તકને ખોળામાં પડતું મુકી, હથેળીમાં હડપચી ટેકવી ગંભીર વિચારમાં નિમગ્ન થએલી જણાય છેઃ—આ સઘળું અવલોકતાં એટલી તો ખાત્રી થાય છે કે તે કાંઇક ઉંડું મર્મ દુઃખ ભોગવે છે, તેનો મનોદેવતા તેને વારંવાર સતાવતો જણાય છે; અને તેથીજ તે બાળાનું કોમળ હૈયું ઉભરાય છે અને વારંવાર નિસાસા નાખે છે. અંતે દૂર ક્ષિતિજ રેખાપર સૂર્યદેવને ડુબી જતા જોઇ તે કોમળાંગીનાં નેત્રમાંથી બે ચાર ઉષ્ણ અશ્રુ બિન્દુઓ સરી પડયાં અને નિમ્ન લિખિત ઉદ્દગારો નીકળવા લાગ્યા. " હે ! સુખીઆ સંસારમાં દુઃખીઆના બેલી રામ ! હું એ આ મહા—સાગરના મહાજળની અનંત લહરીઓમાં સમાઈ જાઉં તો કેવું ? પ્રભુ ! આપ સર્વના બેલી છો તો આ રંક બાળકી પર આપ કાં દયા દર્શાવતા નથી ? હજુ તો વાકય પુરૂંએ થયું નથી ત્યાં તો પાછળથી કોઇ પુરૂષનો પરિચિત સ્વર સંભળાયો, " બ્હેન ! પ્રભુ સદા સર્વદા દયાળુજ છે."

બાળા શરમાઇ ગઇ. ક્ષણભર મસ્તક નીચું નમાવી પૃથ્વી ખણવા લાગી, સોડીયું વાળી બોલી, " પધારો રતિભાઇ, આજે તો નિયમ કરતાં કાંઇક મોડા આવ્યા ? શું ઓફીસમાં કામ ઘણું હતું કે ભાભીએ રોકી રાખ્યા કે પછી મ્હારાપર રિસાયા છો ? કાંઇક બોલો તો ખરા ? આમ મુંગા મંતર કેમ થઇ ગયા વારૂં ?

રતિલાલે ખુરસીપર આસન તો લીધું, પરંતુ જાણે એ ખુરસીજ વિચાર સ્થાન હોય તેમ તે વિચાર મગ્ન થઇ ગયો, તે વિચારવા લાગ્યોઃ—" અરે આજે રસિક ગૌરી આમ ઉદાસ કેમ દિસે છે ?



હું એ......અનંત લહરીઓમાં સમાઈ જઉં તો કેવું? પ્ર. ૧

મનોરંજન પ્રેસ, મુંબઈ.

કોઇ દિ નહિ ને આજે બ્હેન પ્રભુની દયા યાચતાં હતાં તે શું ? અરેરે ! ભગવન્ ત્હારી સૃષ્ટિમાં આવાં નિર્દોષ સુકોમળ ફુલડાં સમાં ત્હારાં બાળુડાંના મુખમાં દુઃખોદ્દગાર ? " આમ વિચારમાળા ફરતી હતી ત્યાં રસિકાના શબ્દો અર્ધા સાંભળ્યા ન સાંભળ્યા ને ચમકીને પુછ્યું. " શું કહ્યું બ્હેન ? મોડો શાથી થયો ? હાં, આજ ઓફીસમાં જરા કામ પણ વિશેષ હતું અને વળી ઘેર આવ્યો ત્યારે તમારાં ભાભીએ જરા ગરમ ગરમ નાસ્તો કરવા આગ્રહ કર્યો એટલે ઉપર આપની પાસે આવતાં સ્હેજ મોડું થયુંઃ મ્હારી એ કસુર બદલ આપની ક્ષમા યાચું છું ! "

" હાં, હાં, ભાઇ એવો વિવેક ન કરતા ! તમારી ક્ષમા મ્હારે યાચવી જોઇએ કારણ કે હુંજ મોઇ એવી ભાન સુની થઇ ગઇ હતી કે મ્હેં આપને આવેલા જાણ્યાએ નહિ; અને વ્હા ! ભાભીએ ભાવ પૂર્વક નાસ્તો તૈયાર કર્યો અને તમે ન આરોગો તો ભાભીનું બિચારીનું દિલ કેટલું દુખાય ? ને જો ઉતાવળે ઉપર આવો તો ભાભી નિસાસો નાખે અને નારાજ થાય તેનું પાપ મ્હને લાગે ! ખરેખર, ભાઇ, ભાભી તે ભાભીજ છે ! પ્રભુ ગૃહે ગૃહે એવાં સ્ત્રી રત્નો અર્પે તો સંસાર સ્વર્ગમય બની જાય ! " રસિકાએ શુદ્ધ અંતઃકરણથી ભાભીનાં વખાણ કર્યાં.

" હા બ્હેન, આપની વાત કેટલેક અંશે સત્ય છે; પરંતુ આપનાં પ્રિય ભાભીસાહેબને આટલાં બધાં વખાણ કરી જો તમો બ્હેકાવશો તો પછી મ્હનેજ ભારે થઈ પડશે ! જો ખરી વાત કહું તો તમારાં ભાભી જ્યારે પ્રથમ આવ્યાં ત્યારે એવાં હતાં કે જેની વાત ન પુછો ! પરંતુ મ્હેંજ એમની પાછળ મહેનત લઇ એમને પુસ્તકો વંચાવવા માંડયાં, શિખવાડવાં શરૂ કર્યાં; અને આમ મૂળથીજ

એમના દિલમાં રસ ઉત્પન્ન કર્યો. છતાં એટલું ખરૂં કે તે મૂળથીજ ઘણી માયાળુ અને ભોળા દિલની હતી; તથા કેટલીક નાદાન ઉછ્ં-ખલ છોકરીઓ જેવી તે નહિ; કારણ કે માબાપનાજ સંસ્કાર સારા." રતિલાલે સત્યસ્ફોટ કર્યો.

"ભાઇ, જવા દો ને હાલના સમયની વાત ! કેટલાક શ્રીમંતોની છોકરીઓજ ઉછાંછળી અને ચીબાવલી હોય છે; જ્યારે કેટલીક સાધારણ વર્ગની બાળકીઓને તેમનાં માબાપજ ખોટા સંસ્કાર પાડે છે, અને ન્હાનપણુથીજ ગૃહ કંકાસમાં ભેળવી કજીઆખોર કરે છે. વળી કેટલીક વખત સારા ઘરની બાળકીઓ નમ્ર અને સુશીલ હોય છે, ત્યારે એ બિચારી નિર્દોષ બાળાઓને લોકાચારના ભોગરૂપે મોટે ઘેર વળાવી સારા સંબંધ બાંધવાની લાલચે શ્રીમંતોના મૂર્ખ પુત્રો સાથે પરણાવી જન્મભરની દુ:ખિની કરવામાં આવે છે. જવા દો ને એ વાતોજ ! તે દિવસે "માલતી માધવ" ના નાટ-કમાં માલતી કહેતી હતી તેવીજ આપણા દેશની બાળાઓની સ્થિતિ છે કે "દીકરા ઘરનું રાજ્ય કરે ભલે દીકરી જાય મશાણે." પરંતુ જો સર્વે પતિઓ આપના જેવા સુજ્ઞ અને સમજુ હોય તો બિચારી કુમળા મગજની બાળાઓનો ભવ સુધરી જાય. અરેરે ! પુરૂષ પ્રકૃ-તિજ સ્વાર્થી છે એટલે ગરીબ બાળાઓનોજ દોષ નીકળે, નહિ વારૂ ?" રસિકાએ ઉભરો કહાડયો.

"હા બ્હેન, તમે કહો છો તે સત્ય છે. આપણા દેશમાં અને તેમાં વળી આપણા જેવા ઉચ્ચ શ્રીમંત વર્ગમાં ઉપરથી પૉલીશ અને અંદર ઘણો સડો થતો જાય છે. આવી વાતોથી તમારૂં દિલ દુ:ખાય છે ? હશે, જવા દો, પરંતુ મ્હને કહેશો કે હું આવ્યો ત્યારે તમારા મુખમાં દુ:ખોદ્દગાર શાથી હતા ?" રતિલાલે પ્રશ્ન કર્યો.

" કાંઇ નહિ રે, એતો સહજ. એકાંત મળતાં મન હજારો ગાંડા ઘેલા તર્ક કરે ! બાકી કાંઇ નહિ. " રસિકાએ ટુંકું કર્યું.

" નહિ, એમ વાત ઉડાવો નહિ. મ્હારા સોગન ન કહો તો ! કહેવુંજ પડશે. " રતિલાલે આગ્રહ કર્યો.

" આપ સમજો તે ખરૂં, કહીશ, ભાઇ, તમને મ્હારી મનો-વ્યથા નહિ કહું તો કોને કહીશ ? એક દિવસ જરૂર કહીશ. આજે મ્હને માફ કરો. " રસિકાએ દુઃખાતા દિલે વાત ટુંકી કરી.

" હશે, જો આપના દિલને દુઃખ થતું હોય તો એ વાત જાણવા મ્હારો આગ્રહ નથી. હાં, બ્હેન, આ પુસ્તક શેનું છે ? " રતિલાલે વાતનું વળુ બદલ્યું.

" આ તો ન્હાના ન્હાના રાસ છે; " અને પેલું રંગીત પુંઠા-વાળું પુસ્તક રોમીઓ અને જુલીએટનું નાટક છે. અને તમે આવ્યા ત્યારે મ્હારી પાસે 'મેઘદૂત' હતું. ભાઇ, કાળિદાસ તે કાળિદાસજ હતા. કેવું હૃદયદ્રાવક સંદેશ કાવ્ય. કહે છે કે તે પછી એક કોડી સંદેશ કાવ્ય લખાયાં પરંતુ આને જોટે એક ન આવે, એતો બધી નકલો. નહિ વારૂ ? " સાહિત્યની ઉપાસકે સાહિત્ય પ્રકરણ ખોલ્યું.

" હા બ્હેન, એ સર્વોત્તમ કાવ્ય છે. એના તરજુમા લગભગ દુનિયાપરની સર્વ ભાષાઓમાં થયા છે. " રતિલાલે ચર્ચા લંબાવી.

" હેં ભાઇ, આજકાલ તો આપણા ગુજરાતી સાહિત્યમાં પણ તરજુમા સારા થાય છે. અભ્યાસ છોડી દીધા પછી એવાં મનોહર પુસ્તકો વાંચવાનું ઘણું મન થાય છે. નકામો વખત ખુટતો એ નથી ! " રસિકાએ કહ્યું.

" હા બ્હેન, હાલમાં આપણો સાક્ષર વર્ગ જુનાં રસિક પુસ્તકોના તરજુમા કરવા તરફ વળ્યો છે. તેમાં કેટલાંક તો ઘણાં રસિક અને હૃદયંગમ છે. જો તમારે વાંચવું હોય તો હું આવતી કાલે " ગીત ગોવીંદ " લાવીશ. રાધા અને કૃષ્ણના પ્રેમનું આલેખન છે. ઘણુંજ મધુર અને રસથી ભરપુર કાવ્ય છે. " રતિલાલે લંબાવ્યું.

" હા ભાઈ, લાવજો. અવશ્ય એ પુસ્તક હું વાંચીશ. મ્હારો વિચાર એમ થાય છે કે એકાદ લાયબ્રેરીની ગ્રાહક થાઉં, પરંતુ વળી વિચાર આવે છે. " રસિકાએ સંકોચાતાં કહ્યું.

" એમાં વળી વિચાર શા ? કહો તો કાલેજ તમારા નામે ' ડીપોઝીટ ' ભરી આવું, પછી તમે રામાને અગર મહેતાજીને ચીઠ્ઠી લખી આપી મન ગમતાં પુસ્તકો મંગાવજો. " રસિકલાલે કહ્યું.

" ના રે ભાઇ, આપને એ તસ્દી શી ? એ તો હું બંદોબસ્ત કરી લઇશ. હાં, પરંતુ ભાભીનો અભ્યાસ કયાં સુધી આગળ વધ્યો છે ? લાવો, ભાભીને બોલાવું ? " રસિકાએ રમુજથી પુછયું.

" રહેવા દો બ્હેન, રસોડામાં ઘણું કામ હશે. અભ્યાસમાં તો માત્ર ગુજરાતી સાહિત્યનુંજ સેવન થાય છે, કારણકે અંગ્રેજી એમનાથી શિખી શકાતું નથી–ફુરસદ પણ મળતી નથી; તેમજ હું પણ હાલ નવરો નથી. વળી જુઓને, આટલી ઉમરે શરૂ કરે તેનાથી બરાબર ન એ શિખાય. કાંઇ પાકી કોઠીએ કાના ચોટે ખરા કે ? " રતિલાલે કહ્યું.

" હા, એ બધું તો ખરૂં. છતાં પણ તમે મ્હારે માટે જેટલો શ્રમ લો છો તેટલો ભાભીને માટે લો તો શિખવાડી શકો તેમ છે.

એમને સંગીત કેમ નથી શિખવાડતા ? " વળી રસિકાએ રસિક પ્રશ્ન કર્યો.

" બ્હેન, ભાભી તમારી ભલી માણુસ છે. તે શરમાય છે. થોડું ઘણું ગાતાં આવડે પણુ છે. વળી હાલ એ વિષયનું શિક્ષણુ અપાય એવો સમય પણુ નથી." રતિલાલે કહ્યું.

" ચાલો ભાઇ, ત્યારે મ્હને તો પેલું ગઇ કાલે અધુરૂં મુકેલું કાવ્ય સમજાવો અને હારમોનિયમ પર તૈયાર કરાવો. પાછા જવાની ઉતાવળ કરશો અને અભ્યાસ એમને એમ રહી જશે. વાતોમાં બજ્યો વખત પણુ ક્યાં જણાય છે જે ! " રસિકા બોલી અને ઉઠી, પાછળ રતિલાલ પણુ ઉઠયો એટલામાં સ્હામે કવીન્સ–રોડપરથી એક સુશોભિત મોટરકાર સપાટાબંધ આવી મહાલયના દ્વાર સમક્ષ થોભી અને સ્વાભાવિકજ અવાજપ્રતિ દોરાઇ બન્નેએ જરૂખામાંથી સાથે નીચું જોયું. મોટરમાંથી બે યુવાનો તદ્દન " અપ–ટુ–ડેટ વિલાયતી પોશાકમાં સજ્જ થએલા ઉતર્યા અને તેમણે પણુ સ્વાભાવિકજ ઉંચું જોયું. એક યુવકે અન્યનો હસ્ત દાબી કહ્યું:–" જોયું ! જ્યારે જુવો ત્યારે બન્ને સાથેજ હોય છે ! " બન્ને યુવાનો સાથે મહાલયમાં દાખલ થયા.

નિર્દોષ બાળા રતિલાલને લઇ બાજુના ઓરડામાં ચાલી ગઇ. આ ઓરડો ઘણોજ સુશોભિત હતો. તરેહવાર સુન્દર ફરનીચરથી શણુગારેલો હતો. એક તરફની બારી નજીક એક બંધ હારમોનિયમ હતું. પાસે બે સુંદર બેન્ટવુડની ખુરસીઓ હતી; જેમાંની એક પર રસિકાએ અને બીજીપર રતિલાલે સ્થાન લીધું; ને રસિકાએ હારમોનિયમની પેટી ખોલી, ત્યાં તો રતિલાલે પ્રશ્ન કર્યો, " બ્હેન, ગઇ કાલે

ક્યાંથી અધુરૂં મુકયું હતું ? સંગીતની સાથે સાહિત્યનો અભ્યાસ આપને ઘણોજ પ્રિય જણાય છે ! દિવસે દિવસે તે તરફ તમારો શોખ વધતો જાય છે, નહિ વારૂ ?"

"હા ભાઈ, મ્હને સાહિત્ય અને સંગીત બન્ને ઘણાં પ્રિય છે. ગઈ કાલે મ્હને કલાપી મહારાજનું "વીણાનો મૃગ" એ નામનું કાવ્ય આપે સમજાવ્યું હતું, જે લગભગ અર્ધું થયું હતું; બાકીનું મ્હેં પણ વાંચી લીધું હતું. કાવ્ય ઘણું રસિક અને હૃદયને આર્દ્ર કરે તેવું છે, નહિં વારૂ ?" રસિકાએ અભ્યાસની શરૂઆત કરી.

રતિલાલે 'કલાપીનો કેકારવ' ઉઘાડી કાવ્યવાળું પાનું કહાડયું અને કયાં સુધી સમજાયું છે એમ પુછયું. જેના જવાબમાં "માલિની છંદથી બાકી છે." એમ રસિકાએ જણાવ્યું.

"બ્હેન, હવે તો તમો પિંગળના છંદો બહુ સારી રીતે વગાડી શકો છો. આ માલિનીની ચાર લીટીઓ વગાડો જોઉં. એ ઘણો દયાર્દ્ર અને હૃદયને હચમચાવે તેવો છંદ છે." રતિલાલે શરૂઆત કરાવતાં કહ્યું.

"તમે સમજાવો પછીથી હું ગાઈશ." રસિકાએ કહ્યું.

"ના, તમે વગાડો અને સાથે સાથે ગાઓ. બરાબર રાગ ગવાશે એટલે એના ભાવો આપોઆપ સમજાશે." રતિલાલે આગ્રહ કર્યો.

"લો ત્યારે હું ગાઉં. પેટી નહિ વગાડું તો નહિ ચાલે ?" વળી રસિકાએ બ્હાનું કહાડયું.

"નહિ બ્હેન, સાજ વિનાનું સંગીત ? જેવું લુણ વિનાનું અન્ન ! માટે વગાડો અને ગાઓ." રતિલાલે કારણ દર્શાવ્યું.

" કોણ જાણે, રતિલાલ ભાઈ, તમારામાં શો પ્રભાવ છે કે મ્હારાથી તમારો એક પણ બોલ ઉથામાતો નથી. લો ત્યારે હું ગાઉં છું અને પેટી પણ વગાડું છું." કહી નીચેના માલિની છંદથી અભ્યાસની શરૂઆત કરી.

" સરરર સુસવાટો થાય ત્યાં બાગમાં કૈં,
અરર, મૃગ બિચારો ઉછળીને પડે છે;
થર થર થર ધ્રૂજે કન્યકા ત્રાસ પામી,
શિથિલ કર થતાંએ બીન તૂટે પડીને."

( સ્વ. કલાપી. )

અહાહા! માલિની જેવો આર્દ્ર છંદ, સાથે મધુર સૂરનું વાજીંત્ર, વળી કોકિલાને પણ શરમાવે તેવો એક નવયુવાન સુન્દરીનો સુકોમળ, કિન્નર કંઠ, અને વળી સંધ્યાનો સમય, આ સર્વ રમણિયતાએ તે ઓરડાને આનંદથી ભરી દીધો. બન્ને આત્માઓ એકમયતા અનુભવવા લાગ્યા અને આમ આખું કાવ્ય પુરૂં થતા સુધી સંગીત ચાલ્યું.

પેલા મદમસ્ત યુવકોનું યુગલ ડોલતું ડોલતું ઉપર દિવાનખાનામાં આવી લાગ્યું. અંદર દાખલ થતાં એક યુવક, એક તરફની બારી આગળની ઈઝીચેરમાં સૂતેલા વૃદ્ધ પુરૂષ તરફ ફરીને બોલ્યો, " પિતાજી, આજે શનિવાર હોવાથી હું નાટક જોવા જાઉં છું."

" ભાઈ એકલોજ જાય છે? બધાંને સાથે લેતો જા ને!" વૃદ્ધ પિતાએ વાત્સલ્ય ભાવે કહ્યું.

" ના રે બાપુ, આજકાલ બૈરાંઓને નાટક જોવાનો પવન લાગ્યો છે અને તેથી બૈરાંઓ ખરાબ થાય છે." ભાઈએ કપડાં ઉતારતાં વિદ્વતા દર્શાવી.

" ના ભાઈ, કહે છે કે આજનો ખેલ તો ખાસ સ્ત્રીઓને જોવા જેવો સારો બોધદાયક છે ?" પિતાએ દલીલ કરી.

" બાપુ, એ તમે ન સમજો. સ્ત્રીઓને ખોટી લત પડે છે." કહી બાપથી પણ વધુ અક્કલવાન પુત્રે રોફથી રામાને બૂમ મારી " રામા ! એ રામા !"

" જી, ભાઈ સાહેબ ! " કહેતો રામો સામો બારણામાં આવી ઉભો.

" જંગલી, ગદ્ધા, હું કયારનો બૂમ મારૂં છું ને. જા, જલદી મહારાજને કહે બે પાટ માંડે, અને બાથ રૂમમાં સાબુ અને ગરમ પાણી મુકી આવ; તથા સાંભળ, એ ઈડીયટ, મોટરવાળાને પણ અહીંજ જમી લેવાનું કહેજે." શ્રીમંત પિતાના અક્કલવાન પુત્રે દીમાકમાંજ હુકમ કર્યો.

દશ મીનીટમાં રામો પાછો આવ્યો ને ખબર આપી કે સર્વ તૈયાર છે. બન્ને ઉઠયા હાથ મ્હોં ધોઈ જમવા ગયા. આણી ગમ રસિકાના અભ્યાસ ગૃહમાં ચાલતું સંગીત અને તેની સમજુતી ઘણી આગળ વધતી હતી. જમતાં જમતાં તેઓના કાને અભ્યાસ ગૃહમાંથી નીચેનો સંવાદ આવી અથડાયોઃ—

" જુઓ બ્હેન, કલાપી મહારાજ કળાની કેટલી કિમ્મત આંકે છે ! એ તો સત્ય છે કે ભોક્તા વિણ ભોજ્ય ન હોય અને ભોજ્ય વિણ ભોક્તા ન હોય. એજ ખરૂં પ્રેમનું રહસ્ય. એનું નામજ શુદ્ધ સાત્વિક સ્નેહ." " હા ભાઈ, કલાપી મહારાજની પ્રત્યેક લીટીમાં પ્રેમ, દ્રવે છે. " " હા બ્હેન, તેનું મુખ્ય કારણ એ છે કે મહારાજ પોતે એક ચુસ્ત સુફીવાદી મહાત્મા હતા." " હાં, સુફી વાદ વિશે

પ્હેલાં પણ આપે એક વખત ઉલ્લેખ કર્યો હતો; પરંતુ કાંઈ સમજાવ્યું નહિ." "બ્હેન, કાલે તમોને જરૂર સમજાવીશ. આજે ઘણો સમય થઈ ગયો છે. એ એક પ્રેમલક્ષણા ભક્તિનું અંગ છે." "હશે, હવે કાલ પરજ રાખોને!" આ બાલિકાનો અભ્યાસ આમ ચાલતો હતો.

આણી ગમ ધનાઢ્યના પુત્રના શુભેચ્છક મિત્રે જમતાં જમતાં સાંભળેલા શબ્દોનું વિવરણ કરવા માંડયું, "રમણ, જોયું, હું ત્હને કહું છું તે શું ખોટું છે? જ્યારે જુઓ ત્યારે પ્રેમ કાવ્યો સિવાય બીજાનું શિક્ષણજ નહિ. વળી પ્રેમ, પ્રેમ, ને પ્રેમનીજ વાતો. મ્હારે તો શું ભાઈ? આપણે તો ત્હારા ભલા માટે કહીએ છીએ! એ તો આજકાલની બહુ ભણેલી છોકરીઓ! તેઓનાં મૂળ ઘણાં ઉંડાં હોય! ભવિષ્યમાં ભારે પડશે." મૂર્ખ મિત્રે મર્કટને મદિરાપાન કરાવ્યું.

"દોસ્ત ચંદન, તું કહે છે તે ખરૂં! પરંતુ જ્યાં સુધી ભાઈબ્હેન પેઠે વાતો ચલાવે ત્યાં સુધી હું કાંઈ કરી શકું નહિ. વળી સંપૂર્ણ ખાત્રી થયા સિવાય કાંઈ બોલવું તે પણ ઠીક નહિ. જાણે છે, પિતાશ્રીને બન્ને ઘણા પ્રિય છે તે?" રમણલાલે ખુલાસો કર્યો.

"હવે એ બધું તો ઠીક. અંદરનો ભેદ તું ન સમજે." હિતેચ્છુ મિત્ર ચંદનદાસે વળી ઝેર રેડયું.

હરિ! હરિ! આ મર્ખાઓ દેવદૂત જેવાં સાફ દિલનાં નિર્દોષ પંખીડાં પર ભયંકર આક્ષેપ કરતાં ડરતા એ નથી! આ મિત્ર યુગલ કેવું નાટક જુએ છે તે આપણે હવે જોઈએ.



# પ્રકરણ ૨ જું.

## શ્રીમંતાઇનો સદુપયોગ.

બન્ને મિત્રો વાળુ કરી, કપડાં પ્હેરી, બ્હાર જવા તૈયાર થયા એટલે રમણુલાલના પિતાએ આટલી બધી ઉતાવળ કરી વ્હેલા જતા જોઇને પુછયું, " ભાઇ નાટક તો સાડા નવ વાગે શરૂ થાય છે અને હજુ તો સાતજ વાગ્યા છે, તો પછી આટલી બધી ઉતાવળ કરવાનું શું કારણ ? "

" બાપુ, હજુ એક મિત્ર પણ સાથે આવનાર છે. તે કોટમાં રહે છે. તેને માટે પણ ટીકીટ લીધી છે. તેને તેડીને પછી સાથે સાથે જાશું. " હિતેચ્છુ મિત્રે સાઠ વરસના અનુભવીને ઉડાવ્યા અને મિત્ર ધર્મ બજાવ્યો.

બ્હાર નીકળી નીચે આવી મોટરમાં બેઠા ત્યાં રમણુલાલે મોટરવાળાને કહ્યું:—" મૂર્ખ, ત્હને હજારો વખત કહ્યું છે કે જ્યારે જ્યારે હું રાતના બ્હાર જાઉં ત્યારે ત્યારે મોટરને બરાબર શણુગારવી. ફ્લાવર સ્ટેંડમાં આટલાંજ ફૂલ કેમ છે, વધુ ન્હોતાં ? "

" શેઠ, માળીએ આપ્યાં તેટલાં મૂક્યાં. " આમ ટુંકો ઉત્તર આપી મોટરવાળાએ મોટર ચલાવી. મોટરનો અવાજ સાંભળી રસિકાએ જરૂખામાં આવી નીચે દ્રષ્ટિપાત કર્યો ને એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. નેત્રોમાંથી બે ચાર ઉષ્ણુ અશ્રુબન્દુઓ ટપકી પડયાં અને ઉદ્‌ગાર નીકળ્યા:—

" હરિ, હરિ, શ્રીમંતાઇનો આ સદુપયોગ ! પ્રભુ મ્હેં પુર્વજન્મે શાં પાપ કર્યાં હશે કે આવાં મર્મ દુઃખ સહેવાને તું મ્હને

જીવાડે છે ? હૃદયની વ્યથા હું કોને કહું ? " આમ વિચારતી કોણી પર હસ્ત ટેકવી, હથેળીમાં મુખચંદ્ર લઇ સમુદ્રના વિશાળ જળ તરંગોપર દ્રષ્ટિ નાખતી આ લલિતાંગી લલના મૂક બની ગઇ.

વ્હાલા વાંચક ! મોટર સાત વાગ્યાની નીકળી, બે કલાક વહેલી કઇ નાટકશાળાએ ગઈ હશે તેનો કાંઇ ખ્યાલ આવે છે ? મોટર મહાલયના બગીચામાંથી નીકળી રોયલ ઓપેરા હાઉસ આગળ થઇ બરાબર ક્વીન્સરોડની સામે આવેલા ગ્રાંટરોડ તરફને રસ્તે જતાં જે કેનેરી પુલ આવેલો છે તે તરફ ચાલી. આ પુલના ઢોળાવ આગળ જમણી બાજુએ નીચે ફાટક તરફ જતાં એક બે મજલાનો ન્હાનો પણ સુશોભિત બંગલો આવેલો છે. બંગલાની ચોફેર એક ન્હાનો બગીચો છે. એક લોખંડનો દરવાજો ઓળંગી અંદર જતાં એક આરસનો સુંદર ફુવારો છે, જેને ફરતા ગુલાબના છોડ ઉછેરેલા છે. આ ફુવારાનો ગોળાર્ધ ફરી આગળ વધતાં ન્હાનાં સુંદર આરસનાં પગથિયાં છે. આ પગથિયાં ચડયા પછી અંદર બંગલામાં દાખલ થવાય છે. આ બંગલો લીલા રંગે રંગેલો છે. તેની સર્વ બારીઓએ અને આગળના જરૂખામાં રેશમી ઝુલવાળા પડદા ઝુલી રહ્યા છે. હાલ સાયંકાળનો સમય થઇ ગએલો હોવાથી બંગલામાં ઝગઝગાટ વિજળીનો પ્રકાશ ચમકી રહ્યો છે. આ સમયે ફુવારા તરફ ઝુલતા જરૂખામાં એક અરાઢ ઓગણીસ વરસની તિલોત્તમાને લજાવે તેવી સુંદર ગુલાબી ચહેરા અને સુગોળ બાંધાની સુંદરી કઠેરાપર કોણી ટેકવી હથેળીમાં પોતાનો મુખચંદ્ર લઇ સ્હામેના રાજમાર્ગપર નજર નાખતી ઉભી છે. એક પગ પાસે પડેલી મખમલની ખુરસીપર ટેકવેલો છે. તેણે એક ગુલાબી રંગનું ઘણું ફેન્સી નકસી કામવાળું રીબન અને લેસથી ઝુલતું ચુસ્ત પોલકું પહેરેલું છે. વાંકા સેંથો

પાડી પટીઆં પાડેલા બાલનાં ગુચ્છાંપર માથે ગુલાબી રંગની બનારસી જરિયન ઓઢણી નાખેલી છે; તથા જરી ટપકીના ભરતવાળો લીલા રેશમનો ઝુલતો ચરણીઓ પહેરેલો છે. પગમાં ગુલાબી રંગની રેશમી મોજડીઓ છે. ગુલાબી રંગની ઘુંટીઓપર ચાંદીના ઝાંઝર રણુકાર કરી રહ્યાં છે. સફેદ હંસ જેવી ઉર્ધ્વ ધવલ ગ્રીવામાં એક સુવર્ણની સેર વીંટાળેલી છે. કમળનાળ સમા નાજુક કરો પર સુવર્ણનાં બબ્બે કંકણ તથા વામ હસ્તના કાંડાપર એક નાજુક સુવર્ણનું ઘટિકાયંત્ર ચળકાટ મારી રહ્યું છે. કમળ પાંખડી સમી હસ્તની અંગુલીપર એક ભુરા રંગના પોખરાજની મુદ્રિકા છે, તે જાણે ખીલેલા કમળની એકાદ પાંખડી પર કોઇ ભોગી ભ્રમર વિરાજેલો હોય તેવો ભાસ જોનારને કરાવે છે. કાનોમાં સફેદ પોખરાજની પાંદડીઓ લટકી રહી છે તથા શુકસમી નાસિકા પર એક હીરકની નાજુક ચુની ચળકાટ મારી રહી છે, તે તો જાણે ગુલાબના ખીલેલાં પુષ્પ પર આગીઓ ઉડતો હોય તેવી રમણિય લાગે છે. પરવાળસમા અધરમાં સુવાસિત પાનની પટ્ટી છે અને તેથી તે વિકસિત ગુલાબની પાંખડી સમા જણાય છે. હરિણીશાં ચંચળ નયનોમાં આછા સુરમાનું અંજન કરેલું છે, તે જાણે ભોગી ભ્રમરને ભોળવવા મીનાક્ષીએ નયનશરનું સંધાન માંડયું હોય અગર તો સાક્ષાત પુષ્પધન્વા એ પોતે કામી જનને કામશરનો પ્રહાર કરવા પુષ્પ ધનુષ્યની પણછ તાણી હોય એવો ભાસ થાય છે. દૂર કઠેરાને અઢીંગણ દઇ એક વૃદ્ધા ઉભેલી છે. ટુંકામાં આ આખું દશ્ય ઘણું મનોહર અને રમણિય લાગે છે. આ રમણિય દશ્યને નિરખતી આપણા નાયકની મોટર ફુવારાનો ચક્રાવો ફરી નીચેનાં પગથિયાં આગળ આવી ઉભી રહી. અંદરથી રમણલાલ અને ચંદનદાસ ઉતર્યા. દાદર સન્મુખ

ઉભેલા ભૈયાએ ઝુકીને સલામ કરી, અને સાથે સાથે "પધારો શેઠ સાહેબ!" કહી સન્માનપૂર્વક આગળ દાદર ચઢવા લાગ્યો. ઉપરને પગથિયે આવતાંજ જરૂખામાં ઉભેલી સુંદરીને સાન કરી; સુંદરી વીજળીની ઝડપે પાછળ ઝાંઝરનો રૂમઝુમ રણકાર મૂકી દિવાનખાનામાં ચાલી ગઈ. ભૈયાએ બન્ને મિત્રોને દિવાનખાનામાં દાખલ કર્યા અને પોતે બ્હાર જરૂખામાં આવી ઉભો. આ દિવાનખાનું ઘણુંજ સુશોભિત હતું. તેને ઘણીજ સરસ રીતે શણગારવામાં આવ્યું હતું. વચ્ચોવચ્ચ ઈરાની ગાલીચાપર એક સુંદર નકસી કામવાળું આરસનું ગોળ ટેબલ હતું. ટેબલને ફરતી અર્ધું ડઝન લીલા મખમલથી મંડીત ગાદીવાળી ખુરસીઓ હતી. ડાબી બાજુની ભીંતની લગોલગ તેવાજ લીલા મખમલથી મઢેલા બે સુશોભિત કોચ તથા એક 'ઈઝીચેર' હતી. સ્હામેની ભીંતપર બે મ્હોટા સોનેરી ફેન્સી ફ્રેમવાળા અરિસા હતા. અરિસાની બન્ને તરફ રાજા રવિવર્માની કારીગરીનાં શૃંગારોત્તેજક ચિત્રો હતાં, તથા બાજુમાંની ખીંટીઓપર સિતાર, સારંગી, અને દિલરૂબા આદિ તંતુ વાદ્ય લટકતાં હતાં. ટેબલપર એક વિજળીનું ઝુમ્મર ઝગઝગાટ પ્રકાશતું હતું તથા એ વિજળીની રોશની અરિસા પર પડવાથી તેનું વક્રીભવન થતું અને આ બેવડા પ્રકાશમાં દિવાનખાનું બેવડું દીપી ઉઠતું. તેથી સ્હામે કોચપર વિરાજેલી મનમોહિનાની કાંતિ વધુ આકર્ષક લાગતી. આપણા બન્ને યુવાનો દિવાનખાનામાં દાખલ થયા છતાં કોચપર પડેલી, બગધ્યાન ધારી બેઠેલી સફેદ બગલી ધ્યાન ભંગ નજ થઇ; નીચેથી ઉંચું પણ ન જોયું; અંતે ચંદનદાસે મૌન્યનો ભંગ કરવાના હેતુથી કહ્યું:—"રમણલાલ શેઠ આવ્યા છે. ક્યારનાએ ઉભા રહ્યા છે." આમ કહેવા છતાં આ માનિનીનું મૌન્ય

ભંગ નજ થયું. અંતે રમણલાલ શેઠે કોચ પાસે જઇ સ્નેહથી સુંદરીના સ્કંધપ્રદેશ પર હસ્ત પ્રહાર કરી વિનોદથી કહ્યું:–" પ્યારી, છગન, આમ ઉદાસ કેમ જણાય છે ? શું તબિયત બગડી છે ?"

" તબિયત બગડે નહિ મ્હારી બલાની ! જાઓ, આજે તો તમારી સાથે જાણે બોલુંજ નહિ એમ થાય છે. પુરૂષો સદાએ આવા ધુતારાને ઢોંગીજ હશે શું ? નખોદ જાજો પેલા કાળીઆ કનૈયાનું કે એણે પુરૂષ જાતને ઠગારા થઇ ઠગાઇ કરતાં શિખવ્યું. સાત વાગ્યા પ્હેલાં આવવાનું વચન આપ્યું હતું તે હજુ તમારી ઘડીઆળમાં સાત નહિ વાગ્યા હોય કેમ ?" માનિની માનમાં મરડાઇ.

" પણ પ્યારી, જો તો ખરી હજુ તો સાડા સાતજ થયા છે! વળી પિતાજીને તો કાંઈ કાંઇ સમજાવી ઉતાવળે આવ્યો ત્યારે અને પેલી રસીકડીને નો કાંઇ કહ્યું પણ નથી ! " રમણલાલ શેઠે સગર્વ વડાઈ હાંકી.

"હા, હા, જાણ્યા એતો તમને ? પુરૂષોને સદાએ બોલીનેજ એસ્તું કરતાં આવડે છે ને ? ત્હમારાં તો દિલજ પત્થરનાં ! કુમળા નાજાક હૃદયની ભોળી બાલિકાઓની તેમને થોડીજ કાંઈ દયા છે ? ક્યાં ખબર છે કે એક ક્ષણનો પણ વિયોગ સહન કરવાને પ્રેમી-પંખિણીઓ અશક્ત હોય છે ! ભલે ને તેઓ તરફડે, કકળે કે બળે, મરે કે જહન્નમમાં જાય તેમાં તમારે કાંઈ લેવા દેવા છે ?" માનિનીએ નખરાંથી છેડાઈને કહ્યું.

"હાં, હાં, પ્યારી છગન, આમ અકળાઈ શું જાય છે? ઘણીએ ઉતાવળ કરી તો પણ જરા મોડું થયું. પેલા અકર્મી બુઢ્ઢીઆએ જરા વાતોમાં ખોટી કર્યો. વ્હાલી, હવેથી એવી ભુલ નહિ થવા દેવું.

માફી આપ, પ્યારી જાન !" કહી બાપને અકર્મી કહેનાર સકર્મી ! સપુતે નાયકાને માથું નમાવ્યું. અરેરે ! શ્રીમંતોના ફરજંદોની આ દશા છતાં પણ તેમાં તેઓ અનહદ આનંદ માને છે."

" નાજી, ના, કાંઇ માફી માગવાનું હું નથી કહેતી ! હજુએ વધારે વાતો કરવી હતી; અને પેલી સતી પાસે ધર્મ શિક્ષા શીખીને આવવું હતું મ્હેં કાંઇ આપને થોડીજ ના પાડી હતી ?" કહી નરમ બનેલાને તાણો મારી વધુ નરમ કર્યો. હવે ચંદનદાસ વચ્ચે પુરાયો.

" હશે છગન, ચાલ માનીજા જોઇએ ! શેઠની સાથે રીસામણું મુકી હસીદે જોઉં વારૂ ! ચાલ, મ્હારા સોગન ન માને તો." કહી મસ્તક નમાવી કાંઇ એવો તો નેત્ર સંકેત કર્યો કે રૂઠેલી રામા તુરનજ માની ગઈ અને મધુર હાસ્ય કરી બોલી:—

" હાયરે, હાય ! બળ્યું શેઠતો સાવ ભોળાજ રહ્યા ! હુંતો સ્હેજ મજાક કરતી હતી. મ્હારો તે દૈવ રૂઠયો છે કે આપની સાથે રીસાઉં ! હરિ, હરિ, કરો; વ્હારે મ્હારા કનૈયાલાલ !" કહી શેઠનો હસ્ત ગ્રહી સુન્દરીએ અનુગ્રહ કરી પાસે બેસાડયા અને શેઠના લલિત હસ્તપર મધુર ચુમ્બન દાન દીધું ચુમ્બન કરતાં શેઠની લલિત અંગુલીપર વિરાજતી હીરકની મનોહર મુદ્રાપર નાયકણની નજર પડી અને ક્ષણભર ત્યાંજ થંભી ગઈ.

" વ્હારે, વ્હા ! છગન ત્હેં તો મ્હને છેકજ ગભરાવી મૂકયો ને શું ?" કહી રમણલાલ શેઠે સ્નેહથી છગનને બાથમાં લઇ પ્રવાળસમાં અધરોષ્ટપર એક મીઠું ચુમ્બન કર્યું.

" ઠીક છગન, ત્હેં શેઠને આટલો વખત દિલગીર કર્યા તે ગુન્હાનો ત્હારે દંડ દેવો પડશે ! દિલગીરી વિનાશક દવાઇ શેઠને દેવી પડશે ! " ચંદનદાસે વાત છેડી.

" હાજી, શા માટે નહિ ! આ દાસી સદા આપની સેવામાં હાજરજ છે. ઘણી ખુશીથી આપ દિલગીરીને દૂર કરો !...... ભૈયા " કહી બૂમ મારી. ભૈયો "જી" કહેતો અંદર દિવાનખાનામાં આવ્યો. તેને દીમાકથી હુકમ ફરમાવ્યોઃ–" દેખો ભૈયા, મેરા સોનેકા રૂમમેસે શિરાઝીકી બાટલ જો ટેબલપર હૈ વો લે આવ ! જો અચ્છા હૈ વોહી લે આના ઔર અમ્માકુ ભેજના ! "

" અચ્છા સાહેબાના ", કહી કુરનીસ બજાવી ભૈયો ગયો અને વૃદ્ધા દાખલ થઇ. " કાં બેટા શું છે ? " કહી ઉભી રહી.

" દેખો, શેઠ જરા શિરાઝીનો શોખ કરે છે, માટે કાંઇ ખાવાનું લાવો. જુઓ જલદી કરજો. "

" વારૂ ! " કહી ડોસી ગઇ. અને ભૈયો એક ચાંદીની ગીલ્ટ કરેલી રકાબીમાં ગુલાબી રંગના શિરાઝીની શીશી ત્રણ વાઇન ગલાસ અને એક કાચની રકાબીમાં બરફના થોડા ટુકડા મુકી લઇ આવ્યો. તથા ચાંદીનો પાનનો ડબો પણ ટેબલપર મૂકી અદબસર એક તરફ ઉભો રહ્યો. બીજી તરફથી ડોસી કાચની ત્રણ રકાબીઓમાં થોડો માંસાહાર તથા મીઠાઇ મૂકીને લઇ આવી ને તે પણ ટેબલપર મૂકીને ગઇ, સાથે ભૈયો પણ ગયો. બન્ને ગયાં પછી છગને ટેબલ પાસે ઉભા રહી ત્રણે ગલાસ ભર્યા અને મન લોભાવનારી અદાથી એક ગલાસ રમણલાલને અને બીજું ચંદનદાસને આપ્યું ને એક

પોતે લીધું. ત્રણે જણુ ટેબલને ફરતી ખુરસીઓમાં ગોઠવાયાં. વચ્ચે છગન તથા આસપાસ રમણુલાલ અને ચંદનદાસે સ્થાન લીધું. ધીમે ધીમે વિનોદસહ શિરાઝીનાં ગલાસ ખાલી થવા લાગ્યાં અને રકાબીઓમાંથી મીઠાઇ મુખમાં મૂકાવા લાગી.

અરે રામ ! હજુ તો ઘર આગળની ઘીની પુરી અને દુધ જેવો અત્યુત્તમ મિષ્ટ ખોરાક અર્ધો પાચન થયોએ નથી ત્યાંતો ઉપરથી શરાબ કે જે સર્વવાતે હાનિ કરતા છે તે પીવાય છે; ને વધારામાં ઉંચ કુળના હિન્દુ થઇ માંસ ભક્ષણુ થાય છે. અરે ! હવે જુઓ તો ખરા ! રમણુલાલ અને છગનના પ્યાલાઓની અદલા બદલી થાય છે; સાથે અશ્લીલ વિનોદ પણુ ચાલે છે. હવે તો છગનનાં કપડાં ચુંથાય છે, ખેંચાય છે, ને રમણુલાલની આંખો ઘેરાય છે. ગલાસ પુરાં થયાં, ફરી ભરાયાં, ફરી પુરાં થયાં, પુનઃ ભરાયાં ને આમજ પુનઃ પુરાં થયાં; અંતે બાટલી ખલાસ થઇ છગને વધુ મંગાવવા આગ્રહ કર્યો ત્યાં રમણુલાલે ના પાડતાં કારણુ દર્શાવ્યું:—

" નહિ પ્યારી છગન, આજે નાટકમાં જવાનુ છે; માટે બસ ! "

" વારૂજી, જેવી દિલદારની મરજી ! " કહી છગને ગમ્મતમાં આવી અડપલું કર્યું અને રમણુલાલના મુખચંદ્રપર એક લલિત ચુમ્બન દાન દીધું.

રમણુલાલે રમુજમાં આવી છગનને જરા સંગીત સંભળાવવા આગ્રહ કર્યો. છગન સમય સમજી મરડાઇ બેઠી:—" નહિજી, માફ

કરો. નાટકમાં મુજરા થશે તે જોશો એટલે ચાલશે. આજે કેટલા દિવસથી વાયદા કરો છો કે વીંટી લાવી આપીશ તે તો જાણે ગઇ અને અધુરામાં પુરૂં વળી પરમ દિવસે કહ્યું હતું તે મ્હારા છેડાનું હીરાનું લાકીટ પણ અદ્ધર લટકી ગયું ! હોય, કિસ્મત અમારૂં કે આપ જેવા ઠગારાની સાથે પ્રીત કરી ! કાંઇ અમે પેલી મીરાંબાઈ રસિકડી જેટલાં થોડાંજ વ્હાલાં છીએ કે લાવી આપો ? એ કહે તો હાલને હાલજ લાવી આપો. ભોગ અમારા ! " કહી છગને નેત્રમાં અશ્રુ આણ્યાં. બાજુમાં બેઠેલા ચંદનદાસે તેનો હાથ દાબ્યો.

" લાવી આપીશ, જરૂર લાવી આપીશ. છગન દિલદાર, ત્હારે માટે નહિ લાવું તો પછી કોને માટે લાવીશ ? તું તો ઘેલીજ રહી વ્હાલી ! " કહી શેઠે રૂઠેલી રામાને રીઝાવવા યત્ન કર્યો પરંતુ નિષ્ફળ ગયો.

" હા, હા, જાવ, જાણ્યા એતો તમને ! આવું તો કાંઇ હજારો વખત કહ્યું. હું તો આજે આપની સાથે નાટક જોવા પણ નહિ આવું. " છગને વળી છણકો કર્યો. હવે હિતેચ્છુ મિત્ર ચંદનદાસ શેઠની મદદે આવ્યો.

" હશે છગન, ચાલ એમ રીસાય છે શું ? શેઠ વિસરી જાય છે ! અને જો એમ હોય તો લેને શેઠ ત્હને રૂપીઆ આપે એટલે સ્હવારે તું ત્હારી જાતે પસંદ કરીને જોઇએ તેવું લોકીટ લાવી લેજે. ચાલ ઉઠ, ગાંડપણ છોડી દે જોઉં ! કહી છગનને અડપલું કર્યું.

" હા, હા, લે આ સો રૂપીઆનો નોટ, છગન, ત્હને મનગમતું લાવી લેજે. બસ ? " કહી રમણલાલે સોનો નોટ ધર્યો તે છગને હસ્તે મુખે સ્વીકારી લૈયાને ખૂબ મારી.

" જી સાહેબાન, " કહેતા ભૈયો હાજર થયો.

" એ સબ ઇધરસે લે જાવ, ઔર અમીદખાંકુ લેકર તુમ ઇધર આવ. " છગને હુકમ કર્યો.

ભૈયો બધું ઉપાડી ગયો. પાંચ દસ મીનીટમાં ઉસ્તાદ અમીદખાં દિવાનખાનામાં હાજર થયો. એક ચુસ્ત સુરવાલ, લાંબુ મજલીનનું પ્હેરણુ, તે ઉપર એક જરીના ભરત કામવાળું અચકણુ, માથે જરીની ટોપી, મુખમાં પાન અને નેત્રોમાં સુરમાનું અંજન એટલું આ મીયાં સાહેબની પુંજીમાં હતું. છગને સાજ છેડવાનો હુકમ કર્યો, ઉસ્તાદજીએ સારંગી છેડી સૂર મેળવવા માંડયા. ભૈયાજીએ આવી તબલાં લીધાં અને થોડી ઠોક ઠાક કરી મેળવ્યાં. બાદ છગને નૃત્ય સાથે સંગીત આદર્યું:—

પિયાકે ચિત્ર બન, પ્રિતમ પ્યારે મન બેરાગી મોરા રે;
અંબવાકી ડાલી કોયલીયાં બોલે બનમે બોલે મોરારે,
નદી કિનારે સારસ બોલે, મ્હેં જાણું પિયા મોરારે.—પિયા૦
અપને પિયાપર તન મન વારૂં, જો વારૂ સો થોડારે.
આજા પ્રિયતમ ગલે લગાદઉં, જગમેં જીના થોડારે.—પિયા૦

સંગીતની સંપૂર્ણ રમઝટ જામી. ગાનારનું ગળું, પગનો ઠેકો અને સાજના સૂર એ સર્વે એક બીજાને એવાં તો મળી ગયાં હતાં કે જાણે સ્વર્ગ લોકની કોઇ કિન્નરી કોકિલ કંઠે ગાંધર્વ નૃત્ય કરી રહી હોયને ? એવી આનંદની રેલ ઉછળી રહી હતી કે ક્ષણભર રાજમાર્ગ પર વિચરતો જનસમૂહ પણ થંભી ગયો. વચ્ચે વચ્ચે રમણલાલ તથા ચંદનદાસ નાચનારીને ઉત્તેજીત કરતા, " વાહ,

વાહ ! ખૂબ કરી ! " આદિ હર્ષોદ્‌ગાર કહાડતા હતા. અંતે ગાન વિરમ્યું. નાચનારી થાકોને લોથપોથ થઇ પાસેના કોચપર પડી. રમણલાલે ધડીઆળમાં જોયું તો નવાનવ વાગેલા. " ચાલો પ્યારી, નાટકનો સમય થયો છે. " કહી રમણલાલે કોચપર શ્રમિત થઇ પડેલી સુન્દરીને એક ચુમ્બન દાન દઇ ઉઠાડી. બન્ને કરહીંડોળે હીંચતાં નીચે ઉતરી મોટરમાં બેઠાં. મોટરમાં પણ નાટકશાળાના દરવાજા સુધી છગન તો રમણલાલના બાહુપાશમાં ભીડાઇજ રહી.

વાંચક બન્ધુ ! શનિવારની સોનેરી રજનીએ ગ્રાંટરોડપરની નાટકશાળાઓમાં કેવો દરોરો હોય છે તે ત્હારી જાણ બ્હાર નહિ હોવાથી અત્રે તેનો ઉલ્લેખ કરવો તે પિષ્ટ પેષણ કરવા જેવું થશે. રમણલાલે અગાઉથી ત્રણ સીટ ' રીઝર્વ ' કરાવેલી હોવાથી મોટરવાળાને ટીકીટ લેવા બે રૂપીઆ આપી શેઠ સુન્દરીને લઈ નાટકશાળામાં ગયા.

પ્રિય વાંચક ! ચંદનદાસ કેવો માણસ છે તે આ ઉપરના થોડા પ્રસંગમાંથી ત્હારી ધ્યાનમાં ઉતર્યું હશે. આ નાયકણ સાથે રમણલાલને પ્રથમ ઓળખ એણેજ કરાવી હતી; તથા માસીક રૂપીઆ પોણોસોનો પગાર બાંધી આપ્યો હતો. એ સુન્દરી અને ચંદનદાસ અંદરખાનેથી એક હતાં. છગનને અત્યારે જે નોટ મળ્યો તેમાં પણ આ હિતેચ્છુ મિત્રનો અર્ધ ભાગ ! અને દરેક વખત ભાગ લાગ ખરો જ ! તદુપરાંત ભાડાવાળાને આપવા છે, ભૈયાનો પગાર ચહડ્યો છે, મારવાડી માગે છે વિગેરે બ્હાને શેઠ પાસે પૈસા કહડાવે તે જુદા. આ ત્રિપુટી નાટક જુએ તેટલો વખત આપણે રમણલાલના કુટુંબની ઓળખ કરી લઇએ.



# પ્રકરણ ૩ જું.

## પૂર્વ કથા.

આપણે આગળ જોઈ ગયા તે વિશાળ મહાલયના માલિક આનંદરાવ મુંબાઈના એક જાણીતા વયોવૃદ્ધ ધનાઢ્ય ગૃહસ્થ હતા. તેઓ પોતાની યુવાવસ્થામાં એક ઉચ્ચ દરજ્જાના જાણીતા હાઈકોર્ટ વકીલ હતા. પછીથી તેઓએ સાથે સાથે થોડો શેરસટ્ટાનો ધંધો આદર્યો; આ વખતે તેમને શેર બજારમાં ચએલી ભારે ઉથલપાથલમાં લગભગ પંદરેક લાખ રૂપીઆનો લાભ થયો. આ પછી ઉત્તર અવસ્થામાં તેઓ મુંબાઈની મ્યુનીસીપલ કોરપોરેશનના પ્રમુખ ચુંટાયા ને ત્યાંથી વધી નામદાર મુંબાઈ સરકારની ધારાસભાના સભાસદ નિમાયા; ને હવે છેક સાઠ પાંસઠ વરસની ઉમ્મરે જે. પી. ની ઉપાધિ લઈ શ્રી મોહમયીના રમણિય સમુદ્ર તટે પોતાના નિવાસ સ્થાનમાં શાંત જીન્દગી ગુજારતા હતા.

આનંદરાવ શેઠનાં ધર્મપત્ની સાક્ષાત દેવી સ્વરૂપ હતાં. એમના સરખી આદર્શ આર્ય રમણી તેઓની જ્ઞાતિમાં અન્ય નહતી. બાઈને યુવાવસ્થામાં બાળકો થતાં અને ગુજરી જતાં, પરંતુ તે વાતનો તેમને શોક નહતો. ઘણા મૂર્ખ જ્ઞાતિવાનો અવારનવાર શેઠને ફરીથી લગ્ન કરવા સમજાવતા અને ઘણી સ્ત્રીઓ પણ શેઠાણીને સમજાવતી. શેઠાણી શેઠને કહેતાં. કેટલીક વખત આગ્રહ પણ કરતાં; પરંતુ શેઠ વાતને હસવામાં ઉડાવતા, કારણ શેઠ સંપૂર્ણ કેળવાયલા હતા. એમણે ઘણે સ્થળે શોક્યનાં દુ:ખ જોયાં હતાં, સાંભળ્યાં હતાં; તો પછી પોતાની

સુશીલ, સજ્જન, દેવી જેવી પત્નીને શોક્યની ઉપાધિમાં નાંખે તે ન ભૂતો ન ભવિષ્યતિ. અંતે શેઠને ઘેર તેઓની ચાલીસેક વરસની ઉમ્મરે એક પુત્ર રત્ન પ્રાપ્ત થયું, ઉછર્યું.

આનંદરાવ જેવા શ્રીમંતનો એકનો એક પુત્ર તેના લાલન પાલનમાં તે કાંઈ કમી હોય ? ભાઈને ઉછેરવા એક સુધરેલી યુરોપિયન નર્સ તથા બે આયાઓ રાખવામાં આવી. આમ આ ભાઈનું બચપણ આયાઓ અને વિદેશી વિચારની નર્સોના હાથમાં શરૂ થયું આપણા સમાજમાં ઘણાં ધનાઢ્ય કુટુમ્બોનાં બાળકોને આવીજ રીતે વિદેશી વિચારોને વળગી રહી વિદેશી સંસ્કારનાં મનુષ્યોના હાથમાં સોંપવામાં આવે છે અને તેથીજ બિચારાં કુમળાં ઉછરતાં પુષ્પોને સારા સંસ્કારનું પાન મળતું નથી અને પાછળથી તેનાં ઘણાં માઠાં પરિણામ આવે છે. વાત્સલ્ય સ્નેહથી ભરેલી, સદ્‌ગુણ સંપન્ન સુશીલમાતાનું સ્તનપાન, અને તેથી પ્રાપ્ત થતા ઉચ્ચ સંસ્કારોથી જે બાળકો વંચિત રહે તે બાળકો ક્યાંથી સારાં નિવડે ? જો આજ બાળક આનંદરાવ અને તેમાંના ધર્મપત્ની સરખાં દૈવી માતાપિતાના હસ્તક ઉછર્યું હોત તો ભવિષ્યનો એક આદર્શ પુરૂષ થાત. પરંતુ અંગારાના છોકરા કોલસા. ભાઈ જરા મોટા થયા એટલે રાઈડીંગ માટે એક ઓસ્ટ્રેલીઅન પોની રાખવામાં આવ્યું. વળી શિક્ષણ માટે એક ટ્યુટર પણ રાખવામાં આવ્યો. આમ આનંદરાવના પુત્રની બાલ્યાવસ્થા સર્વ પ્રકારના એશઆરામમાં શરૂ થઈ. પુત્ર દશ વરસનો થયો અને માતા ગુજરી ગઇ; સ.ગ સૌભાગ્યવતી બાઈ સૌભાગ્ય સાથે લઇનેજ ગઈ. બાળક પુત્રપરથી આમ દેખરેખ તદ્દન ઓછી થઈ. મા વિનાના બાળક પર પિતાનું વાત્સલ્ય વધવા લાગ્યું અને તેની સર્વ ઇચ્છાઓ પૂર્ણ થવા લાગી. ભાઈનું દિલ જરા પણ ન દુઃખાય

એમ સૌ કોઈ વર્તવા લાગ્યું. ટ્યુટર શિક્ષણ આપે તે પણ ભાઈની ઈચ્છા મુજબ; કારણ ' રખે ભાઈનું દિલ દુઃખાય ને બાપુને કહે તો નોકરીમાંથી રજા મળે; ને જો રજા મળે તો પછી આવો બ્હોળો પગાર અન્ય સ્થળે ન મળે " આવી ભીતિ તેને રહેતી વખતપર આ ટ્યુટર સાહેબ પણ ભાઈની ઈચ્છા મુજબ તેની સાથે હરવા ફરવા જાય. આમ ભાડુતી શિક્ષકને હાથે ભાઈનો ભાડુતી અભ્યાસ શરૂ થયો ને માંડ માંડ ભાઈ મેટ્રીક સુધી આવ્યા:......એક તદન સુધરેલા, વિલાયતી વિલાસમાં ફસેલા યુવક નીકળી આવ્યા. આ સમયે ભાઈની ઉમર પણ અરાઢ ઓગણીસ વરસની થઈ હતી એટલે લગ્નની વાત ચાલી.

આ મહાલય જ્યારે આનંદરાવ શેઠે બંધાવ્યું ત્યારે તેમનીજ જ્ઞાતિના એક સદ્‌ગૃહસ્થ નામે દુર્ગાપ્રસાદ પ્હેલે મજલે આવીને વસ્યા હતા. શરૂઆતમાં દુર્ગાપ્રસાદ મીલ, જીન, સ્ટોર્સનો ધંધો કરતા હતા ને તેમની ફર્મ ઘણીજ સારી ચાલતી હતી. પછીથી આગળ વધી તેમણે એક આર્યન ફાઉન્ડરી ઉભી કરી અને તે ઘણીજ ધમધોકાર ચાલવા લાગી, કારણ કે વિદેશી માલની હરિફાઈમાં તેઓનો માલ સારો અને સસ્તો નીકળવા લાગ્યો. આથી એક સપાટે તેમને પાંચ પંદર લાખનો ફાયદો થયો; અને સાથે સાથે વેપાર પણ વૃદ્ધી પામવા લાગ્યો. આપણી વાર્તાના સમયમાં દુર્ગાપ્રસાદ મુંબાઈના લોખંડ બજારમાં એક આગેવાન વેપારી ગૃહસ્થ ગણાતા હતા તથા બજારની એસોસીએશનના પ્રમુખ પણ હતા.

દુર્ગાપ્રસાદનાં પત્ની ઘણાંજ ધર્મશીલ, શાંત સ્વભાવનાં અને ભોળાં હતાં. આનંદરાવ શેઠને ત્યાં પુત્રનો જન્મ થયા પછીથી લગ-

ભગ એકાદ વરસે દુર્ગાપ્રસાદને ત્યાં એક પુત્રી રત્ન પ્રાપ્ત થયું. ન્હાનપણુથીજ આ કુમળી બાલિકા સર્વને પ્રિય લાગે તેવી આનંદી હસમુખી અને ગૌરવર્ણી હતી. વળી બાળાના જન્મ પ્રસંગેજ દુર્ગાપ્રસાદને કારખાનામાં મોટો લાભ થયો અને આથી બાળા સર્વને વિશેષ પ્રિય થઇ. આનંદરાવ શેઠના પુત્ર રમણુલાલનો અભ્યાસ અને બાલ્ય જીવન વિદેશી પવનમાં શરૂ થયાં હતાં ત્યારે આ બાલિકાનું લાલનપાલન અને અભ્યાસ માતાપિતાની જાતિ દેખરેખ નીચે શરૂ થયાં હતાં. કન્યાશાળામાંથી આવતાં આ બાલિકાને હર સંધ્યાએ " બ્હેન આજે કેટલી માર્ક મળી? કયો નંબર આવ્યો? શું નવું શીખી?" આદિ નાના પ્રકારના સ્નેહ મિશ્રિત પ્રશ્નો પૂછાતા હતા અને અભ્યાસમાં ઉત્સાહ પ્રેરાતો હતો. શરૂઆતથીજ મુંબાઇની પ્રજામાં માનીતી થએલી અલેકઝાંડ્રા ગર્લ્સ સ્કુલ જેવી સારી કન્યાશાળામાં મૂકેલી એટલે સત્તર વરસનું વય થતાં તો મેટ્રીકયુલેશનની પરિક્ષા ઘણા ઉંચા નંબરે પાસ કરી અને યુનીવર્સીટીનું લેડીઝ પ્રાઇઝ જીતી ગઇ.

આજ અરસામાં શેઠના ચિરંજીવી રમણુલાલના લગ્નની વાત ચાલી. આ લગ્નમાં કોઇ ઠેકાણે ઘર સારૂં તો કન્યા સારી નહિ. વળી કન્યા પાસ પડે તો કુળ અને લક્ષ્મીના વાંધા, અને જો સર્વ ધ્યાનમાં ઉતરે તો પ્હેરામણી થોડી પડે. આમ અનેક વાંધા ઉભા થતા. હવે દુર્ગાપ્રસાદની આ બાલિકા પિતા સાથે ઘણી વખત આનંદરાવ શેઠને ત્યાં આવતી. શેઠ તેને નાના પ્રકારના પ્રશ્નો પુછતા; અને એ પ્રશ્નોના ઉત્તરો સરળ હૃદયા બાલિકા એવા સ્પષ્ટ આપતી કે આનંદરાવ શેઠને આશ્ચર્ય લાગતું ને મુક્ત કંઠે એ બાળાના જ્ઞાનનાં વખાણુ કરતા.

ટુંકામાં બાળા પ્રત્યે શેઠની મમતા વધતી જતી હતી, અને મનમાં એમ પણ ઇચ્છા રાખતા કે આ બાળા સાથે રમણુલાલનું ભાગ્ય જોડાય તો સારૂં. શેઠ એમ મણુત્રી કરતા કે "કન્યા પણ રૂપાળી છે, વળી જ્ઞાની છે, ચાલાક છે ને સારા સંસ્કારવાળી પણ છે; ને વળી કન્યાના પિતા પણ પ્રતિષ્ઠિત પુરૂષ છે." આવી ઇચ્છા હોવાથી એક દિવસ સમય જોઇ જ્ઞાતિના બે પાંચ વૃદ્ધ પુરૂષો સમક્ષ વાત છેડી; પરંતુ એ જ્ઞાતિના ભાંજગડીઆઓ, સ્વાર્થ અંધ વૃદ્ધો કાંઇને કાંઇ ખોડ કહાડવા લાગ્યા; એકે કહ્યું "પૈસા છે તેથી શું? કુળ ઉચ્ચ નહિ ને? એ તો ઘણુા ઉતરતા દરજ્જાના, એને ઘેર તે રમણુભાઇનાં વેશવાળ થાય કે?" બીજાએ કહ્યું:—"પૈસો તો કસાઇને ઘેર પણ હોય છે અને બ્હારથી શ્રીમંતમાં ખપનાર ઘણાએ પૈસાદાર છે ને! માટે શું કાંઇ કુળ કે ગોત્રમાં ફેર થવાનો હતો કે?" આવી આવી અનેક વાતોથી શેઠ જેવા શાણા માણસનું મન પણ આ જ્ઞાતિના નખોદીઆઓ સર્વના કહેવાતા શુભચિંતકો, ડગાવી દેતા; એ શુભેચ્છકો આવી વાતો કરતા તેનું ખરૂં કારણુ તો એ હતું કે એમની જ્ઞાતિના એક સોલીસીટર સાહેબની ફેશનેબલ સુધરેલી કન્યા હતી. આ કન્યાનું મુખારવિંદ શીળીના ચાડાંથી કલંકિત હતું છતાં પણુ વર્ણુ ગૌર હતો એટલે ઢંકાતુ; વળી એક આંખમાં સહેજ ફૂલ હતું તે તો ચશ્મા પ્હેરવાથી ચાલ્યું જતું. આ સોલીસીટર સાહેબનું આખું કુટુંબ સુધરેલું. અને દામ્ભિક હતું. આ દામ્ભિક માતા પિતાને ફુલાવી મ્હોટે ઘેર સંબંધ બાંધવાની લાલચે આનંદરાવ જેવા નામાંકિત પુરૂષના પુત્ર સાથે આ ફેશનેબલ કન્યા વળાવી આપે તો આ જ્ઞાતિના શુભેચ્છકોનાં ગજવાં સારી રીતે ભરાય. આ બધી

ભાંજગડને અંતે શેઠને પોતાનો વિચારજ વધુ ઠીક લાગ્યો, અને એક દિવસ જ્યારે દુર્ગાપ્રસાદ ઉપર ભાડું આપવા આવ્યા હતા ત્યારે સમય જોઇને વાત કહાડી પ્રથમથીજ બન્ને કુટુંબોમાં ઘરવટ જેવું હતું અને યોગ પણ સારો મળતો આવેલો જોઇ દુર્ગાપ્રસાદે હા પાડી; નીચે આવી પત્નીને વાત કરી. વાત્સલ્યમયી માતાને આ સંબંધ ઘણોજ પસંદ પડયો. માતાએ સ્ત્રીબુદ્ધિ અનુસારે વિચાર્યું કેઃ—" શેઠનું ઘર ઘણું નામિચુ, વળી શ્રીમંત, મુરતીઓ પણ ફક્કડ અને દેખાવડો, વળી સૌથી સરસ વાત તો એ કે એકજ ઘરમાં સાસરૂં અને મહિયર, સ્હવાર સાંજ જ્યારે ઇચ્છા થાય ત્યારે મળાય. સુખ દુઃખની વાત થાય અને દિકરી આંખ આગળથી દૂર થઇ તો ન લેખાય ?" આથી વિશેષ વ્હાલસોઇ માતા શું વિચારી શકે વારૂ ?

જ્ઞાતિમાં ગોળ ધાણા વ્હેંચાયા. સર્વને આ લગ્ન સંબંધ ઘણોજ પસંદ પડયો. ન પડયો ફક્ત પેલા નાતના નખોદીઆ સર્વના શુભ ચિંતકોને તથા સોલીસીટર સાહેબના સુધરેલા કુટુમ્બને ! એ લોકોએ બાળાને માટે હજાર કપોલ કલ્પિત વાતો કરવા માંડી, અનેક ગપગોળાઓ ફેંકવા માંડયા. જેવા કે-" એ તો વિલસન કોલેજમાં ભણવા જાય છે ત્યાં કુચ્છંદમાં પડેલી છે. પારસી છોકરીઓની સોબતે વ્હેલી મોડી રખડવા જાય છે, ઘણીજ સ્વતંત્ર રીતે વર્તે છે; કોલેજના છોકરાઓની ખાનગી મુલાકાતે જાય છે; અને ભાઈ ગમે તેમ કહો પણ એનું કુળ શું ? અંતે જાતપર ગયા વિના રહે કે ?" આવું આવું જ્ઞાતિના લોકોના મગજમાં ઠસાવવા માંડયું. આમાંથી કેટલીક વાતો રમણને કાને પણ આવી અને તેણે તપાસ રાખવા અને ચોકસી કરવા માંડી. એકજ મકાનમાં રહેતાં હોવાથી રમણલાલને

તપાસમાં બહુ સગવડ રહેતી; પરંતુ પરિણામે રમણને સમજાયું કે બાલિકાનું કાર્ય ઘણુંજ નિયમિત અને વર્તન તદન શુદ્ધ છે.

વિવાહ પછી એકાદ વરસે એટલે કે બાળા જ્યારે પ્રિવિયસમાં પાસ થઇ ઇંટરમીજીયટ ક્લાસમાં દાખલ થઇ તેજ અરસામાં એનાં રમણલાલ સાથે મોટી ધામધુમથી શુભ લગ્ન થયાં. બન્ને કુટુંબો શ્રીમંત હોવાથી લગ્નની શોભામાં શી ઉણપ રહે ? પ્રિય વાંચક ! હવે ત્હારી સમજમાં ઉતર્યું હશે કે આપણે નવલકથાની શરૂઆતમાં જે લલિતાંગીને વિચાર મગ્નસ્થિતિમાં જરૂખામાં વિરાજેલી જોઈ તે રસિકા અન્ય કોઇ નહિ પરંતુ આપણા ભાઇશ્રી પાંચ રમણલાલની ધર્મપત્ની અને દુર્ગાપ્રસાદ શેઠની સદાચારી, કોમળ, વિદ્વાન્ અને સુશીલ પુત્રીજ હતી. હવે આપણે રસિકાને સાહિત્યનું શિક્ષણ આપનાર રતિલાલ તથા રમણ-ણલાલના હિતેચ્છુ મિત્ર ચંદનદાસની ટુંક ઓળખ કરી લઇ વાતોના પ્રવાહમાં આગળ વહીશું.

એજ મહાલયના બીજે મજલે ઘણા વખતથી આનંદરાવ શેઠ-નીજ જ્ઞાતિના એક ગૃહસ્થ નામે ત્રિભુવનદાસ આવી વસ્યા હતા. તેઓ એકસપોર્ટ અને ઇમ્પોર્ટનો ધંધો કરતા હતા કે જે ઘણા સારા પાયાપર ચાલતો હતો. આ ગૃહસ્થ સર્વ વાતે સુખી હતા પરંતુ એક મહાન્ ચિંતા હતી અને તે એકે તેઓને ત્યાં એક પણ ફર-જંદ ન હતું. ઘણાઓની સલાહ ફરીથી લગ્ન કરવાની હતી પરંતુ ત્રિભુવનદાસ ઘણાજ સજ્જન પુરૂષ હોવાથી ફરીથી લગ્ન કર્યું નહોતું. તેમની બ્હેન એક ન્હાનો બાળક મૂકી યુવાવસ્થામાં જ ગુજરી ગયાં હતાં. આ બાળ ભાણેજને મામાએ પ્રીતિપૂર્વક ઉછેરી ભણાવ્યો

હતો. જ્યારે તેની ઉમ્મર વીસેક વરસની થઈ ત્યારે મામીએ પોતે પોતાના પિયરની સારા ઘરની નમ્ર અને સુશીલ સ્વભાવની કન્યા સાથે પરણાવ્યો. હાલ એની ઉમ્મર ચોવીસેક વરસની થઇ હતી. ગઇ સાલ બી. એ. ની પરિક્ષામાં પાસ થયો ત્યારે મામાએ વિચાર્યું કઃ–" નોકરી કરવા કરતાં મ્હારા ચાલુ ધંધામાં જોડાય અને મ્હને મદદ કરે તો આ ઉત્તમ ઉત્તરાવસ્થામાં કાંઇક શાંતિ મળે. વળી આખરે આ વેપાર એનોજ છે. નોકરીઓમાં હવે બરકત ક્યાં છે ? પ્રથમના જેવા સારા પગારો પણ ક્યાં. મળે છે ? આજકાલ તો ગ્રેજ્યુએટો ઢગલે ઢગલા નજરે પડે છે !" આ પરથી મામાનો આગ્રહ થવાથી તે એપોલો સ્ટ્રીટમાં આવેલી મામાની ઓફીસમાં કામ કરતો હતો. આ ત્રિભુવનદાસનો સુશિક્ષિત ભાણેજ તેજ આપણો રતિલાલ.

રમણલાલનાં લગ્ન પછી એકાદ બેમાસ બાદ એક દિવસ એવું બન્યું કે ઉપર આનંદરાવ શેઠને ત્યાં દુર્ગાપ્રસાદ, ત્રિભુવનદાસ, રતિલાલ વિગેરે દિવાનખાનામાં સાંજના વખતે ગામ ગપાટા હાંક્તા બેઠા હતા તેવામાં રસિકા હાથમાં કોઇ પુસ્તક લઇને ત્યાં દાખલ થઇ. જેને જોઇ વૃદ્ધ શેઠે પુછ્યું:–

" વહુ બેટા, એ શેનું પુસ્તક છે ? "

" જી બાપુ, એતો મેઘદૂત છે, અમારે કોલેજમાં ચાલે છે. આ એક શ્લોકનો અર્થ બરાબર નથી બેસતો એટલે મ્હને એમ થયું કે જરા રતિલાલભાઈને પૂછી લઉં. એમને સંસ્કૃત ઘણું સારૂં આવડે છે. " રસિકાએ શર્મથી દબાઇ નમ્ર સ્વરે ઉત્તર આપ્યો.

"ક્યા શ્લોકનો અર્થ નથી બેસ્તો ? પ્રથમ ગા જોઇએ વારૂ, પછી રતિલાલ સમજાવશે. " વૃધ્ધે વ્હાલથી કહ્યું.

" ના બાપુ, ગાયા વિના એતો સમજાવશે. " વળી એ મધુરં બાલિકા શરમાઈ ગઇ.

" નહિ, અમારે ત્હારૂં સંગીત સાંભળવું છે. માટે જો પ્રથમ ગાઇશ તોજ રતિલાલ ત્હને સમજાવશે. રતિલાલ, જો રસિકા પ્રથમ ગાય તોજ સમજાવજો. " વડીલે આગ્રહ કર્યો. અંતે નિરૂપાય થઇ રાસકાએ મેઘદૂતનો મંદાક્રાંતા એવા તો મધુર કંઠે અને એવી તો ભાવ વાહક રીતે ગાયો કે ક્ષણભર સર્વ સ્તબ્ધ થઈ ગયા. અંતે શ્લોક પુરો થયો અને જાણે મધુર નિદ્રાના કોઇ રમ્ય સ્વપ્નમાંથી જાગૃત થતા હોય તેમ આનંદરાવ બોલ્યા:—

" બેટા, ત્હને હારમોનિયમ વગાડતાં આવડે છે કે ? "

" નાજી, અમારી અલેકઝાંડ્રા સ્કુલમાં તો પીઆના પરજ ગાતાં શિખવાડે છે અને તે પણ અંગ્રેજી રાગો એટલે મ્હને આપણા ગુજરાતી સંગીતનું બરાબર જ્ઞાન નથી. " રસિકાએ નીચું જોઇ ઉત્તર આપ્યો.

" ત્યારે તો, બેટા, ત્હારે માટે એક સંગીત શિક્ષક રાખીએ ? કેમ દુર્ગાપ્રસાદ તમારો શું મત છે ? " કહી શેઠે પુત્રીના પિતાની પણ સલાહ પુછી.

" હા, ઘણી ખુશાથી. જેવી આપની મરજી. ને વળી સંગીત શિક્ષક ક્યાં ખોળવા જવો પડે તેમ છે ? આ: આપણા રતિલાલ

ઘણું સારૂં જાણે છે. કલાક બે કલાક રોજ સાંજે આવીને શિખવાડશે. ઘરના માણસ તો ખરા. ” દુર્ગાપ્રસાદે અનુમતિ આપતાં કહ્યું.

“ હા, હા, ” શેઠે હાસ્ય કર્યું. “ વાહ, એ તો ઘણું ઉત્તમ, કેમ રસિકા, રતિલાલ પાસે પેટી શીખશે ને ? ”

“ હા બાપુ, શિખીશ. ” સરળ હૃદયા બાલિકાએ શરમાઇને ઉત્તર આપ્યો.

“ તો પછી રતિલાલ કાલથી જરા કાળજી પૂર્વક સાંજે સાંજે આવતા રહેજો. વળી એક પેટી પણ સારી જોઇને લેઇ આવજો. આ જુની તો બગડી ગઈ હશે. ” શેઠે રસિકાના અભ્યાસની ગોઠવણ કરતાં કહ્યું.

“ વારૂજી, જરૂર આવીશ. હાલ તુરત તો આ જુની પેટીને સાફ સુફ કરાવીને ઉપયોગમાં લઇશું; શિખવા માટે જુનું સાજ સારૂં.” રતિલાલે કહ્યું.

“ ઠીક ભાઇ, એ બાબતમાં તમને રૂચે તે ખરૂં. રસિકા છે તો ઘણી ચાલાક, જલદી શિખી જશે; તમને બહુ તસ્દી નહિ પડે. ” આનંદરાવે વિવેક કર્યો.

“ નાજી, એમાં તસ્દી શાની ? ” રતિલાલે વિનય દર્શાવ્યો.

આ વાતચિત પછીથી રતિલાલ હર સંધ્યાએ આવતો અને સંગીત સાથે સાહિત્યનું શિક્ષણ આપતો.

હવે આપણે રમણલાલના શુભેચ્છક મિત્રની ઓળખ કરી

લઇએ. ચંદનદાસ એક સાધારણ કુટુંબનો વારસ હતો. એના પિતા ને કસ્ટમ ખાતામાં માસિક દોઢસોના પગારની નોકરી હતી. આ ઉપરાંત બીજા બસોએક રૂપીયાનો તડાકો પડતો, અને આમ હોવાથી એમના સંસારની ગાડી સારી રીતે ગબડતી. પ્રીન્સેસ સ્ટ્રીટમાં એક વિશાળ મકાનના ત્રીજે મજલે એક બ્લોકમાં ચંદનદાસનું કુટુંબ રહેતું હતું. ચંદનદાસ રમણલાલનો સ્કુલફ્રેંડ ઉર્ફે શાળાનો સ્નેહી હતો. તે પોતે ન્હાનપણથીજ ઉછ્રંખલ મિજાજનો અને રખડેલ હતો. ધીમે ધીમે આ શ્રીમંત પુત્ર રમણલાલની મૈત્રી ગાઢ કરી એને મુંબાઇની બુરી લતોમાં દોરવી લઇ ગયો. રમણલાલે લગ્ન કર્યા પછી વિદ્યાભ્યાસ છોડી દીધો અને સાથે એના સ્નેહી મિત્ર ! ચંદન દાસે પણ છોડયો. ચંદનદાસ ઘર આગળ માતાપિતાની આજ્ઞા માને નહિ અને ઘણો વખત રમણની સાથેજ ગાળે. મહિનામાં પાંચ સાત વખત ઘેર જતો હોય અને જમતો હોય તો ઘરવાળાનું નસીબ ! ચંદનદાસનો અવર જવર આનંદરાવના ઘરમાં વિશેષ થવા લાગ્યો એટલે એનો ડોળો રસિકાના રૂપ પર ઠર્યો. ધીમે ધીમે રસિકા સાથે બોલવાના પ્રસંગો શોધવા લાગ્યો. પરંતુ રસિકા જેવી શાંત, સરળ અને શરમાળ બાળા જરૂર પુરતાજ ઉત્તર આપતી. વળી પ્રથમથીજ રસિકાને ચંદનદાસ પ્રત્યે કુદરતીજ અભાવ ઉત્પન્ન થએલો એટલે નીચી નજરેજ એની સાથે વર્તતી તો પછી એ હરામખોરના ચાળા ચસકા તો આ ભોળી બાળા જાણે પણ શાની ? આવા વર્તનથી ચંદનદાસનો મિજાજ પાકી ઉઠતો. એ તો સાધારણ નિયમજ છે કે 'કમળાવાળી આંખ સર્વત્ર પીળુંજ જુવે છે.' ચંદનદાસના મગજમાં પણ એજ તરંગ ઉઠયો કે " લોકો આટલી એની વાતો

કરે છે અને વળી છોકરાઓ ભેગી આજ સુધી ભણી અને આટલી બધી છુટથી રહેલી તે વળી પાંસરી હોય કે ? એ તો દિમાકમાં જણાય છે અને પતિવ્રતા હોવાનો ડોળ કરે છે, ને તેથીજ મ્હારી સ્હામે પણ જોતી નથી. ઠીક છે, એની તો પુરેપુરી ખબર લેવી પડશે અને બતાવી આપવું પડશે કે આ ચંદનદાસભાઇ શું કરી શકે છે ? " આવાજ વિચારોએ એના મગજમાં ઘર કર્યું અને તેથી તેણે રમણુલાલના કાચા કાનમાં ઝેર રેડવા માંડયું, જેમાંનો પ્રસંગ આગળ આપણે જોઈ ગયા છીએ ને હવે તો ભવિષ્યમાં એનું શું પરિણામ આવે છે તે જોવાનું છે.

---

## પ્રકરણ ૪ થું.

---

### વિરહિણી.

" આ સંસારે પ્રથમ પ્રીતિએ કોણ જાણી શકયું છે,
કે પ્રીતિનું રૂધિર સઘળું ઉષ્ણ અશ્રુ તણું છે ? "
( સ્વ. કલાપી. )

રમણુલાલ જેવા શ્રીમંતને મન ગમતી માનિનીના સંગમાં મોજ ઉડાવવાની મળે પછી ગૃહે અશ્રુબિન્દુઓ ગાળતી રસિકાના શા હાલ થાય છે તેની તેને થોડીજ દરકાર છે. મોટર જ્યારે ચાલી ત્યારે રસિકા જરૂખામાં ઉભી ઉભી અશ્રુબિન્દુઓ ટપકાવતી હતી. લગભગ અર્ધાએક કલાક સુધી આમને આમ વિશાળ મહા-

સાગરના જળતરંગો પર નજર નાંખતી ઉભી રહી; ને વિચાર વમળમાં ગોથાં ખાવા લાગી. વિચારમાળાના મણકા જેમ જેમ ફરતા ગયા તેમ તેમ મન ઘણુંજ ચકડોળે ચડતું ગયુ. પ્રત્યેક પળે જગત અસાર અને સંસાર દુઃખરૂપ ભાસવા લાગ્યો. અભ્યાસકાળે વાંચેલાં રસિક પુસ્તકોમાંનાં નાયક નાયિકા સાથે પોતાની તુલના કરવા લાગી. આ તુલનાના પ્રત્યેક ઉચ્ચાલનમાં પોતાને હલકી અને ઉતરતી અધમ-દશામાં લેખવા લાગી. પોતાને મહાન્ દુઃખી સમજતી આ સ્નેહાળ બાલિકા દુઃખાગારમાંથી છુટવા અને કલ્પનાના પવનમાં ઉડવા ફાંફાં મારવા લાગી, રસ્તો શોધવા લાગી; ન જડતાં મુઝાવા લાગી, અક-ળાવા લાગી. આમ રસિકા તરફડતી હતી ત્યાં પાછળથી ભટે આવી, " બા, બાપુ આપની રાહ જોતા પાટે બેસી રહ્યા છે ને તમે તો આંય ઉભાં ઉભાં હવા ખાયાજ કરો છો ! હાલો ઝટ કરોને !" પોતાની કઠોર ભાષામાં જમવાના સમયનું સૂચન કર્યું. આ કઠોર ભાષા કર્ણેન્દ્રિયમાં અથડાતાંજ રસિકાની વિચારમાળા તૂટી, સફાળી ઉઠી, રસોડામાં જઇને વડીલ સન્મુખ મર્યાદાપૂર્વક પાટલે બેસી નીચી નજરે જમવા લાગી, જમતાં જમતાં વહુને મુંગી રહેલી જોઈ વડીલે પુછ્યું:—

" કાં બેટા, આજે કાંઈ બોલતી નથી ? તબિયત નરમ છે ? શરીરે કાંઈ અસુખ છે ? કે પછી ભાઇ એકલો નાટક જોવા ગયો તેથી કાંઇ ઓછું આવ્યું છે ? "

" ના બાપુ, કાંઇ નહિ. નાટકની તો વાત પણ હું જાણુતી નથી. જરા પ્રકૃતિ અસ્વસ્થ છે. " અંતરના દુઃખને અંતરમાંજ દબાવી શાણી વહુએ ઉત્તર આપ્યો.

" તો બેટા, દાક્તર બોલાવવા કેમ કોઇને ન મોકલ્યો ! " વૃદ્ધે જણાવ્યું.

" ના જી, દાક્તરની જરૂર જેવું નથી. સ્હેજ માથું દુખે છે તે એમોનિયા સુંઘીશ એટલે આરામ થશે. " રસિકાએ હૃદયની વ્યથા છુપાવી ઉત્તર આપ્યો.

મને કમને બે ગ્રાસ ખાઇ લઈ રસિકા પોતાના શયનગૃહમાં ગઈ. વડીલ વહુના શરીરને ઠીક નથી માની કાંઈ વધુ વાતચિત ન કરતાં પોતાના સ્થાને ગયા. હે વિભુ ! હિંદુઓના ઉપરથી સુખી જણાતાં હજારો કુટુંબોમાં આવી નાજુક નિર્દોષ બાલિકાઓનાં અંતર દાવાનળની પેઠે સળગે છે. એ દાવાનળની અખંડ અવિરત જવાળાઓ આર્યબાળાઓ મરણ પર્યંત પોતાના અંતરમાંજ છુપાવે છે; જેની ધુણી સરખીએ બ્હાર નીકળવા પામતી નથી. અરે ! તેઓ દુઃખના ઝેરી ઘુંટડા ગળી જાય છે. ધન્ય છે ! આર્યબાળાઓ ધન્ય છે ! ! ! ભલે સમસ્ત ભૂમંડળનાં પડેપડ ખોળો; છતાં પણ આર્ય ભૂમિની સહનશીલ બાળા અન્ય સ્થળે એક નહિ લાધે !

રસિકાએ શયનગૃહમાં આવી વિજળીક રોશનીનો પ્રકાશ કરી અંદરથી દ્વાર બંધ કરી પલંગમાં પડતું નાખ્યું. ઉંધે મસ્તકે પડયાં પડયાં પુષ્કળ રોઇ. રોતાં રોતાં કાંઇ ગગણવા લાગી. અશ્રુ પ્રવાહ એવો તો અવિરત ચાલ્યો કે મખમલનો તકીઓ તદ્દન ભીંજાઈ ગયો. અતિ રૂદનને અંતે આંસુ ખુટયાં ને હૃદયભાર જરા હલકો થયો. રસિકા ઉઠી, મ્હોં ધોયુ ને ટ્રીપોય પર પડેલા પાનના ડબામાંથી પાન લઇને ખાધું; ત્યારબાદ ક્ષણભર દુઃખી મનને રાહત આપવા જરૂખામાં જઈ ને

ઉભી. નીચે રસ્તા પર ગાડી મોટર અને જનસમૂહની હારની હાર ચાલતી હતી, આ જગ વ્યાપારની ધમાલમાં મન ન લાગ્યું. નજર ત્યાંથી ફરી સમુદ્ર તટ પર પડી, પરંતુ ત્યાં તો વિરહી હૃદયને વધુ વ્યથિત કરનાર દ્રશ્ય દ્રષ્ટિગોચર થયું. એકાદ બે છુટાં છવાયાં રસિક પ્રેમી યુગલ હસ્તમાં હસ્ત મીલાવી મધુર વિનોદ કરતાં, રજનીની શાંતિનો સુખાસ્વાદ લેતાં, લટાર મારી રહ્યાં હતા; આ જોતાંજ પાછી વિચાર માળા ફરવા લાગી.

'હરિ, હરિ, સંસારમાં સર્વ સ્થળે સારસની સુખી બેલડીઓ વિહરે છે ત્યારે શું હુંજ એકલી અભાગીઅણુ છું કે? અરે દૈવ! કોઈ દિવસ શાંત ચિત્તે ક્ષણભર મ્હારી પાસે બેઠા નથી, આનંદથી વાર્તાલાપ કર્યો નથી, તો પછી સાથે વિનોદ વિહારની તો વાતજ શી? આજે પિતાજીએ મ્હોં પર કહ્યું તો એ સાથે ન લઈ ગયા! હરિ હરિ, સંસારમાં ઘણીએ બાલિકાઓ વિરહ દુઃખે પીડાતી હશે; અને મ્હારે તો પાસે હોવા છતાં મર્મ વેદનામાં રીબાવાનું! નથી કોઈને કહેવાતું, નથી અંતેય આવતો." આમ વિચાર પરંપરા ચાલતી હતી ત્યાં તો બાજુના બંગલામાંથી કોઈ રમણીનો મધુર સ્વર આવી કર્ણેન્દ્રિયમાં અથડાયો અને વિચાર માળા અટકી:-

"સહિયર શા કરૂં સંદેશ? વ્હાલમ વસીઆ વિદેશ;
નવ આણી દયા લેશ, મુકી ગયા બાળે વેશરે—સહિયર૦"

પુનઃ પુનઃ હારમોનિયમના મધુર સુર સાથે ઘુંટાતી આ કડીઓએ રસિકાને બ્હાવરી બનાવી, રસિક રમણીને રડાવી, ને પાછી તે પલંગમાં જઈને પડી. વિચારમાળાના મણકા ગબડવા માંડ્યા. આ

સમયે રાત્રિના દશ વાગી ગયા હતા. મહાલયમાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. મહાલયમાં વસતા સર્વ જન શાંત નિદ્રસ્થ હતાં. તે સમયે આ રસિક રમણી રડતી હતી, પ્રેમ પંખિણી તરફડતી હતી. વળી હૃદયના ઉભરા ઉદ્ગાર દ્વારા નીકળવા લાગ્યા:-" અરેરે! આજે મેઘદૂત વાંચતાં કેવું થતું હતું? ભાઈ યક્ષ," મેઘદૂતના નાયકને સંબોધી બોલી, " ત્હારે અને ત્હારી પત્નીને જે પ્રેમ હતો તેવા પ્રેમમાં વિરહ સમય આવતાં પણ તમે સુખીઆં હતાં. એક બીજાની મધુરી યાદમાં સમય વ્યતિત કરતાં હતાં, ને બન્નેને વિરહ સરખો પીડતો હતો. પરંતુ ભાઇ, મ્હારે તો દેખવાનું ને દાઝવાનું. અરેરે, એક તરફી પ્રેમ? બ્હેન ગા, સુખેથી ગા, ત્હને ગાવામાં સંતોષ છે." બાજુના બંગલામાં ગાતી રમણીને સંબોધી બોલી; " બ્હેન ત્હારો પતિ પરદેશ છે, કાલે સવારે આવશે. આશામાં વખત વિતાવવામાં પણ મઝા છે, 'કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે;' પરંતુ બ્હેન મ્હારે અભાગીઅણને ભાગ્ય નથી આશા કે નથી નિરાશા. છતા ધણીએ રંડાપો છે ત્યાં તે શી આશા? શી નિરાશા? હે પ્રભુ! પિતાએ ભણાવી ન હોત તોએ સારૂં. રસિક ગ્રંથો વાંચત પણ નહિ અને દુઃખી થાત પણ નહિ. ધણીએ અજ્ઞાન સ્ત્રીઓ મ્હારા કરતાં વિશેષ ખરાબ હાલતમાં હોવા છતાંએ મસ્તાન રહે છે. બેફીકર ફરે છે. ઘણી વખત અજ્ઞાનપણામાં એ સુખ સમાએલું છે. 'Where ignorance is bliss it is folly to be wise.' એ મહાન સૂત્રનું સત્ય અત્યારે સમજાય છે. સમજે તેને દુઃખ અને ન સમજે તેને સુખ. પ્રભુ આતે ક્યાંનો ન્યાય? આટલું આટલું ઐશ્વર્ય હોવા છતાં ત્હેને શું કરૂં? પ્રેમ પ્રેમ પુકારતા હૃદયમાંથી

પ્રેમનું વહેણુ વહે છે પરતુ હાય, તે અસ્થાને ઢોળાય છે. શું કરૂં ? હાયરે દૈવ ! આ દુઃખ તો હવે નથી ખમાતું, મ્હારા નાથ ! " પોકારી એક લાંબી હાય મારી તકીઆ સાથે માથું અફાળ્યું; પુનઃ પુનઃ બેચાર વખત અફાળ્યું અને બેશુમાર અશ્રુપાત કરવા લાગી. વળી લગભગ એક કલાક રૂદન ચાલ્યું.

આ નિર્દોષ પ્રેમી, પરંતુ દુઃખી આત્માને થોડો સમય રૂદન કરતો છોડી નાટકશાળામાં સ્વર્ગ સુખનો આસ્વાદ લેતા એ આત્માના ભાગીદારની ખબર લઇએ.

નાટકની મઝા અનુભવાતી હતી તથા સાથે સાથે રમણુલાલના કાનમાં ઝેર વર્ષણુ પણુ થતું હતું. હિતેચ્છુ મિત્ર ચંદનદાસે ચલાવ્યું: " કેમ શેઠ જોયું ? છગન આપના પર કેટલો પ્યાર રાખે છે. આના ચોથા ભાગ જેટલોએ એશ આરામ ભાભી સાહેબ આપને કરાવે છે કે ? "

" અરે યાર જવાદેને એની વાત ! આખો દિવસ વાંચ વાંચનો જ ધંધો ! ન મળે એની વાણીમાં મીઠાશ, કે ન મળે નાચતાં નયનનાં નખરાં; કાંઇજ ન આવડે ! દોસ્ત મ્હને તો આપણી ગુજરાતી ભાષા, પહેરવેશ, રહેણી, કરણી સર્વ પર એવો તો તિરસ્કાર છે કે જો મ્હારૂં ચાલે તો એકદમ સર્વને બોયકોટજ કરી નાખું ! " ભારત માતાને ભારે મારવા ઉત્પન્ન થએલા કુલાંગાર પુત્રે માતૃ ભક્તિ બતાવી.

" તો શું આપને હિંદુસ્તાની જબાન પ્રિય છે કે દિલદાર ! " સાથે બેઠેલી નાજનીએ નખરાથી ટહુકો કર્યો.

"હા, હજુ હિંદુસ્તાની ભાષા કાંઇક સારી છે. જો ને પ્યારી સાહેબ લોકો બોલે છે, તેમજ વળી હિંદુસ્તાની પહેરવેશ પણ સાહેબ લોકોના પોશાકને મળતો છે; છતાં સાહેબ લોકોના જેવા ઉત્તમ આચાર વિચાર તો કોઇનાએ નહિ!" વિલાયતી વિલાસમાં લુબ્ધ થએલા રમણુલાલે ખુલાસો કર્યો.

"જુવોને ભાઈ, હું તો તમારા ભલા માટે કહું છું. આ કળિયુગના જમાનામાં સર્વ કેવી સતીઓ છે તે જાણીએ છીએ. જ્ઞાતિમાં પણ તમારાં પત્નીની વાતો થાય છે. કોલેજમાં છૂટથી ફરેલાં તે તે ક્યાંથી સારાં હોય? સાચું કહું તો મ્હને તો એમનાં અને પેલા રતિઆનાં મૂળ ઉંડાં લાગે છે! હજુ વાત હાથમાં છે, ચેતશો તો સારૂં. પછી તો તમારી મરજી, મ્હારે તો શું?" ચંદનદાસે બળતામાં ઘી હોમ્યું.

"હા, હા, દોસ્ત, હું એ રાંડની વેતરણમાંજ છું! રતિઆનો તો ટાંટીઓજ કાપી નાખીશ! અને એ રાંડને પણ બરાબર ઠેકાણે લાવીશ!" રમણુલાલે વીરતા બતાવી. નબળો માંટી બૈયર પર શુરો!!!

રસિકા! રસિકા! ત્હને થોડીજ ખબર છે કે જે પુરૂષને તું પ્રભુ માની પૂજે છે, જેને ત્હારો હૃદયેશ માની હર હમેશ, આરાધના કરે છે; જેને માટે આજે સાયંકાળથી આંસુડાં સારે છે, તે પુરૂષ અત્યારે અન્યની સોડમાં સંતાઇ ત્હને કુલટાનું ઉપાલંભ આપે છે? અરે જેને ત્હેં ત્હારૂં હૃદય સર્વસ્વ અર્પ્યું છે તેને ત્હારી લેશ પણ પડી નથી! હરિ, હરિ, આ ન્યાય તે ક્યાંનો? કમલિની ચંદ્રને અહે

અને ચંદ્ર ચકોરને રંજીત કરે ! અંતે રસિકા રોઇ રોઈ થાકી, ઉઠી, અને મનને અન્ય દિશામાં વાળવાના વિચારે એક પુસ્તક લીધું. ન્હાનું પરંતુ સુંદર બાંધણીનું, ‘ ન્હાના ન્હાના રાસ’નું કવિ ન્હાનાલાલ કૃત મધુર કાવ્ય ભંડારનું એ પુસ્તક હતું. ઉધાડતાંજ કમ ભાગ્યે માંહીથી ‘ સુનાં મંદિરને સુનાં માળીઆં ’ વાળું વિરહ કાવ્ય આંખ આંગળ ખડુ થયું, આનો ઉલટું બળતામાં ઘી હોમાયા જેવું થયું ! રસિકાએ રૂદ્ર સ્વરે કાવ્ય ગાયું. ગાન પુરૂ થયુંને પાછી વિચારમાળા ફરવા લાગી:–“ કવિ કહે છે તે સત્યજ છે. કાવ્યમાંની નાયિકાને તો અમુક સમયને માટેજ સર્વ સુનું છે, પરંતુ મ્હારે તો સદાને માટે સર્વ સુનું છે. મ્હારા આવાસ, મ્હારા આત્માના મહેલ સુના નહિ પણ ખંડેર થએલા છે, પડી ભાગેલા છે. ” ક્ષણભર થંભી ગઇ, વળી કાવ્યમાંની નાયિકાને સંબોધી બોલી:–બ્હેન, તારો વ્હાલો દૂર વિરાજે છે છતાં બંસરી સુણાવે છે; પરંતુ હાય ! મુજ અભાગણીનો વ્હાલો પાસે છતાં પરોક્ષ રહે છે; અરેરે નથી એક બોલ પણ બોલતો તો પછી પ્રેમ ગાન ગાતી બંસી શાનીજ સુણાવે ? હાયરે દૈવ ! આતો કયા પ્રકારનો વિયોગ ? આ કયા પ્રકારનું દુઃખ ! આ કઇ જાતનો વિરહ ! હે પ્રભુ ? ” કહી નિસાસો નાખ્યો.

“ ભાઈ રતિલાલ, તમારૂં જોડું ખરેખર સુખી છે ! પ્રભુ તમ સરખાં દંપતીને અવિચળ રાખે ! ભાઇ, ભાઇ ! ભાભીએ છતા પૂજેલા અને મ્હેં અભાગણીએ ઉંધા પૂજેલા. કેવું ત્હમારૂં વિશાળ હૃદય અને કેવું પ્રેમથી છલકાઇ જતું હૈયું ! ભોળી ભાભીને રગે રગે પ્રેમ પ્રેમ ભરી દીધો છે, આ દુનિયાં પરનાં દેવ દેવી સરીખાં સુખીઆં સારસડાં ! પ્રભુ તમારી બેલડી દીર્ઘાયુષી કરે ! રતિભાઈ

તે રતિભાઇજ છે ! ! " આવા અનેક વિચાર વમળમાં ગોથાં ખાતી બાળાની અશ્રુભીની આંખડી છેક મોડી રાત્રે એક વાગે મળી ગઇ.

રાત્રે અઢીવાગે નાટક ખલાસ થયું. રમણુલાલ શેઠનો નિશો હવે ઉતર્યો હતો. જેમ નિશાખોરને નિશો ઉતર્યા પછી ઘણી સુસ્તી આવે છે તે મુજબ રમણુભાઇ પણ નરમ ઘેંશ જેવા બની ઘર તરફ ચાલ્યા. રસ્તે છગનના ઘર આગળ ચંદનદાસ " ઘડી બેસી ઘેર જઇશ " કહી છગન સાથે મોટરમાંથી ઉતરી પડયો. તે એટલા માટે ઉતર્યો કે પેલા સો રૂપીઆના નોટનો ભાગ લઇ શકાય અને નવા દાવની વેતરણ પણ કરાય !

રમણુલાલ ઘેર આવ્યો ને સીધ્ધો શયનગૃહ તરફ ચાલ્યો. શયનગૃહનું દ્વાર ખોલતાંજ ઉંઘમાં સ્વપ્ન દર્શન કરતી અને લવતી રસિકાના ઉદ્દગાર રમણુની કર્ણેદ્રિયમાં અથડાયા. " રતિભાઇ બચાવો બચાવો અરે વ્હાલા ? કોઇ આવો ? " જોકે ઉપરના ઉદ્દગારો તદન નિર્દોષ હતા; પરંતુ કાળાં કુકર્મના કરનાર ચંદનદાસના ઝેરી શબ્દોથી ગુમ બનેલા રમણુના વિષયી મગજને ઉલટાજ લાગ્યા. ક્ષણુભર રમણુ થંભી ગયો ને વિચારવા લાગ્યો—" હાં, હાં ચંદનદાસ કહે છે તે શું ખોટું કહે છે ? રતિભાઇ ! અને તે વળી એનો વ્હાલો ! ત્યારે હું તો ભાડુતી ભરથાર ? રસિકા, ઠીક છે, હું હવે જોઉં છું કે તું આમ કયાં સુધી આગળ વધે છે ? " ક્રોધમાં કપડાં જેમ તેમ ફેંકી દઇ પલંગ પાસે જાય છે ત્યાં તો નિદ્રામાં બ્હીનેલી બાળા ઝબકીને જાગી સ્વસ્થ થવાનો યત્ન કરતી હતી ત્યાં તો પતિ-

પર દ્રષ્ટિ પડીનેઃ-" પધારો નાથ ! અહો ક્યારના પધાર્યા છો ? મ્હેં મુઇએ નિદ્રામાં કાંઇ જાણ્યું પણ નહિ, ક્ષમા કરો, કહી પતિને ચર્ણ સ્પર્શ કરવા ગઈ ત્યાં તો પતિદેવે પ્રસન્ન થઇ એક લત્તા પ્રહાર કર્યોઃ-" શું ત્હારી પતિ ભકિત ! રતિલાલ ત્હારો વ્હાલો નહિ કે ! હું આવ્યો ત્યારે નિદ્રામાં પણ એનુંજ રટન કરતી હતી નહિ વારૂ ? ને હવે આ સફેદ બગલી મીઠું બોલી મ્હને ઠગે છે! " કહી તરછોડી નાખી. કુમળી કદળી જેમ પવનનો ઝપાટો લાગતાં ગબડી જાય તેમ રસિકા લાદી જડેલી ફરસપર પટકાઈ પડી, ઉઠી, ઉભી થઇ, ને ગદ્‌ગદિત કંઠે વિનવવા લાગીઃ—" નાથ ક્ષમા ! દેવ ક્ષમા કરો. મ્હેં સ્વપ્ન જોયું તેમાં જાણે હું ભયંકર અગ્નિની જ્વાળાઓમાં ફસાએલી લાગી અને તેથીજ મ્હેં રતિભાઇની મદદ માગી. નાથ આમ વ્હેમની, દ્દષ્ટીથી દાસીને કાં નિહાળો છો ? દેવ આપની ચર્ણરજ કિંકરીપર વૃથા કોપ કાં કરો છો ? પરમાત્મા સ્વપ્ને પણ એવી બુદ્ધિ ન સુઝાડે. પ્રાણેશ ! હું તો આપની ચર્ણ સેવા જન્મો જન્મ ચાહું છું, મ્હારા નાથ ! " રસિકા છુટે મ્હોંએ રડવા લાગી. અરેરે એક નિર્દોષ પ્રેમાળ બાળા આવો ભયંકર આક્ષેપ કેવી રીતે સહન કરી શકે વારૂ ? વળી મહાબુદ્ધિશાળી રમણલાલે બુદ્ધિનો ઉપયોગ કર્યોઃ—

' હા, હા, હું સઘળું સમજું છું. અમે મરી ગયા હતા નહિ વારૂ કે તું ત્હારા વ્હાલા રતિલાલની મદદ માગતી હતી ? "

" નહિ દેવ ! એ પ્રસંગજ એવો હતો. આપ મ્હારાથી દૂર હતા, અને રતિભાઈ નજીક હતા તેથીજ તેમનું નામ જિવ્હાએ

આવ્યું. " રસિકા પુનઃ અશ્રુપાત કરવા લાગી; પુનઃ રમણલાલના ચર્ણોમાં પડી કાલાવાલા કરવા લાગી. અંતે ઘણી આજીજી કરી ત્યારે આ નર રાક્ષસનું હ્રદય પીગળ્યું. દિલમાં દયા વસી અને પત્નીને પાસે લઇ પલંગપર આસન આપ્યું; છતાં પણ મનમાં વસેલા વ્હેમને તો ટેકો મળ્યો ને સંશય મજબુત થયો. રસિકા પલંગ પર આવી, નાથ કૃપાળુ થયા ગણી આનંદસહ હૃદયદાન દીધું, ને પ્રેમામૃતનું પાન કરવા લાગી. ત્યાંતો પતિ દેવના મુખારવિંદમાંથી ઉમદા શિરાઝી અત્તરની ફોરમ છુટી! ભોળી નિર્દોષ પ્રેમાળબાળા ક્ષણભર ચમકી, કંપી ઉઠી; " નાથ પ્રથમ પણ એક બે પ્રસંગે મ્હેં આપને કહ્યું હતું કે મદિરાપાન ન કરશો. મ્હારા સોગન, સાચું કહો, આજે પણ નિશો કર્યો છે ને ? " આમ વદી ઘણાજ પ્રેમ પૂર્વકમુખ ઉંચુ કરી પતિના મુખચંદ્રને પંપાળવા લાગી.

" જા, જા, ગાંડી, એતો ત્હારા મનનો ખોટો વ્હેમ છે ! " રમણે વાત ઉડાવી.

" નહિ નાથ, સત્ય કહો ? " રસિકાએ પુનઃ લાડથી પુછ્યું.

" હા, હા, હું સમજ્યો ! પોતાપર આવેલા આળને ઢાંકવા મ્હને કલંકિત કરવાનો આ સારો માર્ગ છે. સ્ત્રી ચરિત્રને કોઇ પ્હોંચ્યું છે કે પ્હોંચાય ! " રમણલાલના વિજળીક ઝડપે દોડતા મગજમાંથી જવાબ નીકળ્યો.

રસિકા મુંઝાઇ, અકળાઇ, બોલવાની બારી ન રહી; એકે ઉપાય ન જડયો; ને પોતે નાથની નજરમાં નિર્દોષ છતાં દોષિત

ઠરી ચુકી હોય એમ લાગ્યું. પતિના મનમાં સચોટ વ્હેમનું ભૂત ભરાએલું લાગ્યું. પોતાની સાથે દેવ જેવા પુરૂષ રત્નપર પણ કલંકનું કાળું વાદળ ધસી આવતું લાગ્યું. હૈયું ભરાઈ આવ્યું ને નેત્ર યુગલે અશ્રુવર્ષણ આદર્યું.

બન્ને ગુપચુપ સુઇ ગયાં, પાંચ મીનીટમાં નિશાથી ઘેરાએલાં રમણનાં નેત્રો મીંચાયાં. તે સંપૂર્ણ નિદ્રાધીન થઇ ગયો; પરંતુ રસિકાને નિદ્રા ન આવી, ક્યાંથી આવે ? એનું નાજુક કુમળું મગજ હજારો તર્ક વિતર્ક કરવા લાગ્યું. નિર્દોષ બાલિકા આવો ભયંકર આરોપ શી રીતે સહન કરી શકે વારૂ ? પોતાની સાથે પુરૂષ રત્ન રતિલાલપર આવતો ભયંકર આક્ષેપ, ને વળી જરા વધુ ઉંડાણમાં ઉતરતાં જ્ઞાતિમાં ચાલતી પોતાના સંબંધી અનેક કપોલ કલ્પિત લોક કથાઓ, અને એ કથાઓથી પતિ દેવના ભોળા મગજમાં ભરાયેલા વ્હેમરૂપી ભૂતને મળતો સબળ પુરાવો, આ સઘળા સંજોગો પર વિચાર કરતી દુઃખિની વધુ દુઃખી બની તરફડવા લાગી, મુઝાવા લાગી; નરપિશાચ નરાધમની ભ્રષ્ટ સોડમાં મૃત્યુ લોકની આ દેવાંગના ઝીણું ઝીણું રૂદન કરવા લાગી; ને છેક પ્રાતઃકાળ સુધી આમને આમ રોતાંજ રજની વિતાડી.

આજની આ ઘટના પછીથી રસિકાના મુખચંદ્ર પરની મધુર હાસ્ય રેખા અરૂણોદય થતાં ફીકી પડી અંતે અદ્રસ્ય થતી શશિકલાની પેઠે અદ્રસ્ય થઈ ગઇ. તેની દેહવલ્લી ધીમે ધીમે કૃષ થવા લાગી, કવેળા કરમાવા લાગી, છતાં તે કોઇના પણ સમજવામાં ન આવ્યું. રતિલાલને લાગતું કે રસિકા બ્હેનને મર્મ વેદના થાય છે.

કવચિત તે પ્રશ્ન પણ કરતો, પરંતુ તેના ઉત્તરમાં ' કાંઇ નહિ એ તો સહજ એમ લાગે. વળી કહીશ!' વિગેરે વાકયોથી વાત ઉડી જતી; અને એ પ્રેમ પ્રેમ ઝંખતી જન્મભરની પ્રેમ વંચિત પંખિણી હાલતો ટળટળતી, કકળતીજ રહી.

---

## પ્રકરણ ૫ મું.

---

### ' નુતન પ્રેમ. '

" આત્મા ઓળખે તે વર;
ને ન ઓળખે તે પર. "

( રા. ન્હાનાલાલ. )

વસંત પંચમીની સાંયકાળનો સમય છે. ક્ષિતિજ રેખાપર ભગવન્ પ્રભાકર પોતાનું છેલ્લું કિરણ સમુદ્રમાં સંતાડવાની તૈયારી કરી રહ્યા છે. મંદ મંદ શિતળ પવનની લહરીઓ સુરભિ પ્રસરાવી રહી છે. સમુદ્રમાં ભરતીની પરંપરા ચાલી રહી છે. ઘુઘુનાદનો ઘેરી અવાજ શ્રવણેંદ્રિયને અનેરો અનુભવ કરાવી રહ્યો છે. સાગર તટે જન સમૂહનાં જુથ ભ્રમણ કરી રહ્યાં છે. પાસેની પર્વત શ્રેણી પરની વિહાર કુંજોમાં છુટાં છવાયાં વિલાસીવૃંદ વિહાર કરી રહ્યાં છે. વાતાવરણ આનંદ અને ઉત્સાહથી ભરપુર છવાયું છે. આવી આનંદ વેળાએ પાસેની પર્વત શ્રેણીપર, શ્રીમોહમયીની મોજીલી

પ્રજાના વિહારાર્થે બનાવેલી નુતન વિહાર વાટિકાઓમાંની જરા નાચાણુની કુંજગલીમાંના એક અનેકાસન પર ઓગણીસ વીસ વરસનો એક લલિતાંગી લલના, નીચે સમુદ્ર તટે ઉભરાતા જનસમૂહ પર દ્રષ્ટિમાંડી ગંભીર વિચારમાં નિમગ્ન થએલી દ્રષ્ટિગોચર થાય છે. તે લલનાએ બારીક જાપાનીઝ બનાવટની ઉમદા જરી કામથી ભરેલી રેશમી સાડી પરિધાન કરેલી છે; સાડીની અંદરથી ગુલાબી રંગનું રેશમી ઝાલરો અને મોતી ટાંગેલું છેલ્લામાં છેલ્લી ફેશનનું બ્લાઉઝ અને બ્લાઉઝની આછી તસતસતી ભાતમાં પરાણે સંતાએલો ઉછળતો ઉરો ભાગ જોનારની નજરે સ્પષ્ટ જણાઇ આવે છે; નાજુક પાયમાં રેશમી મોજાં છે તથા છેલ્લી ઢબના વિલાયતી ઊંચી હીલના બુટ છે. તે લલનાની ઉચ્ચ ધવલ ગ્રીવામાં એક પાણીદાર મોતીનો કોલર છે તથા એક સુવર્ણનો છેડો છે કે જે ઉરો ભાગ પર વિંટળાઇ નીચે ખોળામાં લટકતો પડેલો છે. છેડામાં એક સુંદર સુવર્ણનું લાકીટ છે કે જેને એક સુવર્ણની પીનથી ઉરો ભાગ પર બ્લાઉઝ સાથે જોડી દઇ લટકાવવામાં આવ્યું છે. આ લોકીટનો ઉપરનો ભાગ અબરખ જડેલો હોઇ તેની અંદર એક અત્યંત ખૂબસુરત યુવાનની તસ્વીર સ્પષ્ટ જણાય છે. કમળ નાળ સમા કોમળ કરોમાં મોતીનાં કંકણો છે તથા વામ હસ્તના કાંડાપર એક નાજુક સુવર્ણનું ઘડીઆળ છે તથા જમણા હસ્તની લલિત અનામિકાપર એક હિરકની મુદ્રિકા ચળકાટ મારી રહી છે; ગૌર ગુલાબી વદન મંડળમાં નેત્રયુગલને આચ્છાદિત કરતાં અને ભપકામાં વૃદ્ધિ કરતાં સુવર્ણ ફ્રેમનાં ચશ્માં છે. આ બધાં આભૂષણોથી અલંકારિત આ લલનાને જરા દૂરથી નિરખતાં પ્રણીજ

મોહક જણાય છે. પરંતુ નજદીક આવી બારીકાઈથી નિહાળતાં એ ભપકાદાર મોહક મુખડા ઉપર શીળીનાં ચાઠાં સ્પષ્ટ દેખાઇ આવે છે, તથા એક નેત્રમાં સહેજ ફૂલ છે. આ ખામીને ઢાંકવા ગાર મુખચંદ્ર પર વિલાયતી પાઉડરનો પટ દેવામાં આવ્યો છે; તથા નેત્રો પર ચશ્માનું આચ્છાદન કરવામાં આવ્યું છે.

ઉપરોકત સુંદરી ઘણો સમય એકલી બેસી રહી, અંતે કંટાળી ઉઠી, ઉભી થઇ ફરવા લાગી, વળી થંભી ગઇ. ઉપર રસ્તાપર ઉભેલી પોતાની મોટર તરફ નજર નાખી. વળી પાછી આવી પૂર્વ સ્થાને બેસી કાંઇ વિચારવા લાગી, બબડવા લાગી;—

" સાત તો વાગી ગયા પણ કોઇ ન આવ્યું ! ચંદનદાસ જબરો તડાકી દાસ છે એની વાતમાં તે માલ હોય ? ને વળી રાંડ રસિકડી તો મ્હારી પૂર્વ જન્મની વૈરિણી છે ! એણેજ આ વખત આણ્યો ને ? એ રાંડેજ રોકાણ કરી હશે ? નહિ તો એ આવ્યા સિવાય રહેજ નહિ. ચંદનદાસે ચાલાકી તો બરાબર કરી છે; પછી તો જેવું મ્હારૂં નસીબ..........વાકય અધુરૂં જ રહી ગયું પાછળથી કોઇએ સુંદરીનાં નેત્રો પર રેશમી રૂમાલનું આચ્છાદન કર્યું ને સાથે ઉદ્ગાર કહાડયા; " સુમન, નસીબનો દોષ કાં કહાડો છો ? "

" અહો કોણ ? અધીરીના આધાર ? પધાર્યા દેવ ? આપની વાટ જોતાં આંખલડી થાકી અને મર્કટ જેવું મન મુંઝાયું એટલે નસીબનો દોષ કહાડયો ? " કહી ઉપરોક્ત સુંદરીએ સજ્જ થઈ આગંતુકને આસન આપ્યું; અને તેના લલિત હસ્ત કમળ પર

ચુમ્બનદાન દીધું, સર્વ સાથે તેજ અનેકાસનપર ગોઠવાયાં.

વ્હાલા વાંચક ! આ આગંતુક વ્યક્તિઓમાં અન્ય કોઇ નહિ પરંતુ એક તો આપણી નવલ કથાનો નાયક, રંક રસિકાનો પતિ અને અન્ય તેનો શુભેચ્છક મિત્રવર્ય ચંદનદાસ જ હતો; અને હવે ઉપરોક્ત સુંદરીને ઓળખી કે ? તે એજ સુંદરી છે કે જે રસિકાના પણ પ્હેલાં રમણલાલના હસ્તની ઉમેદવાર હતી. આ તેજ બાળા છે કે જેના વિવાહની કાર્યવાહીમાં સર્વના શુભચિંતકો, જ્ઞાતિના નવરા નખોદીઆઓનાં ગજવાં ભરાવાનાં હતાં. જો કે તેઓનાં ગજવાં ભરાયાં છે અને સુમનનું લગ્ન પણ થઇ ગયું છે પરંતુ સુંદરીનું મન નથી ધરાયું. તેને તેના પતિ પ્રત્યે પ્રેમનો ઉમળકો આવ્યોજ નથી. મન પ્રથમથીજ જેને માટે ઝંખતુ હતું તેને માટેજ તલફતું રહ્યું. અંતે અનેક યુક્તિપ્રયુક્તિપૂર્વક આજે અને આ ક્ષણેજ તેને પ્રાપ્ત કરવાને સુમન ભાગ્યવંત નિવડી.

સુમનના પિતા મી. ભોળાનાથ મુંબાઇના એક સુપ્રસિદ્ધ સોલીસીટર છે. તેઓની ફર્મ ઘણા સારા પાયા ઉપર ચાલે છે. તેઓ ઘણા વરસથી કાલબાદેવીરોડ પર આવેલા એક મકાનમાં બીજે માળે એક વિશાળ બ્લોકમાં રહે છે. શરૂઆતમાં કેટલીક મુશ્કેલીઓ વેઠયા પછી મી. ભોળાનાથ ટુંક મુદતમાં ખ્યાતિ પામ્યા અને એમનો ધંધો ધમધોકાર ચાલવા લાગ્યો છે. સુમનની માતાના ગુજરી ગયા પછીથી પાછલી ઉમ્મર હોવા છતાં સોલીસીટરે પુનઃ લગ્ન કર્યું છે. એમનાં બીજીવારનાં પત્નીનું નામ ધનગૌરી છે તે એક કાપડના વેપારીની પુત્રી છે. સોલીસીટર સાહેબનાં આ નવીન ધર્મ પત્નીની અને સુમનની ઉમર

લગભગ સરખીજ છે. પિતાને ત્યાં ઘણીજ છુટથી વર્તવાની ટેવ પડેલી હોવાથી અને સ્વભાવ ઉછ્રંખલ અને મન મોજી થએલો હોવાથી ધનગૌરીએ અત્રે પણ છુટથી વર્તન ચલાવવા માંડયું. આપણામાં કહેવત છે કે "બીજવરની પરણી મહાસુખ પામે," તે ન્યાયે સોલીસીટરને ત્યાં પણ ધનગૌરીનું વિશેષ સન્માન થવા લાગ્યું; કારણ કે ભોળાનાથની ઉમર પાકી અને ઘરમાં કોઇ વડીલ નહિ. નોકર ચાકરો નવાં શેઠાણીને માનથી જોવા લાગ્યાં અને શેઠાણીએ પણ સારો રૂઆબ જમાવી દીધો. મૂળ તો પોતે રૂપગર્વિતા હતીજ તેમાં વળી સોલીસીટરે ખાસ ધનગૌરી માટે એક નવીન મોટર લીધી અને આથી આ ઉછ્રંખલ સ્ત્રીનો રૂઆબ વધ્યો. મી. ભોળાનાથ ઓફીસના કામથી કંટાળી કલબમાં જાય, ત્યાંથી છેક રાત્રે મોડા નવ દસ વાગે ઘેર આવે. સ્હવારના પણ અનેક જણ મળવા આવે અને આથી એમને ફુરસદ પણ ન મળે, ને પ્રથમથીજ એમને ટેવ નહિ એટલે ઘરની ઝાઝી કાળજી એ ન કરે. આથી અપર માતાના ઉછ્રંખલપણા સાથે દીકરી પણ છૂટથી હરવા ફરવા અને નોકર રસોઇઆ સાથે છૂટથી વર્તતાં શીખી. આજ અરસામાં સુમન રજસ્વલા થઇ અને યુવાનીમાં આવી. યૌવનનો આછો પ્રકાશ જણાવા લાગ્યો અને જીવનમાં નવું ચાંચલ્ય આવ્યું, એટલે ત્રણેક ચોપડી અંગ્રેજી જેટલો થએલો અભ્યાસ ત્યાંથીજ પડતો મૂકી, ઓઢણી છોડી સાડી પહેરી. આથી આ બાળા અર્ધ દગ્ધજ રહી. વળી અપર માતાના સંસ્કારો ખરાબ અને સરખી ઉમરના હોવાથી બન્નેનો સખી સ્નેહ બંધાવાથી બન્ને સાથેજ કુચ્છંદી અને દુરાચારી થયાં. આ કુચ્છંદ અને છુટાપણાના પરિણામે જ સુમનની આંખમાં આનંદરાવ જેવા શ્રીમંતનો સ્હેલાણી અને

ખૂબસુરત પુત્ર ઠરેલો, અને ગુપ્ત માનસિક ભાવ એના પ્રત્યે પ્રગટેલો; પરંતુ ભાગ્ય યોગે તે અન્યનો થયો. અને સુમનના મનોરથ મનમાંજ રહી ગયા. રમણુલાલનું લગ્ન રસિકા સાથે થયા પછી એક વરસે સુમનનું લગ્ન હસમનરાવ નામના એક શ્રીમંત રૂના વેપારી સાથે થયું. લગ્નકાળે હસમનરાવની ઉંમર પીસ્તાળીશ વરસ ઉપરની હશે. ઉમર લાયક થએલી સુમનનું જોબન ઝોલા ખાતું હતું, જ્ઞાતિમાં વરનો કાળ હતો, પિતા મુઝાતા હતા એવા સંજોગોમાં હસમનરાવ સાથેનું ચોકઠું મને કે કમને સુમને કબુલ રાખ્યું; અને મનને મનાવ્યું કે— "ઉમરલાયક પતિ છે એટલે આપણા નચાવ્યા નાચશે, વળી જુની ગેરીનું કાંઇ ફરજંદ નથી એટલે આપણે ઉપાધિ નથી, સાથે ઘણાજ શ્રીમંત ધણીની ધણીઆણી એટલે મનમાની મોજમાં રહીશું અને આપણું ધાર્યું કરીશું." આ અને આવાજ બીજા અનેક વિચારોએ સુમનને હસમનરાવ સાથેનું લગ્ન સુખદાયી લાગ્યું.

જે સંધ્યાએ આપણે સુમનને રમણુલાલ સાથે વિહારવાટિકામાં નિરખી તે સમયે તેનું લગ્ન થયાને એક વરસ સંપૂર્ણ થયું હતું. સુમન હવે તો ઘણો સમય પોતાના મલબાર હિલપરથી વાલકેશ્વર જવાના રસ્તાપર આવેલા વિશાળ બંગલામાં ઘણાજ દોરદમામમાં રહે છે. એનાં દમામનાં સાહિત્યમાં બે પાંચ નોકરો, એક ભૈયો, પટાવાળા, રસોઇઓ, બાગ, બંગલો, ગાડીઘોડો અને એક ઉમદા મોટરકાર આદિ અનેક છે. એના એશઆરામ માટે કાંઇ પણ વાતની ન્યુનતા નથી, સર્વ સાધનો વિપુલ છે; ગાડી ખાસ શેઠના વપરાશ માટે રહે છે જ્યારે મોટર ખાસ બાઇ સાહેબને સાંજે 'બ્હાર ફરવા જવા માટે રહે છે. શેઠ બપોરના જમી કોટમાં જાય ત્યાંની ઓફીસમાં

થોડા કાગળ પત્રો જુએ બાદ ત્યાંથી સાંજના કોલાબે જાય ત્યાંથી કંટાળી કલબમાં જાય અને છેક રાત્રે દસ વાગે ઘેર આવે. આ અરસામાં સુમનસુંદરી જમીને આરામ લે, ત્રણ વાગે ઉઠી ચા પી નાસ્તો કરે બાદ શણગાર સજ્જે; આમ કરતાં લગભગ પાંચ સ્હાડા પાંચ થઈ જાય એટલે પછી બાઈ સાહેબ મોટરમાં બેસી માતુશ્રીની મુલાકાતે કાલબાદેવી જાય, અગર એપોલો બંદર કે બેન્ડસ્ટેન્ડ પર હવા ખાવા જાય, કે કાં તો પછી સીનેમા જોવા જાય, અગર તો કોઇ સરખી ઉમરની સાહેલીઓને ત્યાં મુલાકાતે પધારે અને આમ વખત વિતાવે. જો કે હસમનરાવ સુમન પર સંપૂર્ણ પ્યાર રાખતા અને તેના સર્વ મનોરથ પુરા પાડતા, છતાં પણ સુમનના મગજમાં ભરાએલો દુર્ગુણનો કીડો વારંવાર સળકતો અને તેના વિષયી મનને એક વખત મનમાં વસેલા આશક રમણ તરફ દોરતો. અંતે ચંદનદાસને હાથમાં લેવાની યુક્તિ સ્વતંત્ર મગજની સુધરેલી સુમનને સુઝી.

એક દિવસ બપોરના ચંદનદાસને ચીઠ્ઠી લખી બોલાવ્યો અને તેના આગળ પરપ્રેમમાં પરવશ બનેલી સુમને રોતાં રોતાં મનની પરવશતા કહી, મુંઝવણ ખાલી કરી અને વિશેષમાં જણાવ્યું કેઃ– "જુઓ ચંદનદાસ! રમણલાલના પ્રેમપાન વિના હું તરફડીને મરીશ! જો આપ આટલું ધર્મનું કામ કરશો ને આપના મિત્રને લાવી આપશો તો હું જન્મભર આપની ઓશીંગણ રહીશ. મ્હારા પર આપનો અનહદ ઉપકાર થશે, અને ચંદનદાસ, આપને પણ આમાં લાભ થશે." ચાલાક ચંદનદાસ થોડામાં ઘણું સમજી ગયો, ને ભવિષ્યના લાંબા વિચારે રમણલાલ સાથે મુલાકાત કરાવી આપ-

વાની હા પાડી. ચંદનદાસને પ્રથમ મ્હાનામાં બસો પાંચસો મળ્યા ને આ પરદુ:ખભંજન પરગજુ પુરૂષે ! દલાલી માથે લીધી. આ પછીથી ચંદનદાસનો અવર જવર હસમનરાવના બંગલામાં ધીરે ધીરે વધવા લાગ્યો. આજે રમણલાલ સાથેના મેળાપનો વાયદો હતો અને તે મુજબ ચંદનદાસ રમણને લઇને અત્યારે વિહારવાટિકાઓમાં આવી લાગ્યો છે.

અનેકાસન પર મધ્યમાં સુમન અને તેની બે પડખે ચંદનદાસ તથા ત્હેનો ધનાઢ્ય મિત્ર રમણલાલ ગોઠવાયા. થોડીવારે ચંદનદાસે વાત છેડી. " સુમનસુંદરિ ! આપ રમણલાલ ભાઇને મળવા અધીરાં બન્યાં હતાં તેથી આજે આપનું એ માનસિક દર્દ દૂર કરવા તથા આપની તિવ્ર વાંચ્છના તૃપ્ત કરવા હું મ્હારા મિત્રને અત્રે તેડી લાવ્યો છું ! બોલો, મ્હેં મ્હારી ફરજ બરાબર અદા કરી છે ને ? "

" એ શું બોલ્યા ચંદનદાસ આપના કામમાં તે કાંઈ ન્યુનતા હોય કે ? મિત્ર હો તો આપના જેવાજ હજો ! આપે મ્હારા પર મહદુપકાર કર્યો છે ! અને આપના પ્રિય મિત્રે આ ચાતકીને પોતાના મુખચંદ્રનું દર્શન દાન દઈ કૃત્યકૃત્ય કરી છે. " કહી સુમને પુનઃ રમણલાલનો હસ્ત ગ્રહી એક મધુર ચુમ્બનદાન દીધું.

" ના રે, સુમનસુંદરિ, મ્હારાપર આટલો બધો આભાર ચઢાવવાની જરૂર નથી ! ત્હમે મ્હને મળવા ઇંતેજાર હતાં અને જો હું તમારી મુલાકાત લેવામાં ઢીલ કરૂં તો મ્હારા પુરૂષ ધર્મથી ચ્યુત થાઉં અને કાયરમાં ખપું. સમજ્યાં ? મ્હેં તો માત્ર મ્હારો ધર્મ બજાવ્યો છે એમાં કાંઈ વિશેષ કર્યું નથી ! " રમણલાલે સંપૂર્ણ સુધારાની ઢબે કહ્યું.

"આપ સ્વધર્મમાં આટલા બધા દઢ છો ? તો તો હજુ એક બાબતમાં આપનો ધર્મ અધુરો છે. કહું ?.........હા કહીશ ! વ્હાલાંઓ આગળ શરમ શી ? લ્યો ત્યારે કહું. હાં, પરંતુ મ્હને ગાંડી મા ગણશો. મ્હારા લગ્ન પૂર્વે મ્હેં મ્હારૂં હૃદય આપને અર્પણ કરેલું છે, હું મ્હારા સાચા હૃદયથી આપને વરી ચુકી છું, તો શું આપ મ્હને હૃદય દાન દઈ સંતુષ્ટ નહિ કરો ? જેણે પોતાનું સર્વસ્વ આપનાં ચર્ણોમાં સમર્પ્યું છે તેને નહિ સ્વીકારો ? દયાળુ દેવ ! એટલી દયા આ દુઃખિની પર નહિ દર્શાવો ?" ઘણાં નાટકો જેણે જોયાં છે એવી સુધારાના શિખરે પ્હોંચેલી સુમને નાટકમાંની નાયિકા પેઠે નખરાં કરતાં વિનતી કરી.

"ખરેખર, સુમન, ત્હમે કહો છો તેવીજ જો ત્હમારી દશા હોય તો મ્હારે તમોને સ્વીકારવાંજ જોઇએ, નહિ તો મ્હારે શિરે પાપ બેસે. ત્હમારો અંતર આત્મા કકળે તેથી મ્હને શાપ બેસે !" રમણલાલે વિદ્વતાનો ઉપયોગ કર્યો.

બસ થઈ ચુકયું ! શ્રીમંત અને આબરૂદાર વિનાનો પુત્ર પુનઃ નવીન પાપાગારમાં લપટાયો, કાગ અમૃત ફળ મુકી નર્ક જોઈ લલચાયો એક આબરૂદાર જાણીતા મનુષ્યની પુત્રી સ્વતંત્રતાના પવને ચઢી સ્ત્રી ધર્મ ભૂલી વ્યભિચારિણી કુલટા થઈ. અન્યોઅન્ય બન્ને ધર્મભ્રષ્ટ થયાં. વાચક, હજુ તો આ બન્નેનું પાપમાર્ગના મંદિરે પ્રથમ પગથીયે આવાગમન છે, પરંતુ આગળ વધતાં એનું શું પરિણામ આવ છે તે જોવાનું છે ! સૂર્યદેવ અસ્તાચળે સિધાવી ગયા. તારાઓની આછી ભાત આકાશનારીના સાળુ પર પ્રકાશવા લાગી ત્યાં સુમને ભાવપૂર્ણ વદને કહ્યું—

"કૃપાનિધાન, આ દાસીના નિવાસસ્થાન સુધી પધારવાની આપના નાજુક પાદને જરા તકલીફ આપશે. આ કિંકરી પર એટલો અનુગ્રહ કરશો ?"

"આપની માગણીનો મ્હારાથી અસ્વીકાર થાય કે !" કહી રમણ ઉઠ્યો. ત્રણે જણુ ઉપર જાહેર રસ્તા પર આવ્યાં. હેન્ગીંગ ગાર્ડન્સના દરવાજા આગળ ઉભેલી પોતાની મોટરમાં સુમન રમણને હસ્તગ્રહી લઈ ગઈ. ચંદનદાસ "આવું છું" કહી રમણની મોટરમાં ઉતાવળે નીચે કેમ્પ કંપની તરફ ચાલ્યો ગયો.

સુમનની મોટર ચાલી. મોટરના વેગ સાથે સુમનના વિલાસ-પ્રિય મગજમાંનું લોહી પણ વેગથી દોડવા લાગ્યું. જો કે વિહાર-વાટિકાઓથી મોટરમાં જનાર માટે સુમનનો બંગલો પાંચજ મીની-ટના રસ્તા પર હતો; પરંતુ એ પાંચ મીનીટ સુમનને મન સ્વર્ગ સુખથી ભરપુર હતી. યૌવનનાં અંકુર ફૂટતાંજ જે કળીએ રમણરૂપી ભ્રમરને સુવાસ અર્પવા નિશ્ચય કર્યો હતો તે ભ્રમરની સોડમાં આવા રમણિય સંધ્યાના સમયે પોતે સંપૂર્ણ વૈભવમાં વિચરે છે માની તે અર્ધ ઘેલી બની ગઇ, તેનું હૃદય તરંગોથી છલકાઇ ગયું. મોટર ચાલી ને સુમને રમણને ભુજબંધનમાં ભીડી દ્રઢ આલિંગન કરતાં એક ચુમ્બન દાન દીધું. સહસા તેના મુખમાંથી ઉદ્દ્ગાર નીકળ્યા.

"હજારો વરસો રદ છે, અહા ! એક આ સુખની ઘડીમાં !" રમણે ચુમ્બનનો ઉત્તર ચુમ્બન દ્વારાએજ આપ્યો. આ પરિરંભણ પુરૂં થાય તે પ્હેલાં તો મોટર સુમનના સુંદર વિલાસભુવનના પોર્ટીકામાં આવી ઉભી રહી. પ્રેમનિશામાં ગુલતાન થએલાં બન્ને

અસ્વસ્થ હાલતમાં ઉતર્યાં. હસ્તમાં હસ્ત ગ્રહી સુંદર સંગેમરમરનાં પગથીઆં ચઢયાં ત્યાં બાજુમાં ઉભેલા ભૈયાએ સલામ કરી અને રમણે સ્હેજ માથું નમાવ્યું. બન્ને દિવાનખાનામાં દાખલ થયાં.

લક્ષાધિપતિ શેઠીઆના બંગલાનું દિવાનખાનું તેની શોભામાં તે કાંઇ કમી હોય કે? દિવાનખાનાનો વિશાળ ઓરડો સુશોભિત રંગોથી રંગેલો હતો. તેમાં છેલ્લામાં છેલ્લી ફેશનનું તરેહવાર ફરનીચર ગોઠવેલું હતું. દિવાનખાનાની જમીનપર ચારે ખુણે સમચોરસ માપનો ઉમદા ઇરાની ગાલીચો બીછાવેલો હતો. મધ્યમાં એક સુંદર રાઉંડ ટેબલ હતું. ટેબલને ફરતી અર્ધું ડઝન સુંદર નકસી કામ કરેલી મખમલ જડિત ખુરસીઓ હતી. પ્રત્યેક ખુરસી પર રેશમની ઉમદા કારીગરીના ભરતકામ વાળા મખમલના તકીઆઓ હતા. એક તરફ દિવાલ લગોલગ બે સુશોભિત મખમલથી મઢેલા કોચ હતા, અને તે કોચની બન્ને તરફ એક એક રોકીંગ ચેર દિવાનખાનાની શોભામાં વૃદ્ધિ કરતી હતી. સ્હામી બાજુએ દિવાલ નજીક એક ઉમદા પાલીસ કરેલા બુકકેસમાં નવલ કથાઓનુ જુથ હતું. બુકકેસની બાજુમાં એક ચકચકીત રાઇટીંગ ટેબલ હતું. તેનાપર તરેહવાર જાતની સ્ટેશનરી વ્યવસ્થિત ગોઠવેલી હતી. રાઇટીંગ ટેબલની બાજુમાં એક ઉત્તમ કારીગરીની પેરીસની બનાવટની હારમોનિયમની પેટી હતી, પેટીથી થોડે દૂર એક મ્હોટા કબાટના આકારની મજબુત તિજોરી હતી. દિવાલોમાં ઉંચે ચારે તરફ સુંદર ફ્રેમોમાં મઢેલાં રંગીન વિદેશી તેમજ દેશી ચિત્રકારોની કારીગરીના નમુના રૂપ ચિત્રપટ હતાં. વળી વિજળીનાં ઝુમરો તેમજ પંખાઓ પણ શોભામાં વૃદ્ધિ કરતા હતા, બરાબર હારમનિયમની પેટીની ઉપર અને બ્હારથી

દિવાનખાનામાં દાખલ થનારની પ્રથમ દ્રષ્ટિ પડે તેમ, એક રંગીન મ્હોટી સંપૂર્ણ શણગારેલી અને મનમોહક ભાવ પૂર્ણ સુમનની તસ્વીર લટકતી હતી. આમ સર્વ દ્રષ્ટિએ મનોહર રીતે દિવાનખાનું શણગારેલું હતું. સુમન અને રમણલાલ જ્યારે દિવાનખાનામાં દાખલ થયાં ત્યારે માત્ર એકજ બત્તી બળતી હતી, પરંતુ સુમનને મન આજે સોનાનો દિન અને આવો ઝાંખો પ્રકાશ એના પોતાનાજ બંગલામાં તે તેને રૂચેજ કેમ? આથી અંદર દાખલ થતાંજ કોચ પાછળથી બે ચાર વિજળીક બટનોની કળો પટોપટ દાબી કે તુરતજ આખું દિવાનખાનું દેદિપ્યમાન થઈ ગયું. રાઉંડ ટેબલપર જે એક બીલોરનું વિજળીક રોશની વાળું ઝુમ્મર લટકતું હતું. તે બટનો દાબતાંજ પ્રકાશી ઉઠયું. રમણલાલે એક ખુરસીપર ડગલો તથા ટોપી ફેંકયાં અને કોચપર આડો પડયો. ત્યાં તો “ વ્હાલા, ઘણી ગરમી લાગે છે નહિ વારૂ? લ્યો પંખો ફેરવું!” કહી સુમને વળી ક બટનની કળ મરડી અને સડસડ કરતો વિજળીનો પંખો ચાલ્યો. આ પછી રમણને આરામ લેતો એકલો છોડી સુમન ત્વરિત પગલે બાજુના ઓરડામાં અદ્રશ્ય થઇ ગઇ.

સુમને અંદર જઇ રસોઈઆને વાળુમાં જરા ગરમાગરમ ભજીયાં આદિ કાંઇ સ્વાદિષ્ટ વસ્તુ ત્વરાથી કરવાનો હુકમ આપ્યો; ને રામાને હાક મારી પોતાના શયનગૃહમાં ચાલી ગઇ. અંદર દાખલ થઈ દ્વાર બંધ કર્યું, ને બ્હારનાં સર્વ વસ્ત્રો ઉતારી એક સ્ટેંન્ડપર ફેંકી દીધાં, બાદ કબાટ ઉઘાડી તેમાંથી એક સફેદ મલમલનો બારીક ચરણીઓ, તથા એક સરબતી વૉયલની સફેદ સાડી તથા સફેદ વૉયલનું બારીક પોલકું કહાડી પરિધાન કર્યાં. સર્વ વસ્ત્રનોની ઉત્તમ

કુમાશમાંથી દેહવલ્લીનો ગૌર રંગ સ્પષ્ટ દેખાતો હતો. ત્યારબાદ કેશ માર્જન કરી, શિરમાં અને વસ્ત્રોપર વિલાયતી સેંટ છાંટયું, આટલી બધી ટાપટીપ કરી પરંતુ એવી ત્વારથી કે જાણે કાંઇ વખતજ ન લાગ્યો હોય. દ્વાર ઉઘાડી બ્હાર નીકળી ત્યાં રામો સ્હામો મળ્યો તેને હુકમ કર્યો કે "બગ, તે માઝા પલંગ ઝાટ સાફ કરૂન આતા ઠેવ. મગ તીકડે એક ટ્રીપોય આણી દોન ખુરચી ઠેવ! હું બગ તો માઝા ટેબલાવર સુગંધિચી બાટલી આહે તેમધી થોડા ગેઉન પલંગવરતી માગાસીટાક! ઇકડે બરાબર ઝાડુ લાઉન ઠેવ! સમજલાસ કાય!" "હોઇ બાઈ સાહેબ!" કહી રામો ઝાડુ લઇ શયનગૃહમાં દાખલ થયો અને સુમન પુનઃ દિવાનખાનામાં આવી.

"પ્રાણેશ, આટલો સમય આપને એકલા મુકી અલગ થઇ તે માટે આપની ક્ષમા યાચું છું દેવ!" કહી કોચપર આડા પડેલા રમણની સોડમાં સુમન ભરાઇ.

"નેવર માઇંડ" ( Never mind ) "કહી વિલાયતી વિલાસમાં ફસેલા વિલાસીએ વિલાસીનીને ભુજ બંધનમાં બાંધી ચુમ્બન દાન દીધું. બન્ને એક બીજાને દ્રઢ આલિંગતાં સ્વર્ગ સુખનો આસ્વાદ લેવા લાગ્યાં; ત્યાં તો દિવાનખાનાનું દ્વાર ઉઘડયું, અને ચંદનદાસ અંદર દાખલ થયો. રમણલાલ ચમકયો ને સફાળો બેઠો થયો, ત્યાં સુમન બોલીઃ—

"હૃદયારામ, આમ ચમકો છો શેના? એ તો ચંદનદાસ છે, એમની તે મર્યાદા કે શરમ હોય કે? મ્હારૂં આજનું સૌભાગ્ય એમના પ્રતાપે! નહિ તો આપનાં પવિત્ર પગલાં આ કિંકરીના દ્વારે ક્યાંથી? પ્રાણેશ!" કહી પુનઃ આલિંગન કર્યું.

" નારે સુમન સુંદરિ, હું કાંઇ ગભરાતો નથી તેમજ ચમકતોએ નથી. પરંતુ આમન્યા તો રાખવી જોઇએ ? મર્યાદા તો સાચવવી જોઇએ ?" રમણે કહ્યું.

" પ્રિયતમ ' વ્હાલાંઓની મર્યાદા ન હોય, અને સરખી વયનાં સ્નેહીઓમાં શરમ ન હોય !" એ સૂત્ર શું આપની ધ્યાનમાં નથી ? આપ વિસ્મૃત થઇ ગયા જણાઓ છો, નહિ વ્હાલા ?" વળી સુમને સ્નેહીની સોડમાં વધુ સંતાતાં કહ્યું.

" એ સૂત્ર કોઇ તમારા જેવાજ વિલાસી મગજમાંથી ઉત્પન્ન થયું હશે ! હશે ચાલો, લગભગ આઠનો અમલ થવા આવ્યો છે ! હવે જો રજા આપો તો હું જાઉં. સુમન સુંદરિ, શેઠ આવશે તો આપને શિરે સંકટ આવશે. " પર અવાસમાં પ્રવેશેલા રમણે પુનઃ ભય દર્શાવ્યો.

" રમણેશ, સદાએ આવા ભયગ્રસ્ત રહેશો તો આકંદર્પ સરખી કાયા કરમાઇ જશે ! હજુ પુરૂષો હિંમતવાન થતાં શિખ્યાજ નથી !" હિંમતના અવતાર રૂપ અવતરેલી કુલટાએ પુરૂષ વર્ગની ખોડ કહાડી.

" નારે, હું કાંઇ મ્હારે પોતાને માટે લેશ પણ ભય ધરાવતો નથી, પરંતુ તમારે શિરે સંકટ આવે તો મુજથી ન જોયું જાય પુરૂષો હમેશાં પરઃદુખેજ દુઃખી થાય છે તેઓને પોતાની જાતની તો પડી જ નથી. " રમણે સ્વજાતિનો બચાવ કરતાં બુદ્ધિ-બળ વાપર્યું.

" હાં, હાં, હવે હું મ્હારી ભૂલ સમજી, મમ હૃદયેશ્વર ! વ્હાલાં

એનાં દિલ સદાએ વ્હાલાંઓ માટે આવાંજ અધીરાં હોય છે. ક્ષમા યાચું છું, દેવ, મ્હારી એ ઘેર સમજને માટે !" વંઠી જતી વાતને ઠેકાણે લાવવા ચતુર ચતુરાએ યત્ન કર્યો ને ઉમેર્યું. "પરંતુ ચંદનદાસજી, આપ અમને એકલાં મૂકી કયાં ગયા હતા. આટલા થોડા સમયમાં આમ ઉતાવળા કયાં જઇ આવ્યા ? અને હજુ પણ મુગાજ બેસી રહ્યા છો ?"

"વ્હાલાઓના વિનોદમાં વિક્ષેપ કરવાનું મહત્ પાપ છે !" ચાલાક ઉડાવગીરે ઉડતો ઉત્તર આપ્યો; "માટેજ હું મુંગો બેઠો છું. શેઠને શરીરે જરા અસુખ જેવું લાગતું હતું તેથી જરા દિલગીરી વિનાશક દવા લેવા ગયો હતો, કાં સમજ્યાં ને ?" કહી નેત્ર શમસ્યા કરી.

"અહાહા, આપના જેવા સન્મિત્ર સો લાખનમેં એક હોય છે ! આપને શેઠના શરીરની આવી કાળજી રાખતા જોઇ, મ્હને કાંય, કાંય, થાય છે ! ભગવાને ભૂલ કરી–અન્યાય કર્યો કે મ્હને આ શુભ શરીરની સેવાથી વિમુખ કરી ! હજુ પણ આ કિંકરી એ દયાળુ દેવના ચર્ણોમાં વિનંતી કરે છે કે હર હમેશ આ દેહની દાસીજ રાખજે ને સેવામાં મનને દોરજે. " રમણનો મુખ ચંદ્ર હસ્તમાં અહી આ નાટય પ્રયોગની નાયિકાએ અભિનય કર્યો અને ત્યાંથી ગઇ.

"ચંદનદાસ આ લફરૂં વળગાડયું તો ખરૂં પરંતુ એક બલા વધી. આથી શો લાભ ? ઉલટો લોક લાજનો ભો. " રમણલાલે સુમનના ગયા બાદ શુભેચ્છક મિત્રની સલાહ પુછી.

"કેમ એટલુંએ ન સમજ્યા ? એક તો સુમન પોતે દેશનેબલ,

ખૂબસુરત, રસિક, પ્રેમી, ને વળી આપને અંતઃકરણથી ચહાય છે એટલે આપને એક અત્યુત્તમ પ્રેમ પાત્ર મળ્યું. વળી હસમનરાવ ઘણા વૃદ્ધ છે અને માલદાર છે. આતો વગર પૈસે પ્રેમ પાત્ર મળ્યું, ઉલટું પ્રેમ દક્ષિણામાં પૈસા આપે તેવું! હવે સમજ્યા, શેઠ!" ચંદનદાસે નવો કીસ્સો કહાડ્યો.

"હા સમજ્યો! છગનને તો પૈસા આપવા પડે, અહીં તેમાંનું કાંઇ નહિ એને પૈસેજ પરમાનંદ થાય. પરંતુ કાંઇ પૈસા આપે નહિ! તે કેમ બને વારૂ?" શેઠની સમજમાં દક્ષિણાની વાત ન ઉતરી.

"જાઓ, મ્હારા શેઠ, એટલુંએ ન સમજ્યા કે? અવારનવાર વેપારમાં ભીડ છે કરી સુમન પાસેથી પડાવીશું." ચંદનદાસે યુક્તિ બતાવી.

"અરે, પણ આપણે વેપાર રોજગાર છેજ ક્યાં?" રમણે અડચણ જણાવી.

"કેમ વારૂ એમ, આપ કાંઇ હવે બાળક થોડાજ છો? આમ તો લોકોએ આપને લોફરમાં ગણે અને બાપુ એ મ્હોડે ન બોલે પરંતુ સમજે તો ખરા, માટે હવે આપે કાંઇ ધંધો રોજગાર તો કરવોજ પડશે ને?" ચંદનદાસે ચાવી ફેરવી.

"હા, ધંધો કરવો તો જોઇએ, પણ એમાં આપણને કાંઇ ગમ ન પડે." વળી રમણે અગવડતા બતાવી.

"હું બતાવીશ. આપને શી ચિંતા, ધીમે ધીમે સૌ થઇ રહેશે!"

કહી ચંદનદાસે હાલ તો વાત દબાવી ને રમણુલાલ શેખચલ્લીની પેઠે તરંગોમાં તરવા લાગ્યો-

"હા, ચંદનદાસ કહે છે તે ખરૂં. એ બિચારો મ્હારે માટે બહુ ચિંતા રાખે છે. બરાબર છે કાંઇ ધંધો તો કરવોજ જોઇએ. બાપનું રળેલું ખાઇએ તો સૌ કપુત કહે! કાં બીજાને પૈસે વેપાર કરવો છે કે ભય રહે; પછી સ્વતંત્ર કમાઈ થાય. ગમે તેમ વર્તીએ. કોઇથી કાંઇ કહેવાય નહિ. કોટમાં એક ઓફીસ ખોલીશું; ચંદનદાસને મેનેજર નિમીશું......"

"પધારો પ્રિયતમ, આ દાસીની પરોણાગત સ્વીકારો! આ કિંકરીનો અલ્પ પ્રસાદ સ્વીકારો, દેવ!" કહી સુમને આવી રમણુનો હસ્તગ્રહ્યો અને વિચાર માળાનો મણુકો સરી પડયો.

ત્રણે જણુ ત્યાંથી ઉઠી સુમનના શયનાગારમાં દાખલ થયાં. મુંબાઇના લખોપતિ શેઠીઆની પત્ની! તેના શયનાગારમાં તે કાંઇ કમી હોય? આખા શયન મંદિરના ઓરડામાં એક સુંદર શેત્રંજી બીછાવેલી છે. બગીચા તરફની બારી નજીક એક વિશાળ સુશોભિત છત્રપલંગ છે. પલંગની નજીક છતમાં એક વિજળીક પંખો તથા બીલોરનું ઝુમ્મર લટકી રહ્યાં છે. સ્હામી બાજુપર એક આખા અરિસાના દ્વારવાળું વિશાળ કબાટ છે, જેમાં સુમનના અલંકારો તેમજ વસ્ત્રભંડાર છે. કબાટની બાજુમાં એક નાજુક મનોહર ડ્રેસીંગટેબલ છે કે જેની ઉપર એક તરફ અનેક સુશોભિત શીશીઓ ગોઠવેલી છે. કોઇમાં જાત જાતનાં હેરઓઇલ, કોઇમાં અત્તરો, કોઈમાં વિલાયતી સેન્ટો, કોઇમાં ચામડી પર લગાવવાની સ્કીનક્રીમ્સ છે. બીજી તરફ કેટલાક સુશોભિત

ડબાઓમાં ટોઇલેટપાઉડર તેમજ પફ્સ છે. ટુંકામાં આ આખું ટેબલ પરફ્યુમરીની એક ન્હાની સરખી દુકાનનો ભાસ કરાવે છે. રામાએ શેઠાણીના હુકમ મુજબ બધું બરાબર તૈયાર કરી રાખ્યું હતું. રમણલાલ અને ચંદનદાસે એક ખુરસી પર આસન લીધા બાદ સુમને રસોડામાં જઇ ત્રણ ખુમચા તરેહવાર વાનીઓથી તૈયાર કરી આણ્યા અને વચ્ચેની ટ્રાઇપૉડ પર મૂકયા, પછી રામા પાસેથી બ્હાર જઇ સોડાની બાટલી અને બરફની રકાબી આણી. વળી દ્વાર અંદરથી બંધ કરી આવી. આ સર્વ કાર્યવાહીમાં એને એકલીજ ગુંથાએલી જોઈ રમણલાલે પ્રશ્ન કર્યો:—

"સુમનસુંદરિ, ત્હમે જાતેજ આ બધી તકલીફ કેમ ઉઠાવો છો વારૂ? શું નોકરો બધા બ્હાર ગયા છે?"

"નાજી, તેવું કાંઈ નથી. આપની ધ્યાનમાં હશે કે વ્હાલાંઓની વ્હાલથી સેવા કરવી તે અમ સુંદરીઓને મન અનુપમ લ્હાવો છે.? હું મ્હારી ફરજ બજાવું છું, વ્હાલા હૃદય રમણ, વિશેષ કાંઇજ નથી કરતી.!" કહી સુમને એક એવું તો ભાવપૂર્ણ નેત્ર કટાક્ષ કર્યું કે જે રમણ સરખા નબળા મનના માણસને વશ કરી લેવાને માટે બસ હતું.

સુમને આગ્રહપૂર્વક રમણલાલને પલંગ પર બેસાડયો. ચંદનદાસે દિલગીરી વિનાશક દવાની શીશી કહાડી. સુમને ત્રણ ગલાસ તૈયાર કર્યા, ને તેમાં થોડો સોડા તથા બરફ મેળવ્યાં. એક અતિ આગ્રહપૂર્વક રમણને પાઇ દીધું; વળી ભર્યું ને ફરી પાયું. ને પોતે પણ પીધું; ત્યારબાદ એક ખુમચો ઉપાડી પલંગ પર મુકી રમણની

સોડમાં બેસી ઘણાજ સ્નેહ અને આગ્રહપૂર્વક રમણને સ્વહસ્તે ગ્રાસ દેવા લાગી, ને સાથે પોતે પણ આરોગવા લાગી. સુમન રમણના મુખમાં કોળીઓ મુકતી હતી અને વચ્ચે વચ્ચે શૃંગારિક કાવ્યો ગાતી જાય. એક ઉચ્છંખલ યુવતિએ સંપૂર્ણ ઉચ્છંખલતા આદરી. આવી રમણિય વિલાસ પ્રિયતા જોઈ રમણલાલ જેવો વિલાસી ભ્રમર લુબ્ધ થઈ જાય તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. આવી રીતે વિલાસ વિહાર ચાલતો હતો ત્યાં ચંદનદાસ ભોજન કાર્યથી પરવાર્યો. તેને સુમને કાંઇક નેત્ર શમસ્યા કરી એટલે તે ઉઠી ઝટ બ્હાર ચાલ્યો ગયો. સુમન ઉઠી, ખુમચો મુકી દ્વાર બંધ કરી ટેબલ પરથી પાનની પટી લઈ પુનઃ પલંગપર આવી બેઠી. પાન સ્વહસ્તેજ રમણના મુખમાં મુકયું, ત્યારબાદ વેશ્યાથી પણ વધુ વિલાસી બનેલી વિલાસનીએ કામાતુર નયને એક વખત રમણલાલના સર્વાંગપર દ્રષ્ટિપાત કર્યો. શરાબ અને વિલાસની સામટી અસરથી રમણના મુખ પર એક પ્રકારની કૃત્રિમ લાલીમા વ્યાપી હતી. આ લાલીમાથી ખીલી ઉઠેલા મુખ સૌન્દર્યને જોઈ સુમન વધુ ઘેલી બની. તેને રમણલાલ રતિપતિ કરતાં પણ વધુ સૌંદર્યવાન ભાસ્યો. ભ્રષ્ટ થએલી ભામિનીએ કામવિહ્વળ બની પલંગપર બેઠેલા પ્રિયતમને અતિ ઉમળકાથી પરિરંભણ કર્યું અને દ્રઢ આલિંગનસહ બન્ને શય્યામાં ઢળી પડયાં.

વાચક વ્હાલા ! આ કુકર્મિઓનાં કાળાં કૃત્યો પર નિશાદેવીનો કાળો પડદો નાખી હાલ તુરત તો આપણે આગળ વધીએ.



# પ્રકરણ ૬ ઠું.



## સખી સંવાદ.

Not a day passes over earth but men and women of no note do great deeds, speak great words, and suffer noble sorrows.

( The Cloister and the Hearth. )

" બને છે દર્દ કાંઈ એવું દર્દીને દર્દી લાધતાં,
ભાગીદા દર્દમાં થાતાં, પોતાનું દર્દ જાય છે. "

( કલાપી. )

આ તેજ સંધ્યાનો સમય છે કે જે સંધ્યાએ રમણલાલ સુમન સરખી સુધરેલી કુલટાની સોડમાં ભરાઈ મહાપાતકી બન્યો છે. જ્યારે રમણ સુમન સાથે ભ્રષ્ટ થઈ રહ્યો છે ત્યારે રસપિપાસુ સારસી રસિકા જોડી વિના એકલી જરૂખામાં કરમાયેલા વદને સમુદ્ર પ્રતિ અનિમિષ નયને નિહાળી રહી છે. તે એક ક્ષણે ઉષ્ણ નિશ્વાસ મુકે છે, બીજી ક્ષણે અશ્રુવારિ વરસાવે છે, અને વળી અન્ય ક્ષણે કાંઈક ગણગણે છે. આમ આ હૃદય વિહવળા વધુ વિહવળ બની બળાપો કરે છે. છેલ્લા થોડાક માસના સમયમાં એટલે કે તેના પર પતિએ ચઢાવેલા કલંક પછીથી તેણે ઘણોજ બળાપો કરી સુકોમળ દેહલતાને કરમાવી નાંખી છે. ધીમે ધીમે તેણે ઘરકામમાં

મન પરોવ્યું છે, ને ઘણું ખરું કામ પોતેજ કરે છે; નોકરોને પોતાના વિશ્વાસપાત્ર બનાવ્યા છે ને તેઓ સર્વ તેને દેવીરૂપ માની પૂજ્ય ભક્તિભાવથી જુએ છે. જાલમસિંહ નામે એક વૃદ્ધ રજપુત ઘણા સમયથી રમણલાલના પિતાને ત્યાં નોકર છે; તે ઘણો વફાદાર ને પ્રામાણિક છે. તે વૃદ્ધ હોવાથી ઘરમાં સર્વ તેના પ્રત્યે વડીલ ભાવ રાખે છે; છતાં તે પોતે તો પોતાની શેઠાણી રસિકાને માત કે વડીલ ભગિની તરીકે માને છે. ઘણા સમયથી એની અનુભવી વૃદ્ધ આંખોને સમજાયું છે કે રસિકા બ્હેનને ઉંડી મર્મ વેદના છે. એક દિવસ તેણે હઠ કરી રસિકાની હૃદય વેદનાનું કારણ જાણ્યું. આ પછી તેણે રસિકાના દર્દના સમભાગી બની રમણલાલ અને ચંદનદાસની પુંઠે છુપા જાસુસનું કાર્ય કરવા માંડ્યું. રમણલાલ ચંદનદાસની સોબતે વેશ્યાગામી બન્યો છે, નિશો કરે છે, અવારનવાર હજારો રૂપીઆનું પાણી કરે છે, એ અને આવી બીજી અનેક એના સંબંધીની સત્ય બાબતો જાલમસિંહે રસિકાને જણાવી.

આ બધી વાતો જાણ્યા પછી હવે રસિકા પોતાની ઉપરના આળનું કારણ સમજે છે હવે તેની ખાત્રી થઈ છે કે જેને દેવરૂપ માની પોતે પૂજે છે, તે પતિદેવ ત્હેનો નથી પરંતુ અન્યના બંધનમાં છે; ને જ્યાં સુધી ત્હેની પાછળ વિંટળાએલો ચંદનદાસરૂપી હળાહળ વિષથી ભરેલો વિષધર અલગ ન થાય, તેના બંધનથી ન છુટે, ત્યાં સુધી એ દેવ પોતાનો ન થાય એટલુંજ નહીં પણ ત્યાં સુધી કાંઇ શુભ પરિણામની આશા રાખવી વ્યર્થ છે. હવે રસિકાને પોતાની પર આવેલા કલંકની લેશ માત્ર દરકાર નથી, તેની તેને ચિંતા પણ

નથી પરંતુ હવે તો ચિંતા માત્ર પતિને સુધારવાની અને કુમાર્ગે લુંટાઇ જતી લક્ષ્મીને રક્ષવાની છે. આજે પણ તે એજ સંગત્રીના ઉંડા વિચારમાં નિમગ્ન થઇ છે. "હરિ, હરિ, શ્રીમંતાઇ એટલે સાંજ સ્હવાર વ્હેલું મોડું રખડવું! વડીલોએ લાંબા પ્રયત્નો કરી સંપાદન કરેલી કીર્તિને કલંક લગાડવું! પોતાનો ધર્મ તજી ભ્રષ્ટ થવું! ઘેર દેવાંગનાસમી સુકુમાર પ્રેમાળ પત્નીને રડતી કકળતી મૂકી વેશ્યા કે જે નર્કનું દ્વાર છે, જગતના કામી કુતરાઓની એંઠી ચાટ છે, હળાહળ વિષથી ભરેલી કાળી નાગણી જ, તેની પુંઠે પાળેલા કુતરા થઇ ભટકવું! પત્નીનો નિઃસ્વાર્થ પ્રેમ તજી સ્વાર્થી વિલાસમાં લુબ્ધ થવું! ઘરનાં સ્વાદિષ્ટ અને સ્વચ્છ ખાનપાન મુકી હોટેલોના કચરાવાળા અને ભ્રષ્ટ પદાર્થો ખાવા! અભક્ષ્યા ભક્ષ્ય ખાવું અને મદ્યપાન કરવું! અરેરે, શ્રીમંતોની નીચતાની તે કાંઇ સીમા? રસ્તે જતી સ્વરૂપવાન બાળાઓની સામે તાકી તાકીને જોઇ રહેવું! તેમની મસ્કરી કરવી, તેઓની પાકદામન પર ભ્રષ્ટ દાનત રાખવી! આવા, આવા, અનેક દુર્ગુણોની ખાણ બનવું! શું એજ ખરી શ્રીમંતાઇ? શું આનું નામજ ખરા શ્રીમંત? ધિક્કાર હજો એવા શ્રીમંતોને!! હા, દૈવ, મ્હારા શ્રીમંત પતિનોજ દોષ છે એમ નહિ પરંતુ હાલ તો સર્વ શ્રીમંતોજ એવા જણાય છે. પ્રભુ! આ પાપીઓનો ઉદ્ધાર ક્યારે કરશો? અને મ્હારા સમી રંક બાળકીઓની કકળતી આંતરડી ક્યારે ઠારશો?" આવા અનેક વિચારોની પરંપરામાં રસિકાનું દુઃખી મન વધારે દુઃખ અનુભવતું હતું.

રતિલાલની જ્યારે સંપૂર્ણ ખાત્રી થઇ કે રસિકા બ્હેનને કાંઇ ઉંડી વેદના છે. અને તેથીજ દિવસે દિવસે કૃપ થતાં જાય છે; ત્યારે

તેણે કારણ જાણુવા અમેક યત્નો કર્યા પરંતુ રસિકાના અંતરનો ભેદ ખુલ્યો નહિ. પણ ધીમે ધીમે તેણે જાલમસિંહદ્વારા સઘળું જાણ્યું. તે જાણ્યા પછીથી પોતાની પત્ની રતિને હમેશાં સાંજે નિયમિત રીતે રસિકા પાસે જવાની અને તેને દિલાસો દેવાની આજ્ઞા કરી. રતિગૌરીએ પતિની આજ્ઞા આનંદથી ઉપાડી લીધી. દરરોજ સાંજે વેળાસર ઘરકામ આટોપી, રતિ રસિકા પાસે જતી, આડી અવળી વાતો કરતી. ઘડીક ગમ્મત કરી હસાવતી અને દિલાસો દેતી. આમ વખત જતાં બન્નેને ગાઢ મૈત્રી થઇ. પછી તો રસિકાએ અંતરના ઉભરા કહાડવા માંડયા. "બ્હેન, સમય આવે સર્વ શુભ થશે." કહી રતિ દિલાસો આપતી અને આમ રસિકાના દુઃખમાં સહભાગી થતી.

આવીજ રીતે યથા સમયે આજે પણ રતિ ઉપર આવીને જુએ છે તો રસિકા જરૂખામાં બેસીને ઉષ્ણ નિશ્વાસ મૂકે છે. સખીને શોક કરતી જોઇ રતિગૌરીની સ્નેહાળ આંખમાંથી પણ બે ચાર ઉષ્ણ અશ્રુબિન્દુઓ ખરી પડયાં, ને પાસે આવી ખભા પર હસ્ત મૂકી બોલી:—"બચ્ચું બ્હેન, ઘેલા તર્ક કયાં સુધી કર્યા કરશો?"

રસિકા ચમકી, વિચાર માળાનો મણકો સરી પડયો; "બ્હેન, તમને એમ ખાલી ભાસ થાય છે! કાંઇ નહિ એતો સ્હેજ!"

"નહિ, રસિકા બ્હેન, જ્યારે ને ત્યારે આમ જ વાત ઉડાવો છો! પરંતુ બ્હેન હું કાંઇ ન્હાની કીકી નથી કે ન સમજું. બધુંએ સમજું છું. સાચું કહો, ત્હમને આ ત્હમારી વ્હાલી ભાભીના સોગન છે, જો જુઠું બોલો તો. કહો જોઈએ હું આવી ત્યારે તમે નિશ્વાસ

ન્હોતાં મૂકતાં અને આછું આછું રૂદન ન્હોતાં કરતાં ?" રતિએ અતિ પ્રેમથી પ્રશ્ન કર્યો.

"હા રતિ, હા બ્હેન, તું બધુંએ જાણે છે ! બળી એ વાત, પુનઃ શા માટે ઉથામે છે ?" કહી રસિકાએ વળી એક નિશ્વાસ મૂક્યો.

"નહિ બ્હેન, જો તમો આમ ચિંતામાં ને ચિંતામા દેહલતા કરમાવી નાંખશો, તો પછી ભવિષ્યની આપની આશાઓ કેમ સફળ થશે?" વળી રતિએ વાત છેડી.

"બ્હેન, ભાભી, હવે તો નથી આશા કે નથી નિરાશા અભ્યાસકાળે જે ઉચ્ચ આશયો મ્હેં ઘડયા હતા; જે આદર્શોથી હું સ્ત્રીસમાજને સારી પંક્તિમાં મુકાવાની અભિલાષા રાખતી હતી તે સૌ મ્હારા કમભાગ્યે ધૂળમાં મળ્યું. પુન; આશાના મ્હેલ ચણુવા માંડયા, પરંતુ તે પણુ ધીમે ધીમે તૂટવા લાગ્યા છે, અનેક વિચારો કરી થાકી, પણુ ભાભી, મ્હારા ઉચ્ચ આશયોમાંનો એક પણુ અમલમાં મૂકાય તેમ હવે મ્હને લાગતુંજ નથી. દૈવજ રૂઠેલો જણાય છે, નહિ તો હું આમ ખંડિના શા માટે રહું ? એક હાથે તાળી ન પડે તે તો તુંએ જાણે છે ! ભાભી, હવે તો મૃત્યુની રાહ જોઉં છું; તે જો આવે તો આ મર્મ વેદનામાંથી મુક્ત થઇ પુનર્જન્મે પણુ કાંઇ સંસાર અને સમાજ સેવા સજું. હવે તો સૌનો અંત નિરાશામાંજ આવ્યો છે." રસિકાએ અંતરના ઉભરા ઠાલવવા માંડયા.

"નહિ બ્હેન, આમ નિરાશ થયે કાંઇ ચાલે, "કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે, ખફા ખંજર સનમનામાં રહમ

ઉંડી લપાઇ છે !" આ તો પ્રગતિનો જમાનો છે, હિમ્મત રાખો, બ્હેન! 'પ્રબળ ઇચ્છા કાર્યને પરિણમે છે. એ મહાન સૂત્રને યાદ કરો." રતિએ દિલાસો આપ્યો ને ઉત્સાહ પ્રેર્યો.

"હા, ભાભી, ત્હારી વાત ખરી છે પરંતુ બ્હેન, મ્હને નિરાશ થવાનાં રોજ નવાં નવાં કારણો મળતાંજ રહે છે. દિવસે દિવસે દેવ એક એક નવા કુચ્છંદમાં પડે છે. હું મ્હારૂં બનતું કરી એમને સારા કરવા, બધું ભૂલાવા, અનેક યત્નો કરૂં છું; અને એમને તો દિવસે દિવસે વધુ ખરાબ થવું છે." રસિકાએ નિરાશાનું કારણ જણાવ્યું.

"કાં બ્હેન? એમ કાં બોલો છો? હાલ તો એવું કાંઇ જણાતું નથી!" રતિએ કારણ જાણવા વાત લંબાવી.

"ભાભી, ત્હને થોડીજ ખબર છે? હાલજ જાલમસિંહ આવીને ગયો. તે એવા તો સમાચાર કહી ગયા કે જે સાંભળતાં રૂંવાં ઉભાં થાય, ને ભવિષ્યની સર્વ આશાઓ નષ્ટ થાય." રસિકાએ ટુંકામાં પતાવ્યું.

"પરંતુ બ્હેન, એવું તે શું છે કે આટલાં બધાં નિરાશ થાઓ છો?" રતિએ વળી વાત ઉલટાવી.

"ભાભી, એ કર્મકથા સાંભળવી છે? તો સાંભળ! પેલા સુધરેલા સોલીસીટરની સુધરેલી કુલટા પુત્રીએ ચંદનદાસને હાથમાં લઇ મ્હારા નાથને ફસાવ્યા છે. અત્યારે એ પોતે એ રાંડના બંગલામાં વિરાજે છે. જ્યાં ચંદનદાસ એમને સ્વતંત્ર ધંધો કરવા



ઉશ્કેરે છે. એટલે એ પોતે જો ધંધો કરશે તો ચંદનદાસને કારભાર સોંપશે. આથી તો ભાભી લક્ષ્મી અને લાજ સાથે જશે. આબરૂના કાંકરા થશે. ભાભી શું કહું ? વેશ્યા તો સારી કે ક્ષણભર લક્ષ્મીની લાલચે ફંદામાં નાંખે પરંતુ આ રાંડ નિશાખોર સુધરેલી તો જીવતી ડાકણ છે. તે મ્હારા નાથને સાવ નિશાબાજ બનાવશે ને પછી ચૂસી લેશે, આમ સર્વ વાતે ખરાબ કરશે. ભાભી, આ દશા હોય ત્યાં તે આશા શી રીતે રખાય ? હાય, હાય, ભાભી, મ્હારૂં સર્વસ્વ નષ્ટ થવા બેઠું છે. કહે, હું શું કરૂં ? આભ તૂટે છે ત્યાં સ્થંભ કયાં મૂકું ?" રસિકાએ રતિના ખોળામાં માથુ નાખી બેધડક રૂદન કરવા માંડયું.

આ સખી યુગલ આમ ઉની વરાળો કહાડે છે અને ઉષ્ણ અશ્રુઓ લુછેછે ત્યાં તો જરૂખા પાસેના દ્વાર આગળથી સ્વર આવ્યોઃ–"નરાધમ, નરપિશાચ, દેવકુળમાં ઉત્પન્ન થએલા દૈત્ય, દેવીને દમે છે ? અત્યાર સુધી સર્વે મ્હારી જાણ બ્હાર હતું. ફીકર નહિ." સ્વર બંધ થયો. રડવાની ગરબડમાં બન્નેમાંથી એકે પણ ન જાણ્યું.

વાચક બન્ધુ ! એ તો રમણના પૂજ્ય પિતા આનંદરાવનો સ્વર હતો. રતિ રોજ આવે છે, રસિકા પાસે બેસે છે, અને બન્ને લાંબી લાંબી વાતો કરે છે, એ જોઈ વૃદ્ધ શેઠને જરા આશ્ચર્ય લાગતું. આજે અચાનક બાજુના ઓરડામાંથી જતાં રસિકાના દુઃખોદ્દગાર કાને પડયા, ને વડીલ વાત સાભળવા થોભ્યા; ત્યાં તો આજ દિન સુધીનો ગુપ્ત ભેદ ખુલ્લો થયો. વડીલે રસિકાનો રોષ

પારખ્યો. પોતાનો પુત્ર આવો નીચ કુલાંગાર નિવડયો જાણી પિતાને ક્રોધ ચડયો. અચાનક ઉપરના ઉદ્દગારો નીકળી પડયા. વડીલ ત્યાંથી ક્રોધિત થઈ ઉતાવળે દિવાનખાનામાં આવ્યા. ધબ દઈ વૃદ્ધ શરીર એક ખુરસીમાં પડતું નાખ્યું. બૂમ પાડી:–" જાલમસિંહ ! અરે જાલમ ! "

" જી બાપુ, " કહેતો જાલમસિંહ ઉતાવળો ઉતાવળો અંદર દાખલ થયો. એકજ દ્રષ્ટિપાતમાં એની અનુભવી આંખે જોઇ લીધું કે બાપુ આજે ઘણા ગુસ્સે થયા છે. આવા અવાજે બાપુએ આખી જીન્દગી ભરમાં કદી બૂમ મારી નથી. જાલમને જોઇ શેઠે પૂછયું:– " જાલમ, રમણ કયાં છે ? "

" બાપુ, ભાઈ સ્હાંજના બ્હાર ફરવા ગયા છે. " જાલમે વિનયથી ઉત્તર આપ્યો.

" જાલમ, સાચું કહે છે ? "

" હા બાપુ, ભાઈ રોજ અત્યારે ફરવાજ જાય છે. " જાલમે જણાવ્યું.

" જાલમ, તે કયાં ફરવા જાય છે ? " શેઠે પૂછયું.

" તે તો બાપુ, મ્હને શી ખબર ? " જાલમસિંહે વાત દબાવી.

" નહિ, જાલમ, તું જાણે છે અને એનાં સર્વ કૃત્યોની તને ખબર છે. પણ તું સઘળું છુપાવે છે. " લાલ આંખ કરી શેઠે જાલમસિંહ સ્હામે નજર કરી.

" ના બાપુ, હું નથી જાણતો. હું તો ઘર આગળજ રહું છું. ભાઇની સાથે થોડોજ બહાર જાઉં છું ? " જાલમે વળી વાત ઉડાવી.

" ના જાલમ, તું મ્હારો નિમકહલાલ નોકર થઇ વાત ઉડાવે છે. આજેજ મ્હેં સઘળું જાણ્યું. આટલા દિવસ ત્હેં મ્હને સઘળી વાત કેમ ન જણાવી ? " શેઠે કહ્યું.

" હા બાપુ, આપનો વફાદાર સેવક તો છું. " જાલમસિંહે વફાદારી બતાવી.

" તો પછી મ્હને કેમ ખબર ન કરી ? " શેઠે પ્રશ્ન કર્યો.

" બાપુ, રસિકાબાએ ના પાડી હતી. તેમણે કહ્યું હતું કે બાપુને દિલે દુઃખ થશે માટે આ સંબંધી વાત મા કરતો; અને તેથીજ મ્હેં આપને ન જણાવ્યું. " જાલમે સત્ય વાત કહી.

" રસિકા, તું ખરેખર મ્હારા ઘરનું અમૂલ્ય રત્ન છે ! જા, જાલમ, જ્યાં હોય ત્યાંથી એ કુલાંગારને પકડી લાવ. " શેઠે સંપૂર્ણ સત્તા ભર્યા અવાજે હુકમ કર્યો.

" જી, બાપુ. " કહી જાલમ દિવાનખાનું છોડી ગયો.

જતાં જતાં ગુપચુપ રહેવામાંજ સાર છે એમ માની તે બ્હાર આવી દાદર પર બેઠો. સાંજે ભાઈ આવશે ત્યારે વાત; અત્યારે શેઠ અકળાયા છે સમજી સમજુ અને શાણા વૃદ્ધ નોકરને વાત લંબાવવી ઠીક ન લાગી. જાલમસિંહ ગયો ને શેઠ પાછા ખુરસીમાં આડા પડયા ને વિચારવા લાગ્યાઃ-" હાં, હવે સમજાયું કે રસિકા શાથી સુકાય છે. ધન્ય છે ! રસિકા ! તું ખરેખર આદર્શ આર્યદેવી છે ! કોણ જાણે કેટલાએ સમયથી તું આ મર્મવેદના સહન કરતી હઇશ ? મ્હારી પાસે હોઠ સરખોએ ફફડાવ્યો નથી ! ધન્ય છે,

ત્હારી સહનશીલતાને ! દેવી, ત્હારાં પનોતાં પગલાંએ આ ગૃહ દીપે છે ! પુત્રી ! આમ અકાળે ત્હારો નાશ નહિ થવા દઉં. દુષ્ટ રમણ, તું કુલાંગાર પેદા થયો છે.” આવા આવા અનેક વિચારોમાં વૃદ્ધ તરવા લાગ્યા. વચ્ચે વચ્ચે ક્રોધ ઉભરાતો અને બબડી ઉઠતા.

આણીગમ જ્યારે રતિગૌરીએ ઘણો દિલાસો દીધો ત્યારે આશરે અર્ધો કલાકે રસિકા રોતાં રહી. અંતે બન્ને સખીઓ રસિકાના શયનગૃહમાં ગઇ. શયનગૃહમાં દાખલ થતાંજ સ્હામે દિવાલ પર લટકતી રમણુલાલની મ્હોટી તસ્વીર પર નજર પડી. પાછું રસિકાથી રોઇ જવાયું:-“ દેવ ! મ્હારા શા અપરાધ છે કે આપે આમ મુજ રંકનો ત્યાગ કર્યો છે ! નાથ, ગુન્હો બતાવો; પ્રભુ, પ્રાયશ્ચિત કરીશ. ” કહી વારંવાર છબીને પ્રણામ કરવા લાગી. ધન્ય છે આર્યબાળાની પતિભક્તિને !

રસિકાને સ્નેહથી સોડમાં લઇ રતિ સમજાવા લાગી -“ બ્હેન, આમ ઘેલાં શું કહાડો છો ? સમય આવ્યે સર્વ શુભ થશે. ઉઠો મ્હો ધોઇ નાંખો, ને જરા કાંઈ બીજી વાતોમાં મનને વાળો, ” કહી રસિકાને બાજુની બારી પાસે લઇ ગઈ. કુજામાથી પ્યાલું પાણી આણી આપ્યું. રાસકાએ મ્હોં ધોયું. વળી રમણુલાલની છબી તરફ નજર ગઇ, ફરી આંસુ આવ્યાં, વળી પુનઃ મ્હોઢું ધોયું. ફરી ડુસકાં ભરવા લાગી. બબડવા લાગી:-“ પતિદેવ, આપ તો ખરેખર દેવજ છો, પરંતુ મારા અભાગણીના ગ્રહજ એવા હશે કે આપને આવી બુદ્ધિ સૂઝે છે. મ્હારાં પાપ આપને નડે છે, નાથ !” શુદ્ધ પવિત્ર પતિવ્રતા પત્નીએ પોતાનોજ દોષ જોયો ને પતિના દોષો

વિસારી દિલાસો લીધો. એટલામાં રતિ પાન બનાવી લાવી. પાન ખાઇ બન્ને સખીઓ વાતોએ વળગી.

" બ્હેન, આપે મ્હને સંસ્કૃત શિખવાડવાનું કહ્યું હતું તે કયારે શિખવાડશો ?" રતિએ બીજી વાત કહાડી.

" ભાભી, મ્હારા કરતાં રતિલાલભાઈ ત્હને વધુ સારી રીતે શિખવાડશે ! એમની પાસેજ શિખજે એટલે ઝટ આવડશે." રસિકાએ સ્મિત કરતાં કહ્યું. આ સ્મિત તેજ મુખારવિંદમાંથી ઝરતું હતું. પણ પ્રથમના જેવું મધુર લાલિત્ય ઝરતું નહિ પરંતુ દુઃખોના નિશ્વાસથી લુખ્ખુ હતું.

" ના બ્હેન, એમને એટલી ફુરસદ નથી. અને સાચું કહું તો મ્હને એમની પાસે શિખતાં શરમ આવે છે !" રતિએ કહ્યું.

" અરે વાહરે ભાભી, ભાઈની પાસે ત્હને આટલી બધી શરમ આવે છે તે આજેજ જાણ્યું ! સાંજે સ્નેહથી પતિની સોડમાં ભરાઇ સ્નેહ ભરી, મીઠી મીઠી વાતો કરતાં અને મધુર કંઠે સંગીત સંભળાવતાં શરમ નથી આવતી; અને આ મ્હારાં શરમાળ ભાભી, ત્હમને ભણતાં શરમ આવે છે નહિ વારૂ ?" રસિકાએ મીઠી મજાક કરી.

" હા, બ્હેન, ભણવા બેસતાં તો શરમ આવેજ ને ? પણ સંગીત એ તો એક કળા છે તેમાં શરમ શાની ?" રતિએ બચાવ કર્યો.

" ઠીક, સંગીત તે તો એક કળા, ત્યારે ભણતર તે શું " સ ાએ પ્રશ્ન કર્યો.

" બધુંએ ઠીક, બ્હેન, હવે ન શિખવાડવું હોય તો ન શિખ- ાડશો એમાં એમની વાત શા માટે આગળ ધરો છો ? " થાકયાના ાઙિ લાંબા કરી રતિએ કહ્યું.

" અરે, હું જાતે રતિભાંઇને કહીશ કે ભાભીને સંસ્કૃત શિખવું તો પછી તમે કેમ નથી શિખવાડતા વારૂ ? હાં, પરંતુ ભાભી, ભૂલી, આ બધું સાહિત્ય અને સંગીત તો તું જાતેજ શિખી હશે, હે વારૂ ? " વળી રસિકાએ મશ્કરી કરી.

" બળ્યું બ્હેન, હવે એ વાત જવાદોને, ના કહું છું તેમ તેમ બી કરો છો ! હા ભાઈ, હા, એમણે શિખવ્યું, ચાલો પછી છે ઇ ? એમાં થોડીજ કોઇની ચોરી કરી હતી કે શરમાઇએ ? કયાં : પુરૂષ પાસે શિખવા ગયાં હતાં કે લાજ આવે ! " રતિએ છેલ્લો વાબ આપ્યો.

" ભાભી, હું કાંઈ ત્હારો ભાઇ નથી ? " રસિકાએ રતિને ડાવવા માંડી.

" ના બ્હેન, ભાઇ નહિ, મોટાં બ્હેન, તમને ભાઇ કોણે કહ્યાં ?" તે બોલી.

" ઠીક હવે, એતો બધુંએ ખરૂં. પરંતુ તું કહે છે તેમ તો : પુરૂષ પાસે શિખે ત્હેને તો શરમાવાનું અને લજવાવાનું નહિ રૂ ? ત્યારે મ્હારે પણ શરમાવવું જોઇએ ! જોને હું પણ રતિ-

લાલભાઇ પાસે શીખું છું ને ?" રસિકાએ રતિને વધુ અકળાવવા માંડી.

" અરે વ્હા ! એમની પાસે શિખોછો તેમાં તમારે શરમાવવાનું એવું કોણ કહે છે વારૂ ? એ થોડાજ પર પુરૂષ છે ? એ તો ત્હમારા ભાઈ છે. " ભોળી રતિએ સાદો ખુલાસો કર્યો.

" શા માટે નહિ ? ભાઇ તો ખરા. પરંતુ પર પુરૂષ છે ને ? એમ તો આખું વિશ્વ આપણું ભાંડુતુલ્ય છે ! " વળી રસિકાએ છેડ કરી.

" બળ્યું બ્હેન, તમને તો એકે વાતમાં ન પ્હોંચાય. અમે કાંઈ થોડુંજ ત્હમારા જેટલું ભણેલાં છીએ કે બધી વાતોના અર્થ ફેરવી નાખતાં આવડે ! એવી ચાલાકી ને ચતુરાઇ અમારામાં નથી. અમે હાર્યાં, જાઓ, પછી છે કાંઇ ? " રતિએ રીસાવાનો ડોળ કર્યો.

" ના ભાભી ના, રીસાઇશ નહિ, ત્હને મ્હારા સોગન છે. હવે ત્હારી વાતને નહિ ઉડાવું પછી કેમ ? ભલી ભાભી, આવી ભોળી ક્યાં સુધી રહીશ ? હવે તો જરા વાદ વિવાદ કરતાં શીખ !" રસિકાએ વળી અડપલું કર્યું.

" જુઓ પાછાં, એજ વાત આગળ લાવ્યાં કે ? જાઓ અમારે ત્હમારી સાથે નથી બોલવું ! અમે છો ભોળાં રહ્યાં, અમારે કપટી નથી થવું ! ભોળા રહેવામાંજ જીવનનું સાર્થક છે. પછી છે કાંઇ ?" રતિ રીસાઈ.

" ચાલ ભાભી, જવાદે એ બધી વાતોને કંઇક ગા જોઇએ વારૂ ! ત્હને હારમોનિયમ કેવુ આવડયું તેતો હું જોઉં ? " રસિકાએ પ્રસંગ બદલ્યો.

" હા, હવે અમારી પરીક્ષા લ્યો ! અત્યાર સુધી એક વિષયની લીધી હવે બીજાની લ્યો ! અમારે નથી ગાવું. આમ દરેક બાબતમાં છેડ કરશો તો પછી ત્હમારી સાથે બોલીશજ નહિ. " ભોળી ભાભીએ ઉત્તર આપ્યો.

" લે ચાલ ભાભી, હું ગાઉં પછીથી તો તું ગાશે ને ? " કહી રસિકા ઉઠી, હારમોનિયની પેટી ઉઘાડી સાફ કરી, રતિગૌરી પેટીપર હાથ મૂકી એક બાજુએ ઉભી રહી. રસિકાએ મંજુલ સ્વરે સંગીત શરૂ કર્યું:—

જોગીડા ! વસમી આ વનની વાટ,
વસમી, વસમી,
વસમી આ વનની વાટ.

જોગીડા ! વસમી આ વનની વાટ.
નથી વડલા કે વિસામા આ વનમાં
નથી નદીઓ ને ઘાટ.

જોગીડા ! વસમી આ વનની વાટ.
અથમે દિન, પણ કદિયે ન આથમે
અંતર કેરા ઉચાટ:
જોગીડા ! વસમી આ વનની વાટ:

( રા. ન્હાનાલાલ. )

અરે દૈવ ! આ તેજ પેટી, આ તેજ ગાનાર, આ તેજ કંઠ, આ તેવોજ સંધ્યાનો મનોહર સમય, પરંતુ વ્હાલા વાચક, આજે

તે પેટીમાં પૂર્વના જેવા મિષ્ટ સ્વર નથી, ગાનારમાં પૂર્વ પેઠે ઉત્સાહ નથી, કંઠમાં પૂર્વના જેવું માધુર્ય નથી, સંગીતમાં પ્રથમની મીઠાશ નથી, હલક નથી, અરે ! કાંઈ નથી. સર્વ ઉડી ગયું છે. જગતથી વિરક્ત થએલા હૃદયને વધુ નિરાશા ઉપજાવે તેવું, હૈયાને હચમચાવે તેવું ઉપરનુ સંગીત અને ગાનાર પોતે પણ દુઃખી ત્યાં પછી શી વાત ! સર્વત્ર આર્દ્રતા છવાઈ ગઈ, રતિ પણ મૂક બની ગઈ. અને અંતિમ ચરણો ગાતાં તો ગાનારનો સ્વર એવો થડકવા લાગ્યો કે પરોક્ષ રહી શ્રવણકર્તાને એમજ ભાસ થાય કે ખરેખર કોઈ દુઃખી આત્મા અંતરનો ઉભરો ડાલવે છે. રસિકાનું હૈયું ભરાઇ આવ્યું, રતિની આંખમાં પણ પાણી આવ્યાં. રસિકાના નયનમાં અશ્રુ ઉભરાયાં, પેટીની કળો દબાતી બંધ થઇ, પેટી બંધ પડી ને રડી દેવાયું. રતિએ આવું જોઈ પોતાનાં અશ્રુ લુછી નાંખી પાસે આવી કહ્યું. " જુઓ બ્હેન, પાછાં ઘેલાં કહાડવા લાગ્યાં આવું જાણ્યું હતતો હું તમને ગાવાજ ન દેત. ઉઠો ઘેલાં મુકી દો. હું વગાડું ! "

" વગાડ ! બ્હેન વગાડ ! હું હવે નહિ રડું. મ્હારા રોવાથી ત્હને દુઃખ થાય છે ! ત્હારા સરખા આનંદી જીવને દુઃખી નહિ કરૂં ! " રસિકાએ ઉઠી અશ્રુ લુછી નાખ્યાં ને મુખ પર કૃત્રિમ હાસ્ય આણ્યું:—" ભાભી, ચાલ, ત્હારી સરત પુરી કર, હવે ત્હારો વારો આવ્યો, ઉઠ હવે નહિ છટકાય ! " કહી ભાભીનો હસ્ત ગ્રહી પરાણે ખુરસીપર બેસાડી.

" બ્હેન, મ્હારો પીછો નહિ છોડો ? આજે મોડું થયું છે હું કાલે જરૂર ગાઇશ. " રતિએ છટકવાનો વ્યર્થ યત્ન કર્યો.

" નહિ ભાભી, નહિ, એમ કાંઇ છટકાશે કે, પ્રથમથી સરત કરી હતી, હવે ગાયા વિના છુટકો થાશે કે ! " રસિકાએ આગ્રહ કર્યો.

" લ્યો ત્યારે ગાઉ, પરંતુ ભૂલચૂક થાય તો માફ કરશો. મ્હને કાંઈ થોડુંજ ત્હમારા જેટલું જ્ઞાન છે ! વળી કંઠ પણ ક્યાં સારો છે ? " કહી રતિએ પેટી વગાડવા માંડી.

" હા, હું જાણું છું બધું ભાભી ! ચાળા મુકી દઇને કાંઇ સુંદર ગા ! " રસિકાએ ટહુકો પુર્યો, ને રતિએ મધુર સ્વરે સોહીણી શરૂ કરીઃ—

જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની !

* * * *

જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી, નાજુક સવારી આપની !
તારા ઉપર તારા તણાં ઝુમી રહ્યાં જે ઝુમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની !
આ ખુનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આદમ બદમ બોલી રહી ઝીણી સિતારી આપની !
આકાશથી વરસાવતા છો ખંજરો દુશ્મન બધા,
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની !

× × × ×

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની !
કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી,
છે આખરે તો એકલી ને એક યાદી આપની !

( કલાપી. )

અહા, સંધ્યાનો રમણિય સમય, સોહીણીના સૂર. કોકિલાને શરમાવે તેવો કંઠ, મિષ્ટ સૂર ભર્યું સાજ, વળી કાવ્યના ભાવ અને ગાનારની છટા એ સર્વ એટલાં તો આહ્લાદજનક હતાં કે જોનારને તેમજ સાંભળનારને મુગ્ધ કરે.

મહાત્મા કલાપીની આ મહાન કૃતિ સાંભળતાં પ્રત્યેક ચર્ણે રસિકા પોતાનું દુઃખ ભુલવા લાગી અને એ દયાળુ પ્રભુના ચરણોમાં આસ્થા દ્રઢ કરવા લાગી. ધીમે ધીમે સર્વ દુઃખ ક્ષણભર ભૂલી ગઇ; ને તેનું હૃદય ભક્તિભાવથી છલબલ થઇ ગયું. સંગીતની રમઝટ એવી જામી હતી કે ક્ષણભર આજુબાજુ શું થાય છે તેનું પણ તે બન્નેને ભાન ન રહ્યું. સંગીત વિરમ્યું અને દિવાનખાના તરફથી વડીલની ક્રોધપૂર્ણ ગર્જના સંભળાઈ. એ ગર્જનાએ આ મૃત્યુલોકની દેવાંગનાઓના વિહારમાં વિક્ષેપ કર્યો. બન્ને બાળાઓ ઉતાવળે પગલે તે તરફ ચાલી.



# પ્રકરણ ૭ મું.

## વડીલનો ઠપકો.
## ને
## રમણલાલનો પશ્ચાત્તાપ.

"હા પસ્તાવો વિપુલ ! ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે !
પાપી તેમાં ડુબકી દઈને, પુણ્યશાળી બને છે !"

( કલાપી. )

આનંદરાવ શેઠે જાલમસિંહને હુકમ કર્યો ને પોતે વિચાર વમળમાં ગોથાં ખાવા લાગ્યા. આ સમયે લગભગ આઠનો અમલ થઇ ગયો હતો. આશરે એક કલાક સુધી વૃદ્ધ શેઠ વિચાર વમળમાં અટવાતા આમથી તેમ દિવાનખાનમાં ઉશકેરાએલા જેવા ફરતા હતા, ને વચ્ચે વચ્ચે કોઇક શબ્દો મોટેથી બબડતા હતા. અંતે કંટાળો આવ્યો ને રામાને બૂમ પાડી. "જી બાપુ" કહેતો રામો 'દિવાનખાનામાં' દાખલ થયો. "જા જાલિમસંહ લા ઇકડે પાઠવાતો આલાસ કાય". "હોઈ બાપુ" કહી રામો ગયો, અને જાલમસિંહ દિવાનખાનાના દ્વારમાં આવી ઉભો રહ્યો. શેઠ તેને જોઇને બોલ્યા:

"જાલમ, કેમ રમણ આવ્યો ?"

"ના બાપુ." જાલમસિંહે ટુંકો ઉત્તર આપ્યો.

"કેમ મ્હેં ત્હને એને પકડી લાવવાનું કહ્યું હતુંને?" શેઠે સત્તાદર્શક અવાજે પૂછયું.

"હા બાપુ, હું જાણતો હતો તે સ્થળે ગયો, પરંતુ ભાઇ ત્યાં નહતા!" અનુભવી નોકરે વાત ફેરવી.

"ઠીક, આવવા દે એ નરાધમને." શેઠ પાછા આંટા ફેરા કરવા લાગ્યા.

અર્ધો કલાક આમ અધીરાઇમાં ગયો ત્યાં તો મોટર આવી. આનંદરાવે બારીમાંથી નજર કરી તો ભાઇ અસ્વસ્થ હાલતમાં ઉપર ચઢતા જણાયા. રમણુલાલ ઉપર આવ્યો ને વડીલની ક્રોધિત મુખમુદ્રા જોઈ બાજુના ઓરડામાં કપડાં ઉતારવા ગયો ને ત્યાંજ બેસી રહ્યો. દશેક મીનીટ વૃદ્ધે રાહ જોઇ પરંતુ રમણ બ્હાર આવ્યો જ નહિ. શેઠ એક ખુરસીમાં આડા થયા અને "રમણ, રમણ," એમ બે વખત એવી તો બૂમ મારી કે ઘરનાં સઘળાં મનુષ્ય ચમકયાં, તેઓને એમ લાગ્યું કે આજે કાંઇ નવા જુની છે ખરી આવી રીતે શેઠે કોઇ દિવસ ભાઈને બૂમ મારી નથી. રમણુલાલ પણ સમજી ગયો ને ડરતો ડરતો દિવાનખાનામાં આવ્યો. દુરાચારી મનુષ્યો શુદ્ધ અંતઃકરણવાળાંથી હમેશાં ડરે છે, એ નિયમાનુસારે રમણ પણ ચુપ-ચુપ દૂર ઉભો રહ્યો. બે ચાર ક્ષણ વડીલ પુત્રના પાપી મુખ સામે તાકીને જોઇ રહ્યા. બાદ પ્રશ્ન કર્યો. "રમણ, આજે સાંજના કયાં ગયો હતો?"

"કયાંએ નહિ બાપુ, પાલવે ફરવા ગયો હતો!" ચાલાક પુત્રે પિતાને ઉડતો ઉત્તર આપ્યો.

"રમણ, શું સાચું કહે છે? તુ પાલવે ગયો હતો?" વડીલે પુનઃ પ્રશ્ન કર્યો. "હા બાપુ, પાલવેજ ગયો હતો." રમણે તેજ ઉત્તર પુનઃ આપ્યો.

"દુષ્ટ, રાક્ષસ, કુતરા, જુઠું બોલતાં શરમ નથી આવતી? ત્હારી જીંદગીમાં કોઇ દિવસ સાચું બોલ્યો છું કે? કુલાંગાર કહે, આજે ત્હારી પૂર્ણ પાપ કથા મ્હેં જાણી છે. કેમ બોલે છે કે નહિ, દુષ્ટ!" આટલું કહી વૃદ્ધે એવી તો ગર્જના કરી કે બ્હાર ઉભેલો જાલમસિંહ ધ્રૂજી ઉઠયો, તો રમણલાલ સરખો કલુષિત હૃદયનો, નિશાખોર મનુષ્ય ભય પામે તેમાં શું નવાઈ? આ ગર્જના સાંભળીનેજ રસિકા ને રતિ દિવાનખાના આગળ દોડી આવ્યાં, પરંતુ ત્યાંનો રંગ કાંઇ જુદોજ જોઇ અંદરના દ્વાર આગળ દબાઇને ઉભાં રહ્યાં. રસિકા વિચારવા લાગી, "આજે આ ભરમ કોણે ભાગ્યો, બાપુને કોણે જણાવ્યું?"

"ના બાપુ, સાચુંજ કહું છું." ધ્રૂજતા અવાજે રમણે જવાબ આપ્યો તેને આ પ્રસંગે શુભેચ્છક મિત્ર ઘણો યાદ આવ્યો કે જો આ વખતે ચંદનદાસ હાજર હોત તો બાપુને એવું કાંઇ ઉલટુંજ સમજાવત કે બાપુ ઠંડાગાર થઇ જાત

'હરામખોર હજુ પણ જુઠું બોલે છે? તું દારૂ પીએ છે? નિશાખોર મનુષ્ય કદાપિ સાચું બોલેજ નહિ. કેમ બધી વાત માને છે કે નહિ?" શેઠે ક્રોધથી કહ્યું.

"ના બાપુ, હું નિશો કરતોજ નથી." જુઠાએ જુઠ ચલાવી. તેની કાંઇ થોડીજ સીમા હોય છે.

" દુષ્ટ, કુલાંગાર, ત્હારો શ્વાસોચ્છ્વાસ ગંધાય છે તોપણ તું ના કહે છે ? પાપાત્મા જુઠું બોલી વધુ પાપ કરતાં ડરતો નથી ? જાલમ એ જાલમ !" શેઠે બૂમ પાડી. ' જી બાપુ " કહેતો જાલમસિંહ અંદર દાખલ થયો. " જાલમ, આ દુષ્ટને ધક્કો મારી મ્હારી પાસે લઈ આવ, એનું મ્હોં કેવું સોડે છે ? હરામખોર, નીચ, કુતરાએ મ્હારી આબરૂના કાંકરા કર્યા, જો સકર્મી ઉત્પન્ન થયા છે તે ? નિર્લજ, વેશ્યાને ત્યાં જતાં પણ ડરતો નથી. અનીતિ તે કેટલી હદ સુધી. " અકળાએલા વૃદ્ધ શ્વાસ લેવા થોભ્યા ને જાલમ ચુપ-ચુપ ઉભોજ રહ્યો.

થોડી ક્ષણ પર્યંત વૃદ્ધ મુંગા રહ્યા ને રમણલાલ અધોવદને નીચું જોઇ ભોંય ખોતરવા લાગ્યો. સર્વનું ધ્યાન આ ગુસ્સાનું શું પરિણામ આવે છે તે પર લાગેલું હતું.

વળી વૃદ્ધ બોલ્યા:—" રમણ, સાચું કહે આ બધો વ્યવસાય ક્યારથી શરૂ કર્યો છે ? ધીમે ધીમે કેટલા રૂપીઆનું પાણી કર્યું ? જાલમ, સ્હવારે મહેતો આવે કે તુરતજ એને પ્રથમ મ્હારી પાસે મોકલજે ! રમણ, હું ત્હને છેલ્લામાં છેલ્લી વખત પુછું છું. નરરાક્ષસ, ત્હેં રસિકાને દુભવવામાં પાછું વાળી જોયુંજ નથી. અરેરે, એ દેવીએ કેટલા સમય સુધી મુંગી વેદના સહન કરી પરંતુ મ્હારા આગળ એક અક્ષર પણ ઉચ્ચાર્યો નથી ! એના મુખ સ્હામે તો જો ! તેની કાંતિ કેવી કરમાઇ ગઇ છે ! જો શરૂઆતથીજ એણે મ્હને જણાવ્યું હોત તો હું ત્હને આટલી હદ સુધી વધવાજ ન દેત. કુલાંગાર આજે જ્યારે રસિકા ને રતિની વચ્ચે ચાલતી દુઃખપૂર્ણ

વાર્તા અચાનક સાંભળી ત્યારેજ જાણ્યું. અત્યાર સુધી બધું અંધારામાંજ ગયું, પરંતુ હવે મ્હારી આંખ ઉઘડી છે. દુષ્ટપિશાચ, ખબરદાર જો એ દેવીને દુભવી છે તો ત્હારી વાત તું જાણજે! સ્હવારથી તારે જ્યાં જવું હોય ત્યાં મ્હને પૂછ્યા સિવાય બિલકુલ જવાનું નથી! જો હવે પેલો શેતાન ચંદનદાસ અહીં આવશે તો હું જરૂર તેને પોલીસને સોંપીશ! ખબરદાર જો હવે એની સોબતમાં રખડવા ગયો છું તો! વળી મ્હેતાને પણ કહી દઈશ કે મ્હારી સંમતિ સિવાય તને એક દમડી પણ ન આપે! કુકર્મી કુલાંગાર, ત્હારાં પાપ કબૂલ કરે છે કે નહિ?" વળી વૃદ્ધ થોભ્યા. રમણ મુંગોજ રહ્યો. શેઠે આગળ ચલાવ્યું; "એ ભિખારડા ચંદનદાસની સોબતેજ આ સત્યાનાશ વાળ્યું." વૃદ્ધ જવાબ માટે થોભ્યા.

આખરે રમણલાલે બચાવ શોધી કહાડયો: "બાપુ, આપને આ બધો ખાલી વ્હેમ છે! એ તો સ્ત્રીઓનો સ્વભાવજ એવો હોય છે કે બબડયા કરે, સ્ત્રીઓ સદાએ અસંતોષી હોય છે."

"હા, હા, નરરાક્ષસ, રસિકાનો દોષ કાહડે છે? જુઠા, લબાડ, હું બધુંએ સમજું છું. રાત્રે બબે ત્રણ ત્રણ વાગે આવે છે! 'આજ સીનેમામાં ગયો હતો, આજે નાટક જોવા ગયો હતો, આજે મિત્રને ત્યાં મિજલસમાં ગયો હતો, આજે ફલાણાનું લગ્ન હતું, આજે ભાષણ સાંભળવા ગયો હતો.' શા વિદ્વાન ભાષણો સમજે તેવા! દુષ્ટ, ત્હારાં એ બધાં જૂઠાં બ્હાનાં હું બરાબર સમજું છું! ચાલ સત્ય હકીકત કહે છે કે મનાવું? મનાવનાર પાસે છે હોં! જાલમ, ન બોલે તો માર એક લાત પાછળથી. રતિલાલ પણ ત્હારા પાપેજ ઓછો આવે છે." વૃદ્ધ બોલી ગયા, થાકી ગયા.

"બાપુ, હું શું બોલું, આ બધું આપને ઉંધુ સમજાવવામાં આવ્યું છે, હું તદ્દન નિર્દોષ છું! રતિલાલ પોતાના પાપેજ નહિ આવતા હોય! એનાં મૂળ ઘણાં ઉંડાં છે, બાપુ આપ ક્યાં નથી જાણતા કે આજકાલની ભણેલી અને સુધરેલી સ્ત્રીઓ કેવી હોય છે! એ બન્ને એક છે ને તેથીજ મ્હારા પર વૃથા આરોપ આવે છે!" નરરાક્ષસે સંપૂર્ણ રાક્ષસી પ્રયોગ અજમાવ્યો ને સર્વ કંપી ઉઠયાં. ડોસાની આંખ લાલચોળ બની ગઇ. ગર્જના કરી ડોસો ધુરક્યા.

"નીચ રાક્ષસ, દેવદેવી જેવાં મનુષ્યો પર ખોટું આળ ચડાવે છે, શરમાતો નથી? નિર્લજ ભામટા, જીભજ કાપી નાખીશ! આ ઐશ્વર્ય એ દેવીનાં પનોતાં પગલાંએજ ટકી રહ્યું છે, નહિ તો ત્હારા જેવા ભામટાએ તો ક્યારનુંએ ધૂળધાણી કર્યું હોત! ખબરદાર જો રસિકા કે રતિલાલનું નામ પણ લીધું છે તો! હાલજ સર્વ વાત ત્હારા મ્હોં પર કબુલ કરાવું છું. બોલ જાલમ, તું શું જાણે છે?" શેઠે સંપૂર્ણ સત્તાદર્શક અવાજે ફરમાન કર્યું. જાલમસિંહ ચમકયો, કંપ્યો, અને બારણા સામે નજર કરી. એની અને રસિકા સામે જોયું.

"બાપુ, મ્હને કાંઇ ખબર નથી." જાલમે જવાબ દીધો.

"જાલમ, આનું નામ વફાદારી! ભવિષ્યના શેઠની શેહ પડતી હશે? ડર લાગતો હશે? તું સર્વ ઘટના જાણે છે. ત્હારે કહેવુંજ પડશે!" વળી શેઠે સત્તાનો ઉપયોગ કર્યો. જાલમસિંહે પુનઃ અંદરના દ્વારમાં નજર નાખી ને રસિકાએ ગરદન હલાવી. જાલમ ક્ષણભર થોભ્યો, વૃદ્ધની અધિરાઇ વધી, તે બોલ્યા:—"જાલમ, કેમ શું વિચાર કરે છે?"

" કાંઇ નહિ બાપુ, એ વાતમાં શો માલ ? ભાઇએ અણુસમજમાં ભૂલ કરી હવે એવું નહિ કરે." જાલમે ટુંકુ કરવા યત્ન કર્યો, પરંતુ વડીલ હઠ પકડીજ રહ્યા. જન્મભરની સૌમ્યમૂર્તિએ આજે રૂદ્ર રૂપ ધારણુ કર્યું હતું. " નહિ જાલમ, ત્હારે સર્વ સત્ય કહેવુંજ પડશે, એક પણ વાત છુપાવી તો ત્હારી વાત તું જાણજે. આજે સર્વ સ્પષ્ટ થવુંજ જોઇએ."

" બાપુ, હું કાંઇ વધુ વિગત નથી જાણુતો; પરંતુ ભાઈ કેનેરીપુલ પાસે એક નાયકાને ત્યાં અવારનવાર જલસામાં જાય છે. વખત પર મહાલક્ષ્મી રેસકોર્સ પર પણુ જાય છે. વખત પર બિલિઅર્ડઝ ક્લબમાં પણુ રાત્રે જાય છે, આથી વધુ માહિતિ મ્હને નથી !" જાલમે કહ્યું.

" હાં ઠીક, બોલ એ જુગારી, કેમ ખરી વાત છે ને ? જાલમ આજે એ ચંડાળ ક્યાં હતો ?" વળી શેઠે પૂછયું.

" જી, મલબાર હિલ પર !" જાલમે ટુંકામાં પતાવ્યું.

" કેમ રમણુ, ક્યાં ગયો હતો ?" શેઠે પ્રશ્ન કર્યો.

" જી, એક મિત્રની મુલાકાતે !" રમણે ધ્રૂજતા અવાજે ઉત્તર આપ્યો.

" પુરૂષની કે સ્ત્રીની ?" શેઠે પુનઃ પ્રશ્ન કર્યો.

" જી બાપુ, એક મિત્રની !" પુનઃ રમણુ કંપતાં બોલ્યો.

" હરામખોર, ક્યાં સુધી જુઠું ! હું જાણું છું. વ્યભિચારી

ભામટા, મ્હારી ઇજ્જત અને આબરૂ સાબુ લઇને સાફ કરવા નીકળ્યો છે! કેમ જાલમસિંહની સર્વ વાત સાચી છે ને? આટલા ઉમર લાયકને ઠપકા દેતાં પણ શરમ આવે છે, ત્હારી માતાને પેટ પત્થર પેદા થયો હોત તો ધોબીને મેલ કાઢવા કામ આવત. અને ત્હારા દેહનું કલ્યાણ થાત! વેશ્યા જે નર્કનું દ્વાર છે, તેમાં ચિત્ત પરોવ્યું. ધિક્કાર હજો ત્હારા જીવતરને! દેવી જેવી ધર્મપત્નીને તજી પરસ્ત્રીના મોહમાં લુબ્ધ થતાં કાંઇપણ વિચાર ન આવ્યો? ઉચ્ચકુળમાં ઉત્પન્ન થઈ આવાં નીચ કમ કરતાં શરમ નથી આવતી? કુલાંગાર, તું કોણ? ત્હારી જાત કોણ? ત્હારી આબરૂ શું? ત્હારે શું કરવું જોઈએ? તેનો પણ કાંઈ ખ્યાલ આવે છે? નીચ કુતરા, જા, ત્હારૂં કાળું કર! જે દેવીને દુભવી છે તેને પાગે પડી ક્ષમા માગ. ત્હેની ચર્ણરજ ગ્રહવાને પણ તું લાયક નથી." વૃદ્ધ અટકી ગયા. રમણ સ્હામે અતિ ક્રોધ-પૂર્ણ દ્રષ્ટિએ જોઇ રહ્યા.

ગમે તેમ પરંતુ રમણ એક ખાનદાનનું ફરજંદ છે. એને ઘણુંજ લાગી આવ્યું પોતાનાં કરેલાં પાપ કર્મને માટે પસ્તાવા લાગ્યો, હૈયું ભરાઇ આવ્યું ને ન્હાના બાળક પેઠે એધડક રોવા લાગ્યો. હૈયું હલકું કરવા લાગ્યો. વૃદ્ધ શેઠ જોઇજ રહ્યા. રોતાને રોવા દીધો ને વિચારવા લાગ્યા કે 'પસ્તાવો કરે છે તો કાંક સુધરશે' આ પ્રસંગે રતિલાલ પણ ઉપર આવ્યો. તેણે આ તાલ જોયો તે ટુંકામાં સર્વ સમજી ગયો. વળી વૃદ્ધનો આવાજ સંભળાયો. "નફટ, હવે પસ્તાવો કરવાથી શું વળનાર છે? પાણી વહી ગયા પછીથી પાળ બાંધે પાણી નહિ મળે! આગ લાગ્યા પછીથી કુવો ખોદે આગ નહિ બુઝાય."

"બાપુ, ક્ષમા કરો! મ્હારા સર્વે ગુન્હાઓની માફી આપો; ને અધમનો ઉદ્ધાર કરો." કહી રમણલાલ વૃદ્ધને પગે પડયો ને ડુસકે ડુસકે રડવા લાગ્યો રસિકા પણ દ્વાર આગળથી આ દૃશ્ય જોઇ રડી પડી. પતિદેવને પસ્તાવો કરતા અને અંતે શુદ્ધ બનતા જોઇ તેને હર્ષમિશ્રિત શોક થયો. વૃદ્ધનું વાત્સલ્યપૂર્ણ હૈયું ઉભરાયું બે અશ્રુબિન્દુ ટપકી પડયાં.

અંતે રતિલાલ બોલ્યો: "બાપુ, હવે ઘણું થયું! એતો ભાઇને સંગતિ દોષ લાગ્યો હતો; ચંદનદાસના છાંટા લાગ્યા હતાઃ હવે એવું વર્તન નહિ રાખે! ભાઇ, હવે ચંદનદાસની સોબત ન કરશો. એવા કુચ્છંદીથી દૂર રહેશો તો સર્વ વિસારે પડશે અને શુભ થશે! હોય ભૂલતો બ્રહ્માજીની પણ થઇ હતી!"

"રતિભાઇ, આપની પણ હું ક્ષમા યાચું છું. દુષ્ટના પાપે મ્હેં આપના પર પણ અઘટિત આક્ષેપ કર્યો હતો! હવે આપની સલાહ મુજબ વર્તીશ. એ માર્ગે નહિ જાઉં." કહી રમણે રતિલાલ પ્રત્યે અશ્રુપૂર્ણ નયને મુખ ફેરવ્યું ને દ્રષ્ટિ સ્હામેના દ્વાર પાસે સ્તબ્ધ ઉભેલી પવિત્ર પત્નીના દયાર્દ્ર મુખચંદ્ર પર ઠરી. તેને દૂરથી પ્રણિપાત કરવા લાગ્યો.

"ભાઈ, પશ્ચાત્તાપ એ પાપનું પ્રાયશ્ચિત છે. એ એક એવું વિપુલ ઝરણું છે કે પાપી તેમાં સ્નાન કરી પુણ્યશાળી બને છે! મહાત્મા કલાપીએ કહ્યું છે કે:—

"હા પસ્તાવો! વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે!
પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે!"

માટે હવે જો સાત્વિક ભાવનામાંજ જીવન પ્રવાહને વાળશો તો ત્વરાથી સર્વ શુભ થશે !" રતિલાલે કહ્યું.

"જા રમણ ઉઠ સંપૂર્ણ પશ્ચાત્તાપ કરી શુદ્ધ થા ! જા, મ્હોં ધોઈ આવ, હવે ભાઈ, એ દુષ્ટથી દૂર રહેજે." વાત્સલ્યભાવથી વૃદ્ધ પિતાનું હૈયું ઉભરાયું ને રમણને હસ્ત ગ્રહી મ્હોં ધોવા મોકલ્યો. 'છોરૂ કછોરૂ થાય પરંતુ કાંઈ માવતર કમાવતર થાય કે ?'

રતિલાલ રમણને લઈ રમણના શયનગૃહમાં આવ્યો. રમણલાલે મ્હોં ધોયું, એટલામાં રસિકા ચાંદીના બે સ્વચ્છ ટાટમાં ભોજન લાવી અને પૂર્ણ પ્રીતિપૂર્વક પતિદેવની સન્મુખ ટેબલ પર થાળ મુકી. રતિલાલને પણ જમવાનો આગ્રહ કર્યો.

"બ્હેન, તમારાં ભાભીએ કરેલી રસોઇ બગડશે, અને ત્હમારા પર ખોટું લગાડશે." રતિલાલે કહ્યું.

"નાજી, ગુસ્સે નહિ થાય, એ પોતેજ અત્રે જમનાર છે ને ! આ આપની થાળી પણ ભાભીએજ તૈયાર કરી છે !" રસિકાએ મધુર સ્મિતસહ ઉત્તર આપ્યો.

આજે રસિકાને અંતર ઉત્સાહ છે માનસિક મર્મવ્યથા દૂર થઇ છે અને જો નહિ જમું તો બ્હેનને ખરાબ લાગશે, એમ માની રતિલાલ પણ ત્યાંજ વાળુ કરવા બેઠો.

બન્નેએ ભોજનનું કાર્ય આરંભ્યું. રસિકા પાસેની બારી નજીક ઉભી ઉભી પાન બનાવવા લાગી. જમતાં જમતાં રમણને પાછલી જીન્દગી યાદ આવી, હાથમાંનો કોળીઓ હાથમાંજ રહી ગયો. તેની

દૃષ્ટિ રસિકા પર થંભી ગઇ ને નયનમાં અશ્રુ જળ ઉભરાયું:– " રસિકા, ખરેખર તું દેવી છે! મ્હેં ત્હારા ઘણા અપરાધ કર્યા છે, ત્હને દુભવવામાં પાછું વાળી જોયું નથી! તું મ્હને માફી નહિ આપે?" દયાર્દ્ર મુખે રોવા લાગ્યો.

"નહિ નાથ, અપરાધ તો મ્હારા અનેક છે! આમ કહી મ્હને ન શરમાવો! આજે તો મ્હારો ભાગ્યોદય થયો છે! પ્રભુ!" રસિકાએ સંપૂર્ણ સ્નેહથી ઉભરાતા ઉરે ઉદ્‌ગાર કહાડયા ને જણાવ્યું:–" નાથ! આવા અવળા તર્ક છોડી સુખેથી ભોજન આરોગો."

"હા, હું સુખેથી જમીશ, રસિકા આજે મ્હને સમજાય છે કે સાચી પ્રીતિનાં ભાવવાળાં ભોજનિયાંમાં કોઇ અલૌકિક સ્વાદ રહેલો છે." રમણે પ્રેમથી પ્રત્યુત્તર આપ્યો.

"હા નાથ, ખરેખર પોતાનાં તે તો પોતાનાંજ ને પારકાં તે પારકાં!" રસિકાએ વાત લંબાવી.

"હા દેવી, આજ સુધી હું દંભમાં ફસાયો હતો. હવેજ સત્યનો પ્રકાશ સમજાય છે. રસિકાદેવી, હું ત્હારો દાસ થવાને પણ લાયક નથી, ત્યાં ત્હારા પ્રેમની ઇચ્છા શું મ્હોં લઇને રાખું!" વળી રમણનાં નેત્રમાં અશ્રુ ઉભરાયાં.

"નહિ નાથ, એવા તર્ક વિતર્ક ન કરો, આ દેહ આપની સેવાર્થેજ સર્જાએલો છે. હું તો આપની ચર્ણરજ દાસી છું. મ્હારા પર આપનો સંપૂર્ણ અધિકાર છે" રસિકાએ પ્રીતિપૂર્વક રમણને ખભે હાથ મૂકતાં કહ્યું. એટલામાં રતિલાલ જમી પરવાર્યો ને ઉઠતાં ઉઠતાં બોલ્યો—

"રમણભાઇ હવે રસિકા બ્હેનને ઓછું આવવા મા દેશો. એમને મા દુભાવશો; આ સત્યનો પ્રકાશ ત્યાગી, પુનઃ અંધકારના પ્રદેશમાં નહિ જાઓ તો સર્વ શુભ થશે!"

"હા, રતિભાઈ હવે સર્વ બરાબર સમજાય છે! રસિકા આ થાળી લઈ લે હવે મ્હારે નથી જમવું." રમણે કહ્યું.

"નાથ, થોડું તો આરોગો!" રસિકાએ સ્નેહથી આગ્રહ કર્યો.

"સ્હવારે તું કહેશે તેટલું આરોગીશ! અત્યારે તો હવે નહિ, દેવી!" કહી રમણ રસિકા તરફ પૂર્ણ પ્રેમભીનાં નયને નિહાળવા લાગ્યો અને સાક્ષાત્ દેવી માની હૃદયથી પ્રણામ કરવા લાગ્યો. રસિકા થાળીઓ મુકી પાછી આવી અને બન્નેને પાન આપી ઉભી રહી. રતિલાલે સમય વિચારી 'જાઓ બ્હેન, તમે પણ જમી લો." કહી રસિકાને જમવા મોકલી ને બન્ને જણ વાતે વળગ્યા.

"ત્યારે રતિલાલ, હવે શું મ્હારૂં માન ખંડિત થયું? શું સમાજમાં મ્હારી ઈજ્જત નહિ?" રમણે પ્રશ્ન કર્યો.

"નહિ શા માટે? બાપુ હયાત છે ત્યાં સુધી તમારે શું? જેઓ સર્વ વાત જાણતા હોય તેમને કાંઈક ખરાબ લાગે, છતાં પણ એ બધું છોકરમતમાં ખપી જશે. માટે એ સંબંધી તમારે કાંઈ એવા તર્ક કરવાની જરૂર નથી. હવેથી આપણા કુળને હીનપદ ન લાગે તેમ વર્તવું." રતિલાલે યોગ્ય ખુલાસો કર્યો.

"પરંતુ રતિભાઇ, હવે મ્હારે શું કરવું? કાંઇ ઘરમાં બેઠે વખત જાય? કાંઈક વ્યવસાય તો જોઇએ." રમણે ગુંચવાડો ઉકેલવા માંડ્યો.

"હાલ તુરત તો, રમણભાઇ, આપ રસિકા બ્હેન સાથે વિનોદમાં વખત વીતાવો. ત્હમારે કાંઇ ધંધાની ઉતાવળ નથી તેમજ કાંઈ જરૂરિયાત પણ નથી. પછી વળી આગળ ઉપર સૌ થઇ રહેશે." રતિલાલે કહ્યું. આમ આડીઅવળી વાતોમાં અર્ધો એક કલાક પણ થયો નહિ હોય ત્યાં તો રસિકા રતિગૌરીને લઇ શયનગૃહમાં દાખલ થઇ:—

"રતિભાઇ, ભાભીને સંસ્કૃત શિખવાડજો. એમને શોખ થયો છે." ભાભીની છેડ કરતાં રમુજથી રસિકા બોલી.

"હા, હા, અમને શોખ થયો છે. પછી છે કાંઇ? રસિકા બ્હેન, તમને તો બોલતાંજ બહુ આવડે છે!" રતિએ ટહુકો કર્યો.

"રતિ, તેમાં આમ ચીડાય છે શું? ક્યાં બ્હેન ખોટું કહે છે? હું શિખવાડીશ, બ્હેન!" રતિલાલે કહ્યું.

"નાજી, હું કાંઈ ચીડાતી નથી, પરંતુ આપનાં બ્હેનની બોલવાની રીત તો જુઓ. શું? શોખ થયો છે નહિ વારૂ? રતિએ શરમાતાં કહ્યું.

"ચાલ ભાભી, એ શબ્દ ત્હને ન રૂચ્યો. વારૂ! શોખ નહિ પરંતુ ઇચ્છા થઇ છે, બસ હવે છે કાંઇ?" વળી રસિકાએ ઉમેર્યું.

"જુઓ વળી પાછું કાંઇક નવીન ખોળ્યું!" રતિ બોલી.

"લે ભાભી, અમારો શોખે રહ્યો ને ઇચ્છાએ રહી; ચાલ વિચાર થયો છે એમ! પછી બસ!" વળી રસિકાએ તૃતીયમ કહાડયું.

"હા, બોલોને બોલાય તેટલું, કોણ ના કહે છે તે! હલકું લોહી

હવાલદારનું! અમને બોલતાં ન આવડે ત્યારે આમ ઉડાવોને? જુઓ રમણભાઇ, આ તમારાં રસિકા બ્હેનને વાળજો, નહિ તો આપણે એમની સાથે નહિ બને!" રતિએ ફરિઆદ કરી.

"અરે વાહ! રતિ ભાભી, તમે પણ ખરાં છો! રસિકા કાંઈ મ્હારી બ્હેન નથી કે તમે એવું કહો છો! ને એણે એવું તે તમોને શું કર્યું છે કે મ્હારે એને ઠપકો દેવો પડે!" રમણે રમુજથી ઉત્તર આપ્યો.

"રતિ, ચાલ, ત્હારૂં અહીં કાંઇ નહિ વળે. રમણભાઇ પણ હવે તો રસિકા બ્હેનનોજ પક્ષ કરશે અને રસિકા બ્હેન ત્હને આજે તો વધુ ચીડવશે!" રતિલાલે ઉઠવાની તૈયારી કરતાં રમણલાલની મીઠી મશ્કરી કરી.

"વ્હારે રતિભાઇ, તમે પણ આવુંજ બોલશો કે? તમારાં રતિગૌરીને એવું તે શું કર્યું છે વારૂ? આમ જરા વાતમાં રીસાઈ જાય તેને અમે કેમ કરીએ?" રસિકાએ મધુર સ્મિત કરતાં કહ્યું.

આજે અને આ ક્ષણે રસિકાનાં અંગે અંગ આનંદથી પુલકિત બન્યાં હતાં. હૃદય આનંદ અને ઉત્સાહથી ઉભરાતું હતું. હૈયામાંથી હર્ષ બ્હાર નીકળવા ફાંફાં મારતો હતો અને હૈયાને ઉછાળતો હતો. રતિ રોજ દિલાસો દેતી હતી, તે શુભ સમય રસિકાને પ્રત્યક્ષ જણાવા લાગ્યો. થોડા સમય પ્હેલાંની નિરાશામાં ગરક થઇ ગએલી રસિકા પુનઃ આશાના તરંગોમાં તરવા લાગી. જો કે કૃષ થએલું અંગ પ્રફુલ્લિત નજ થયું પરંતુ તેના મનોહર ગુલાબી ગાલો પરની પ્રથમની

લાલિમા પુનઃ ઝળકી ઉઠી, મધુર પ્રવાળ સમા અધરોષ્ટમાં પ્રથમના જેવુંજ મનોહર માધુર્યપૂર્ણ આછું સ્મિત ફરકવા લાગ્યું, મંદ પડેલા મૃગનયનો પાછાં આજે ચંચળ અને તેજોમય બની નાચવા લાગ્યાં; અને હર્ષ તો જાણે હૈયામાંએ સમાતો ન હોય તેમ ગોળ ઘાટદાર ઉરોભાગ ઉન્નત બની સ્પષ્ટ ઉછળતો દૃષ્ટિગોચર થવા લાગ્યો !

ઉપર મુજબ થોડો સમય આનંદ વિનોદમાં વિતાવી રતિલાલ અને રતિગૌરી બન્ને ઉઠયાં, ને જતાં જતાં આ ખંડિત બનેલી જોડી સદાને માટે આમ ગ્રથિત યુગલ બની સુખમય જીવન વિતાવે એવી શુભાશિષ અંતઃકરણ પૂર્વક અર્પતાં ગયાં. સમુદ્ર તટપર પડતી તેજ બારીમાં કે જ્યાં રસિકા વારંવાર શુન્ય રજનીમાં ઉભી રહી ઉષ્ણ અશ્રુ વરસાવતી હતી, ત્યાં રમણલાલ કાંઈ ઉડા વિચારમાં નિમગ્ન થઈ ગયો હોય તેમ ઉભો. રસિકાએ પલંગપરની શૈયા સાફ કરી, કુંજામાં પાણી ભરી આણ્યું. ને પછી રમણલાલ વિચારમગ્ન ઉભો હતો એટલામાં શયનગ્રહનું દ્વાર બંધ કર્યું. પૂર્ણપ્રેમથી ઉભરાઇ જતા અંતરે આ પ્રેમપિપાસુ સારસીએ રમણલાલની ગ્રીવામાં હસ્તમાળ આરોપી, ને બોલી "નાથ, શું વિચારો છો ? રાત્રી ઘણી વ્યતિત થઇ છે! ચાલો નિંદ્રાધીન થાઓ !" પતિદેવનો કર ગ્રહી પલંગપર તેડી લાવી. રમણ બેઠો પરંતુ વિચારમગ્નજ સ્થિતિમાં હતો. બાજુમાં રસિકા બેઠી. અંતે જળભર નયને હાથ જોડી બોલ્યો " રસિકા એક વખત ક્ષમા કર ! દેવી મ્હેં ત્હારા ઘણા અપરાધ કર્યા છે !"

"નહિ નાથ, એવું ન બોલો હુંજ એવી ભાગ્યહીન હતી કે આપને રૂચતીજ ન હતી. મ્હારાં પાપ આપને નડયાં. એમ કહી

રસિકાએ રમણુનો હસ્ત પોતાના કોમળ કરમાં લઇ આનંદથી પુલ-કિત થતા ઉરો ભાગપર પ્રેમથી દાબ્યો.

"ના રસિકા, તું દેવી છે, સાક્ષાત સતી છે, પૂર્ણ પતિવ્રતા છે ને તેથીજ ત્હારા પોતાનામાં સર્વ દોષ જુએ છે પરંતુ વસ્તુતઃ સર્વ દોષ મ્હારોજ હતો." ફરી રમણુના નેત્રમાં અશ્રુ બિન્દુઓ છવાયાં.

"નહિ નાથ, નહિ; આમ વૃથા શોક શાને કરો છો? પ્રભુ! આજે આ કમનસીબ દાસીના તકદિરનાં તાળાં ખુલી ગયાં છે. વ્હાલા, આપ તો સાક્ષાત દેવ છો. મ્હારા નાથ!" રસિકાએ સ્નેહથી રમણુને આલિંગન કર્યું ને બન્ને ઉરો સાથ સાથે દબાયાં. એક એકના સ્કંધપ્રદેશ પર મસ્તક મુકી બન્ને રોવા લાગ્યાં. અનહદ રોયાં. ઘણા સમયના ભારથી લદાયલાં હૈયાં આમ ખાલી થવા લાગ્યાં. આશરે અર્ધા કલાકે આ રૂદન વ્યાપાર બંધ પડયો, અને એ સાત્વિક સ્નેહગ્રંથી છુટી ઉભયના આત્મા સંપૂર્ણ શુદ્ધ થયા અને બન્નેનાં હૈયાં હલકાં પડયાં.

બન્નેએ સાથે બારી પાસે જઇ મુખ માર્જન કર્યું મુખ માર્જન કરતાં રસિકાના મુખચંદ્ર પર વસંતના ખીલેલા શ્વેતરશ્મીનો ધવલ પ્રકાશ પડયો રમણુલાલ ક્ષણુભર આ સૃષ્ટિપરના અનુપમ સૌન્દર્યને નિહાળી રહ્યો, તેના શુદ્ધ થએલા હ્રદયમાં પ્રેમની ભરતી આવી. તેણે રસિકાને ભુજ બંધનમાં ભીડી તેના ધવલ બરફ સમ કપોલ પ્રદેશપર એક અપ્રતિમ ચુમ્બન દાન દીધું. રસમૂર્તિ રસિકાએ જીવનમાં

આજે પ્રથમ વખતજ પતિ પ્રેમનો સાચો ઉમળકો અનુભવ્યો. બન્ને કર હિંડોળે હિંચતાં પલંગપર ગયાં: "રસિકા, હવે એ વાત હું કદિ પણ નહિ સંભારૂં, વ્હાલી!"

"હા નાથ, હું પણ એજ કહેવા ઇચ્છું. ગઇ તિથિ તો જોશીએ ન વાંચે! વ્હાલા!" એમ કહી રસિકાએ રમણને પરિરભણ કરતાં અધરોષ્ટપર એક મધુર ચુમ્બનદાન દીધું. બન્ને ભુજ ભરી ભરી ભેટયાં. આમ ઉભય આત્મા શુદ્ધ સ્નેહ ગ્રંથિથી ગુંથાયા, અને સ્નેહદાનની કેટલીક ધન્ય ક્ષણો અનુભવી બન્નેના દેહે મોડી રાત્રે નિદ્રાનું શરણ લીધું.

## પ્રકરણ ૮ મું.

### ચંદનદાસ.

ચંદનદાસ અને રમણલાલ તે રાત્રે સુમનને ત્યાંથી નીકળ્યા બાદ રસ્તામાં ચોપાટીપર ચંદનદાસ "હું હવે ઘેર જઇશ" કહી મોટરમાંથી ઉતરી ગયો અને રમણ એકલોજ ઘેર આવ્યો તે આપણે આગળ જોઈ ગયા. લગભગ ચારેક માસથી ચંદનદાસ પોતાના પિતાથી જુદો રહે છે. હવે તો તેને પિતાની પણ પરવા રહી ન હતી કેમકે રમણને પૈસે તે હાલ માલદાર બન્યો છે. આજસુધીમાં કાંઇ કાંઇ મિષે તેણે રમણ પાસેથી સાતેક હજાર રૂપીઆ ભેગા કર્યા છે. વળી હાલમાં સુમન તરફથી પણ જોઇએ તેમ નાણાં મળે છે.

અત્યારે તે ગ્રાંટરોડ પરની વિશાળ લોકપ્રિય બાબુ પન્નાલાલની ચાલીના ત્રીજે મજલે આવેલા એક બ્લોકમાં પૂર્ણ ઠાઠથી રહે છે. આખા બ્લોકને સારી રીતે શણગાર્યો છે. દિવાનખાનામાં ઘણુંજ ઉમદા ફરનીચર પણ છે. વળી શેઠ ચંદનદાસ મોટા વેપારી ખરાને એટલે ટેલીફોન પણ રાખે છે. દિવાનખાનાની બાજુનો ઓરડો શયનગૃહ તરીકે વાપરવામાં આવે છે. આ ઓરડામાં પણ એક ઉમદા પલંગ, બે ત્રણ ખુરસીઓ, એક ટ્રાઇપોડ, એક ડ્રેસીંગ ટેબલ તથા એક ન્હાની તિજોરી છે. ટુંકામાં ચંદનદાસ એક મોટો વેપારી કે ગર્ભ શ્રીમંત હોય એવા ઠાઠથી રહે છે. તેણે એક રસોઇઓ રાખ્યો છે. તે રસોઇ કરવા ઉપરાંત શેઠનો ખાનગી, વિશ્વાસુ પણ છે, તેમજ ઘરકામ પણ કરે છે, કારણકે શેઠ તો ભાગ્યેજ ઘેર જમે છે. રસોઇઆદ્વારા ચાલીમાં સર્વને એમ સમજાવવામાં આવ્યું છે કેઃ—શેઠ અમદાવાદ તરફના રહીશ છે, ઘણા માલદાર છે, રૂ અને શેરનો વેપાર કરે છે જે ઘણો સારો ચાલે છે. શેઠ સ્વભાવે ઘણાજ ઉદાર છે શેઠાણી થોડા વખત પરજ ગુજરી ગયાં છે. ટુંક વખતમાં ફરીથી શેઠનું લગ્ન થવાનું છે. બપોરનો નવરો પડી રસોઇઓ પડોશણ બાઈઓ જોડે વાતે ચઢે ત્યારે બધી વાતો એવી તો વધારીને કહે કે સર્વના મનમાં ચંદનદાસ માટે ઉંચો મત બંધાય. વળી પડોશીઓ સાથે ચંદનદાસનું પોતાનું વર્તન પણ ઘણુંજ સરળ અને માયાળુ છે. આ બધાં કારણોને લઈ આખી ચાલીમાં ચંદનદાસનો માન મરતબો અને આબરૂ સારી છે. આવી રીતે આ સફેદ ઠગ ત્યાં ઢંકાઈ રહ્યો છે.

રમણુલાલથી જુદો પડી ચંદનદાસ સિદ્ધો છગનને ઘેર આવ્યો. છગન ઉપર દિવાનખાનામાં બેઠી હતી, તેના કાનમાં કાંઇક ફુંક મારી એટલે તેણે ભયાને બોલાવી ગાડી લેવા મોકલ્યો. છગન અંદર જઈ ડોસીને, હું ચંદનદાસ સાથે જાઉં છું એમ કહી નીચે આવી. બન્ને ગાડીમાં બેઠાં. ગાડી ચંદનદાસના ગૃહ તરફ ચાલી.

ગાડીવાળાને ભાડું ચુકવી ચંદનદાસ છગનને લઇ ઉપર આવ્યો. આ સમયે દસ વાગી ગયા હતા તેથી સર્વત્ર શાંતિ હતી. મહારાજે અવાજ થતાંજ દ્વાર ખોલ્યું ને દિવાનખાનાની બત્તી સળગાવી. ચંદનદાસે કપડાં ઉતારી નાખ્યાં. છગને પણ ઓઢણી ઉતારી નાખી, ને એક ખુરસી ખેંચી, તે ઉપર બેઠી. બાજુની ઇઝીચેરમાં ચંદનદાસ આડો પડયો. એટલા વખતમાં મહારાજ અંદર આવ્યો "શેઠ વાળુનું તૈયાર છે."

"તું જમી લે, મ્હારે નથી જમવું. કેમ છગન, ત્હારે જમવું છે?" ચંદનદાસે પૂછયું.

"નાજી, મ્હને પણ કાંઈ રૂચી નથી. મહારાજ, બે કપ ચા બનાવી લાવ." એક ગૃહરાણી પેઠે છગને રૂઆબથી હુકમ કર્યો.

મહારાજ ગયો અને પા કલાકમાં ચા બનાવી લાવ્યો. એક ટ્રાઇપોડ પર ચાના પ્યાલા મુકી બાજુમાં ઉભો રહ્યો. બન્નેએ હાસ્ય વિનોદ કરતાં ચા ખલાસ કરીને મહારાજ કપ લઈ ચાલ્યો ગયો. પછીથી છગને ટેબલ પરથી પાનનો ડબો લઇ પાન બનાવ્યાં, ને બન્નેએ ખાધાં. ચંદનદાસે સિગારેટ સળગાવી ને છગનને પણ સિગા-

રેટ ધરી, તે લેવાનો આગ્રહ કર્યો. છગને કહ્યું:-" ચંદનદાસજી, શ્રી ધર્મ વિરૂદ્ધનાં વર્તનો હવે મ્હને પ્રિયકર નથી, હાં પરંતુ અત્યારે મ્હને અત્રે તેડી લાવવાનું શું પ્રયોજન?"

"વાહ રે, છગન હવે તું તો તદનજ સુધરી ગઇ, નાયિકા મટી ગઈ! અરે હા, એ વાત તો હું વિસરીજ ગયો! છગન, ત્હને યાદ છે કે જ્યારે આપણી પ્રથમ પ્રીતિ થઈ ત્યારે ત્હેં કહ્યું હતું કે "મ્હારા બચપણથી તે આજ દિન સુધી મ્હને કોઈપણ વ્યક્તિ તરફ પ્રેમ ભાવ ઉદ્ભવ્યોજ નથી, પરંતુ આપને જોતાંજ મ્હારા અંતરમાં પ્રેમનાં અંકુર ફુટે છે!" ચાલાકે ચાલાકી ચલાવવા માંડી.

"હાજી, તે વાત સત્ય છે ને મ્હને બરાબર યાદ છે. જો સત્ય કહું તો હજુ પણ આપનેજ પૂર્ણ પ્રેમથી ચાહું છું." છગને કહ્યું.

"તો વળી પ્યારી છગન, ત્હને એ પણ બરાબર યાદ હશે કે એક પ્રસંગે મ્હેં ત્હને પ્રશ્ન કર્યો હતો કે "છગન, આ ધંધો ક્યાં સુધી કરવો છે?" ત્યારે ત્હેં જણાવ્યું હતું કે "હું કંટાળી ગઈ છું. પરંતુ પેટને માટે કરવો પડે છે. બાકી મ્હને આ ધંધો તો બિલકુલ પસંદ નથી." ચંદનદાસે બીજી વાત યાદ કરી અબળાને નરમ બનાવી.

"હાજી, યાદ તો બરાબર છે. પરંતુ શું કરૂં? ઘણીએ મુઝાઉં છું. જો ગાવાનો ધંધો તજી દઉં તો મ્હારૂં ભરણ પોષણ કેમ ચાલે? ને વળી પેલી બુઢ્ઢી પણ મ્હને કેમ છોડે?" છગને શુદ્ધ અંતઃકરણનો ઉભરો કાઢયો.

"છગન, ત્હારા ભરણુ પોષણુનો હું બંદોબસ્ત કરૂં, પછી છે કાંઈ?" શેઠે સંપૂર્ણ શઠતા આદરી. એક નાયકણુને પણુ સીસામાં ઉતારવા યત્ન કર્યો.

"હા, પ્યારા ચંદનદાસજી, કબુલ મંજુર! આપને મ્હારામાં સંપૂર્ણ વિશ્વાસ તો હશેજ કે આજ ઓગણીસ વરસનું વય થયું પરંતુ હજી સુધી ફક્ત ગાવા સિવાય અન્ય નીચ ધંધો કર્યો નથી અને મ્હારી પાકદામન આજસુધી આપ સિવાય અન્યને હાથે સોંપી નથી. હા, રમણુલાલ શેઠને ચુમ્બન દાન દેવું પડતું પરંતુ તે આપનીજ સલાહથી અને આપનીજ રૂબરૂમાં, લક્ષ્મીની લાલચે!! વ્હાલા ચંદનદાસજી, સંગીતમાં સર્વ જ્ઞાન સમાયેલું છે, હું તે શીખી છું. મ્હેં સંગીત સાહિત્યનો અભ્યાસ કર્યો છે. ને તેથીજ હું સમજું છું કે વિશુધ્ધ પ્રેમ એજ જીવનનો પ્રવાહ છે, એજ આત્માના ઉધ્ધારનો માર્ગ છે. અને તે પ્રેમની પ્રાપ્તિની આપની પાસે આશા રાખું છું." તેણે અંતરના દ્વાર ખોલી નાખ્યાં. નાયકણુ પરંતુ આખરે તો કોમળ અંતરની અબળાજ. બસ, છગન શુદ્ધ સ્નેહાળ બની ચુકી, ચંદનદાસને વરી ચુકી.

"તે હું આપીશ, જો છગન, તું મ્હારી થઇને રહીશ તો મ્હારૂં હૃદય સર્વસ્વ ત્હને આપીશ." ચંદનદાસે ચોકસાઇ કરતાં લોભ વધાર્યો.

"વ્હાલા ચંદનદાસ, હું સમજું છું કે આપ મ્હને ખરા અંતરથી ચાહો છો પરંતુ મ્હારી કે ત્હમારી પાસે આપણા જીવન ભર ચાલે તેટલું ઐશ્વર્ય ક્યાં છે?" છગને અગવડતા બતાવી.

" પ્યારી છગન, તું કહે છે તે ખરૂં, પરંતુ ત્હેનો વિચાર ત્હારે કરવાની જરૂર નથી, એ તો પુરૂષ તરીકે મ્હારી ફરજ છે. સમય આવ્યે સૌ થઇ રહેશે. " ચન્નદાસે વાત ઉડાવી.

" હાજી, આપ કહો છો તે ખરૂં, પરંતુ આપણાં સાધનો શરૂઆતથીજ ટુંકાં હોય તો ભવિષ્યમાં ભારે થઈ પડે. આટલા એશઆરામમાં જીન્દગી ગુજાર્યા બાદ કંગાલ જીવન આપણુને કેટલું દુ:ખદાયક જણાય ? " મોજમાં મોટી થએલી માનુનિએ સત્ય કથન કર્યું.

" હા, તે બધું ખરૂં. પરંતું વ્હાલી, હું ત્હને કહું છું ને કે ત્હારે એ ચિંતા ન કરવી. છગન, ત્હારા કરતાં શું મ્હને લક્ષ્મી ઓછી પ્રિય છે ? " ચંદનદાસ ભાર દઈ બોલ્યો

" નાજી, લક્ષ્મી તો સર્વને પ્રિય હોય છે, પરંતુ વ્હાલા, એક ગૃહિણી તરીકે ગૃહ સંસાર ચલાવતાં પતિની ખરી સ્થિતિ પ્રથમ સમજવી જોઇએ. કેમ વ્હાલા, ખોટું કહું છું ? " છગને ઉત્તર આપ્યો.

" છગન, તારૂં કહેવું સત્ય છે, પરંતુ આપણી ત્રણ પેઢી ખાય તેટલી લક્ષ્મી લાવું. બોલ, હવે ત્હારે ચિંતા છે ? " લુચ્ચા ચંદનદાસે સોનાની ચલ્લી દેખાડવા માંડી.

" એ બધા શેખસલ્લીના તરંગો છે એવું બનવું તદ્દન અશક્ય છે. " છગને વ્યાજબી શંકા કરી.

" ત્હારે એ ભેદ જાણવો છે ? જો સાંભળ ! " કહી ચંદનદાસ અટકી ગયો. રખે કોઇ સાંભળે એવી શંકાથી બારીક નજરે

આજુબાજુ નિહાળવા લાગ્યો.

"કાં ચંદનદાસજી, અટકી ગયા, બોલોને ?" એને મૂક બનેલો જોઇ છગને પૂછયું.

"હાં છગન, જરા સબુર કર, હું કહું છું." કહી ઉઠયો. દિવાનખાનાનું દ્વાર બરાબર બંધ કરી આવ્યો, ખુરશીમાં પાછો બેઠો ને એક સીગારેટ સળગાવી ધુણીના નીકળતા ગોટાને નિહાળતાં, જાણે એક ગુનેગાર ભયંકર પ્રપંચની ગુપ્ત વાત કરતો હોય તેમ ધીમા અવાજે બોલવા લાગ્યો—"છગન એ તો ત્હને યાદ હશે કે રમણુને ત્હાંરા ફંદામાં શા માટે પ્રથમ નાખ્યો અને ફસાવ્યો ?"

"હાજી, મ્હને બરાબર યાદ છે. મ્હારો અને આપનો બન્નેનો હાથ ભીડમાં હતો, ને આપે એ સદ્ધર બિલ્લુ પકડયું. મ્હારી મોહિની લગાડીને પૈસા પડાવવા માંડયા. પરંતુ હવે કાંઈ આપણો હિ એમ ન વળે !" છગને વળી શંકા કરી.

"હા, હું સઘળું સમજુ છું. તું ઉતાવળી ન થા. ધીરે ધીરે સર્વ સમજાવું છું." વળી પાછો અવાજ મંદ કર્યો ને ડરતો હોય તેમ બોલ્યો, "મ્હેં ત્હને એક વખત વાત કરી હતી કે એક સુમન નામે વૃદ્ધ ધનાઢ્ય રૂના વેપારીની પત્ની છે. હવે તેની અને રમણુલાલની મુલાકાત કરાવી આપી છે. તે રમણુને ખરા જીગરથી ચ્હાય છે ને પોતાનીજ પાસે રાખવા ઇચ્છે છે. રમણુ પણુ એની પાછળ ઘેલો બન્યો છે. જો છગન, વ્હાલી, હવે ધ્યાન દઇને સાંભળ. આ સુમનનો પતિ અતિ વૃદ્ધ છે અને સુમન પોતે તરૂણુ છે. વળી રમણુને

માટે પ્રાણ પણ આપવા તૈયાર છે. હવે આપણે મૂળ મુદ્દાની વાત પર આવીએ. રમણ ઉપરની સુમનની પ્રીતિનો લાભ લઇ, આપણે રમણુ પાસે કાંઇક ધંધો શરૂ કરાવીશું .....ને તું જાણે છે કે સર્વ કારભાર તો આપણુનેજ મળવાનો......આ ધંધામાંથી મન ગમતાં નાણાં ઉપાડીશું. બીજી તરફથી સુમનને સમજાવીશું કે ધંધામાં ભીડ છે માટે મદદ કર. આમ એની પાસેથી પણ નાણાં પડાવીશું. આવી રીતે બે તરફથી જબરી આવક શરૂ થશે. હવે આ કરતાં પણ વધારે ભેદ સાંભળ, છગન!" કહી વળી આ પાપાત્મા ક્ષણ ભર થંભી ગયો ને શંકાશીલ દ્રષ્ટિએ ચોગરદમ જોવા લાગ્યો. ને વળી પાછું ધીમા અવાજે આ ભયંકર પ્રપંચ પુરાણ ચલાવ્યું:—" આ પછી સુમન પર સત્તા જમાવી એનીજ પાસે એના પતિનું જીવન ખલાસ કરાવીશું ને પછી તો એની સર્વ દોલત હજમ! ને વધારામાં વખત પડે રમણલાલની સર્વ મિલ્કતના પણ આપણેજ વારસ!" નરાધમ નર રાક્ષસે સંપૂર્ણ રાક્ષસી પ્રયોગ કહ્યો. આ સાંભળી છગન, જો કે એક નાયકણના સંસ્કારમાં ઉછરેલી પરંતુ અંતે તો કોમળ સ્ત્રી જાતિજ, તે પણ અંતરમાં કંપી ઉઠી.

" વ્હાલા ચંદનદાસજી, આટલાં બધાં ભયંકર કર્તુકો ન કરો તો ન ચાલે? શું એ સિવાય આપણા નિર્વાહનો અન્ય માર્ગ નથી?" છગને પૂછયું.

" કાં, છગન વ્હાલી! ત્હને ભય લાગે છે? એમાં આપણે તો તદ્દન નિર્લેપજ રહેવાના. વળી જોને, પ્યારી, ત્હારા જેવું રમણી રત્ન પ્રાપ્ત કરવા છતાં ઘેર પાંચ દસ લાખનો પણ દલ્લો ન હોય

તો તને શું સુખી કરી શકું ? મ્હારી પ્રિયતમાને બેસવા ઘર આગળ મોટર સરખી પણ ન હોય તો પછી કર્યું કારવ્યું બધું ધૂળ છે ? લુચ્ચાએ કૃત્રિમ વ્હાલ કરતાં લલનાને, લક્ષ્મીની લાલચમાં લોભાવી.

" ઠીક ચંદનદાસજી, એ બધું આપને જોવાનું છે. આપની ઇચ્છા હોય તો હું આ ગૃહની ગૃહરાણી થવા અને આ વેશને સદાને માટે બાળી ભસ્મ કરવા અત્યારે તૈયાર છું. પરંતુ પ્યારા પાપાચારથી જેટલું અલગ રહેવાય તેટલું સારૂં ! હા, પણ વ્હાલા ડોશીનું કેમ થશે ? " છગને નવીન શંકા થવાથી પૂછ્યું.

" છગન, ડોશી સીધી રીતે માને તો તો ઠીક છે, નહિ તો પછી એનું પણ ખલાસ એટલે રસ્તો મોકળો ! " ભયંકર મનુષ્યે પુનઃ ભયંકર પ્રયોગ બતાવ્યો. છગન ચમકી, કંપી, પરંતુ બીજીજ ક્ષણે તેના અંતરમાં ઉર્મી ઉઠીઃ—" એ ડોશીએજ મ્હારી આ અધમ દશા કરી છે. એ ડોશી ન હોત તો મ્હારે આ નીચ નાયકણનો ધંધો ન કરવો પડત. એ રાંડ કુલટાજ મ્હને આ ધંધામાં દોરી ગઈ. " આ વિચાર આવતાંજ વૈરની ઇચ્છા અંતરમાં ઉદ્ભવીને બોલીઃ—

" એ સર્વનો ભાર વ્હાલા આપને શિરે સોંપું છું ! જો ડોશીનું નક્કી થઈ જાય તો હું આપની ચરણુજ દાસી બની સેવામાં રહેવા તૈયાર છું; ને આ નીચ ધંધાને અત્યારે ને આ ક્ષણેજ લાત મારૂં છું, ત્યાગી દઉં છું, પછી છે કાંઇ ? " નાયકાના જીવનમાંથી શુદ્ધજીવન ગાળવા ઇચ્છતી સુંદરીએ બાજુના ટેબલપર પડેલી ઓઢણી લઇને પછાડી.

" જો છગન, ત્હને મ્હારામાં વિશ્વાસ ન હોય તો જો આ મ્હારા નામ પરનો બેંકનો હિસાબ, જો દસ હજાર રૂપીઆ જમે છે ને ? આ રકમ જો એક માસમાંજ બમણી થાય તો પછી તો આ મકાનમાં રહેવા આવેને ? " વળી ચંદનદાસે ચતુરાઈ ચલાવી.

" ચંદનદાસજી, મ્હારી કિંમત પૈસાથી ન આંકો ! મ્હને એવો અન્યાય ન કરો. હું તો આપના પ્રેમથી વેચાણ છું ! પૂર્ણ પશ્ચાતાપ પછીથી સુધરવા ઈચ્છતી આપની ચરણજ દાસી છું. પછી વ્હાલા, આપનામાં અવિશ્વાસ કેવો ? " શુદ્ધ સ્નેહથી છગન બોલીને ઉભી થઈ ખુરશીમાં આડા પડેલા નરરાક્ષસને ઉછળતા અંતર શું બાથ ભીડી આલિંગન દીધું. આલિંગનથી ચંદનદાસના હૃદયમાં કાંઈ શેરડો પડયો, પત્થરના હૃદયમાં પ્રેમવારિનું સિચન થતાં કોઇ અનેરી ભાવના પ્રકટી ને શુધ્ધ અંતરથી છગનના અતિ મોહક મુખારવિંદપર હસ્ત ફેરવતાં ગુલાબી ગાલોપર એક મધુર ચુમ્બન કર્યું. સુખાસ્વાદના અનુભવમાં બન્ને જણા કેટલીક ક્ષણ પર્યંત એક બીજાની સ્નેહ સોડમાં સંતાઇ રહ્યાં. અચાનક ચંદનદાસને કાંઇ વિચાર આવ્યો હોય યાતો કાંઇ પૂર્વ કથન યાદ આવ્યું હોય તેમ તેણે ઉઠી છગનના મુખચંદ્રને પંપાળતાં પ્રશ્ન કર્યો:–

" પ્યારી છગન, ત્હેં એક વખત વચન આપ્યું હતું કે હું આપને મ્હારી પૂર્વ કથા યથા સમયે કહીશ, તે આજે કહે વારૂ ? જો વ્હાલી હવે તું મ્હારી થઇ છે તો પણ નહિ કહે કે ? " પુનઃ એક ચુંબનદાન દીધું.

" હાજી કહુ, પરંતુ એવી વાત કહેવામાં શો માલ ? " છગને

છટકવા યત્ન કર્યો.

"નહિ છગન, વ્હાલી, ત્હારે કહેવુંજ પડશે. મ્હને જાણવાની ઇચ્છા થઈ છે. હું ત્હારી જન્મ કથા ન જાણું એ બનેજ કેમ ?" ચંદનદાસે આગ્રહ કર્યો.

"વ્હાલા ચંદનદાસ, જો આપની ઇચ્છાજ હોય તો એ કર્મ કથા સાંભળો:--મ્હારો જન્મ ગુજરાતની ઉતરે આવેલા વિસનગર શહેરમાં પ્રખ્યાત બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. સંવત ૧૯૫૬ માં જ્યારે દુકાળ અને મરકી બન્નેનો સાથે કોપ થયો, ત્યારે મ્હારાં માતાપિતા મ્હને કેવળ ત્રણ ચાર વરસની બાળકી મુકી સ્વર્ગે સિધાવ્યાં. માબાપના મરણ પ્રસંગે આ ડોશી કે જેને હાલ તમે મ્હારી સાથે જુઓ છો, તે મ્હારાં કર્મની કઠણાઈએ તે પ્રસંગે ત્યાં હાજર હતી. તે મારા પિતાની કંઇક દૂરની સગી હતી. તેણે મ્હને નિરાધાર જાણી પોતાના આશરામાં લીધી, ને મ્હારા અન્ય સગાંઓને એમ સમજાવ્યું કે 'મ્હારે પેટ કાંઇ બાળક ન હોવાથી હું એને મ્હારે ઘેર મુંબાઈ રાખીશ, ભણાવીશ, ગણાવીશ, ને મ્હોટી થશે ત્યારે અત્રે લાવી સારે ઠેકાણે પરણાવી દઇશ. સર્વની એની આવી નિઃસ્વાર્થ બુદ્ધિની વાત સાંભળી સારૂં લાગ્યું અને એમ માન્યું કે મુંબઈ રહેવાથી છોકરી ભણી ગણીને ચાલાક થશે. વળી બાઇને બીજું બાળક નથી એટલે સારી રીતે ઉછરશે પણ ખરી. તે પછી મ્હને આ કૃત્યાને હાથ સોંપી. વળી થોડી મુદતમાં કાકી કાકા પણ ગુજરી ગયાં અને સંસારમાં આ ડોશી સિવાય મ્હારૂં કોઈ સંબંધી ન રહ્યું. આ પછી મ્હારૂં ભાગ્ય ચક્ર પૂરેપૂરૂં બદલાયું. આ બધું મ્હેં સમજમાં

આવ્યા પછી જાણ્યું. આ સમયે ડોશી કાંદાવાડીના નાકાપર રહેતી હતી. એની પાસે એક બચુ કરીને સત્તર અરાઢ વરસની છોકરી હતી. આ સમયે વ્હાલા ! મ્હારી પણ ઉમ્મર બાર તેર વરસની થઈ હતી. હું હવે બધું બરાબર સમજતાં શિખી હતી. હવેજ મ્હેં જાણ્યું કે ડોશી નાયકણનો ધંધો કરે છે, અને બચુ પાસે પણ એજ ધંધો કરાવી પોતાનું ગુજરાન ચલાવે છે. બચુ ઘણીજ ખૂબસુરત હતી, તેનો કંઠ પણ ઘણોજ મધુર હતો, આથી ગ્રાહકો વિશેષ આવતા અને ડોશીનું ગાડું સારી રીતે ગબડતું. આ અરસામાં મ્હને નિશાળનું તેમજ એક ઉસ્તાદ દ્વારા સંગીતનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરાવ્યું. મ્હને સોળ વરસ થયાં ત્યારપછી હું અને બચુ સાથે ગાતાં અને મુજરામાં પણ સાથેજ ઉતરતાં. બચુ નીચ ખાસીયતની ઘણીજ કામાતુર હતી. તે વારંવાર મ્હારા આગળ વિષય ભોગની વાતો કરતી, જેમાંનું થોડું હું સમજતી અને થોડું નએ સમજતી. ડોશી મ્હને મ્હારા સંગીતના જ્ઞાન માટે રોજ સાબાશી આપતી, મ્હારા કંઠનાં વખાણ કરતી; મ્હારા હાવભાવ ઘણાજ મોહક છે એમ કહેતી, અને અવારનવાર વસ્ત્ર અને અલંકારો લાવી આપતી. આમ મ્હને ઘણુંજ ઉત્તેજન આપતી. હું પણ ઉત્સાહથી મુજરામાં ભાગ લેતી. દોઢેક વરસ મ્હેં અને બચુએ સાથે કામ કર્યું એટલામાં બચુ કોલેરાનો ભોગ થઈ ગુજરી ગઇ. આ પછી સર્વ આધાર મ્હારી એકલીના પર આવી પડયો. અમે ત્યાંથી મકાન ખાલી કરી આજ અરસામાં કેનેરી પુલ પાસે રહેવા આવ્યાં. ત્યાં પણ કમાઈ સારી ચાલી. આ સમયે મ્હારી ઉમર પુખ્ત થઇ હતી, હું સારી સમજમાં આવી હતી. વળી બચુના ગુજરી જવાથી, હું તદ્દન એકલી પડી હતી.

આથી મ્હારો બપોરનો નવરાશનો વખત હું સંગીત અને સાહિત્યનાં પુસ્તકો વાંચવામાં અને શિખવામાં ગાળવા લાગી. ધીમે ધીમે મ્હારી આંખનાં પડળ ખુલ્યાં ને આ ધંધાથી કંટાળો આવવા લાગ્યો, તિરસ્કાર છુટવા લાગ્યો. આ સમયે મ્હને ઘણી વખત મ્હારા જીવનનો વિચાર આવતો ને ઘણોજ પશ્ચાતાપ થતો. ને આમ એકલી પડયા પછી વધુ કંટાળતી. વળી મ્હારો વાચનનો શોખ વધ્યો પરંતુ સર્વ કમાઇનો હિસાબ ડોશી રાખતી અને મ્હારે તો ખર્ચ માટે ડોશીની ઓશીઆળીજ થવું પડતું. જો કે ખરૂં જોતાં તો સર્વ કમાઇ મ્હારી હતી. આમ આઠ દસ માસ નીકળી ગયા. એટલામાં આપની પિછાન થઇ. વ્હાલા, 'પ્રથમ દર્શને પ્રેમ,' ( Love at first sight ) એ નિયમાનુસારે આપે મ્હારૂં હૃદય જિતી લીધું, હું પણ આપના પ્રત્યે ખેંચાઇ અને આપની સલાહ મુજબ ચાલવા લાગી. આ પછી આપના કે રમણલાલના સિવાય અન્ય ગ્રાહક લીધો નથી અને અન્ય સ્થળે મુજરામાં હાજરી આપી નથી, એ સર્વ હકીકત આપ સારી રીતે જાણો છો. " છગને દુઃખાતા અંતરે પોતાની આત્મ કથા પુરી કરીને એક નિશ્વાસ નાખી ખુરશીમાં જરા લાંબી થઇ. નેત્રમાં આવેલાં અશ્રુબિન્દુઓ ગુપચુપ લુછી નાખ્યાં

" છગન, હવે ત્હારા વિચારો પુનઃ બદલાશે તો નહિને ? " ચંદનદાસે ખાત્રી કરવા પૂછ્યું.

" નાજી, હું ખરા અંતઃકરણથી કહું છું કે આવું જીવન મ્હને ઝેર જેવું લાગે છે. ચંદનદાસજી, મ્હને સંપૂર્ણ પસ્તાવો થયો છે. હવે પછીના મ્હારા જીવન વ્યવહારથી તમારી પણ ખાત્રી થશે.

" છગન, વ્હાલી, શું તું ખરેખર કહે છે કે તું પાકદામન છે ? " લુચ્ચાએ વધુ ચોકસી કરતાં પ્રશ્ન કર્યો.

" વ્હાલા ચંદનદાસ, શું આપને મ્હારા કથનમાં વિશ્વાસ નથી ? મ્હને સ્ત્રી જીવનની સંપૂર્ણ મહત્તા સમજાઇ છે. જીવનની કોઇ જુદીજ દિશા મ્હને દેખાઇ છે. હું પ્રતિજ્ઞાપૂર્વક પુનઃ કહું છું કે મ્હારી પાકદામન આપ સિવાય અન્યને મ્હેં સોંપી નથી. " છગને સત્ય ઉત્તર આપ્યો, પરંતુ સ્હેજ મરડાઇ. ત્હેના શુધ્ધ થવા ઇચ્છતા અંતરમાં આ શંકા કંટક ખુંચ્યો.

" નારે છગન, ત્હારામાં મ્હને સંપૂર્ણ ભરૂસો છે ! મ્હેં તો વ્હાલી સ્હેજજ પૂછયું હતું. " ચતુર ચંદનદાસ છગનની ગ્લાનિ પારખી ગયો અને પુનઃ હસ્ત ગ્રહી પંપાળતો મનાવવા લાગ્યો.

" વ્હાલા, હું આપનીજ છું, અને શુદ્ધ હૃદયથી આ ભવે અને પરભવે પણ આપનીજ રહીશ. " કહી છગન ચંદનદાસની ખુરસી આગળ ગુંઠણ ભરીયાં પડી. તેને ગળે પોતાના કમળનાળ સમા ગૌર કરોને વીંટાળી, પુષ્પમાળ પેઠે લટકી રહી. અનિમિષ નયનેપ્રિય મુખને નિહાળતાં એક મધુર ચુમ્બન દાન દીધું.

વ્હાલા વાચક ! એક નાયકણના અંતરમાં આમ શુદ્ધ સાત્વિક પ્રેમ ઉભરાતો જોઇ રખે તું વિસ્મય થતો ! તે પણ સ્ત્રી જાતિ છે, તેનું હૃદય પ્રેમથી છલબલ છે. મન શૃંગારથી ભરપુર છે, ને તે પણ એકને તો ચાહી શકે છે—ચ્હાય છે. વળી આતો સારા કુળમાં અને માબાપના સુસંસ્કાર દેહમાં લઇ અવતરેલી છે. ભાગ્યવશાત્

ફક્ત ગાવાનો ધંધો કરવો પડયો. છતાં સાહિત્ય અને સંગીતનો શોખ છે કે જેના પ્રતાપે તેનું હૃદય આટલું સંસ્કારી છે. આ બન્ને પૂર્ણ પ્રેમથી આલિંગતાં સ્વર્ગ સુખનો અનુભવ કરતાં હતાં ત્યાં તો દ્વાર ઠોકવાનો ધીમો અવાજ આવ્યો. બન્ને ચમકયાં, પ્રેમ-ગ્રંથી તુટી પડી, ને વિચારવા લાગ્યાં કે અત્યારે મધ્ય રાત્રિએ કોણ હશે ? ચંદનદાસ ઉઠયો ને દ્વાર ખોલવા ચાલ્યો. છગન બાજુના શયનગૃહમાં ચાલી ગઇ. ચંદનદાસે દ્વાર ખોલ્યું ને જુએ છે તો રમણુલાલનો મોટરવાળો સ્હામે ઉભો છે. તેણે ચંદનદાસને સલામ કરીને કહ્યું:—" શેઠ ઘણા માઠા સમાચાર છે. "

" ચુપ, જરા ધીમેથી બોલ. બ્હાર જરૂખામાં આવ, આપણે ત્યાં ઉભા રહીને વાત કરીએ. " ચંદનદાસે ચમકતાં કહ્યું.

બન્ને જરૂખામાં આવી ઉભા. મોટરવાળાએ રમણુલાલને બંગલે બનેલી સર્વ હકીકત અથેતિ કહી; ને વિશેષમાં જણાવ્યું કે:—" રમણુલાલ શેઠ સંપૂર્ણ પશ્ચાતાપ કરે છે, ' ને બાપુએ આપને તો ઘરમાં પણ દાખલ થવા દેવા સખત ના પાડી છે. "

આ સર્વ સાંભળી ચંદનદાસ ક્ષણુભર સ્તબ્ધ થઈ ગયો આશાનો મહેલ અચાનક તૂટી પડતો લાગ્યો, ને સર્વત્ર અંધકાર ભાસવા લાગ્યો. બે ચાર ક્ષણ પર્યંત મૂઢ કાષ્ટવત્ ઉભોજ રહ્યો; અંતે તે બોલ્યો " ફીકર નહિ, તું અત્યારે તો જા અને સ્હવારે દસ વાગે આવી મ્હારી પાસેથી એક પત્ર લઇ જજે અને તે ગુપચુપ રમણુલાલ શેઠને આપજે. " કહી કમરેથી બે રૂપીઆ કહાડી આપ્યા, ને લુચ્ચો લાંચ ખાઉ મોટરવાળો સલામ કરીને ગયો.

ચંદનદાસ થોડો સમય બ્હાર ઉભો રહી કાંઇ વિચારવા લાગ્યો, ને અંતે બોલ્યો:–" ફીકર નહિ રમણુ જેવા રમકડાને રમાડવું તેમાં તે શું મુશીબતની વાત છે? કાલે રહવારે પાછો અસલ સ્થિતિમાં લાવી દઇશ. ચંદનદાસ, નિરાશ કેમ થાય છે, દુનિયામાં અશક્ય જેવી કોઇ ચીજ નથી. ' દુનિયા ઝુકતી હય લેકીન ઝુકાનેવાલા ચાહીએ. " ઉત્સાહી બનતો અંદર દિવાનખાનામાં દાખલ થયો ને દ્વાર બંધ કર્યું. શયનગૃહનું દ્વાર ખોલી છગનને બોલાવી. તેણે બ્હાર આવીને પ્રશ્ન કર્યો:—" વ્હાલા, કોણ હતું એ ? "

" અરે કોઇજ નહિ, એ તો રમણુલાલનો મોટરવાળો તેડવા આવ્યો હતો. પરંતુ વ્હાલી, ત્હને અત્રે એકલી મૂકી અત્યારે મધ્ય રાત્રિએ કોણ જાય ? એને સમજાવી દીધું કે શેઠને જણાવજે કે તબિયત ઠીક નથી, તેથી રહવારે મળશે. પ્યારી ત્હને મૂકીને જવાય કે ? " શેઠે હડહડતું જુઠું ચલાવ્યું ને છળથી વ્હાલ બતાવ્યું.

" અરે વાહ ! શું મ્હારે માટે આટલી બધી લાગણી ? " કહી પાસે ઉભેલી છગને પ્રિયતમને એક ચુમ્બન દાન દીધું. ચંદનદાસે તે પછી વિયોગની દિલગીરી ભૂલી જવા અને ઉત્સાહી બનવા માટે એક કબાટ ઉઘાડી માંહિથી મદિરાની શીશી કહાડીને બે ગલાસ લઇ તૈયાર કર્યાં. એક પોતે લીધું અને બીજું છગનને ધર્યું.

" માફ કરો, વ્હાલા ! હવે હું નાયકણુ નથી. મ્હારાથી શરાબને હવે અડકાય પણ નહિ. " છગને પોતાનો તિરસ્કાર જણાવ્યો.

" નહિ, પરંતુ આજનો દિવસ લે. વ્હાલી, ફરી આગ્રહ નહિ કરૂં." ચંદનદાસે આગ્રહપૂર્વક કહ્યું. છગને દુઃખાતા દિલે ગલાસ લીધું. બન્નેએ સાથે મદિરાપાન કર્યું. ચંદનદાસે શીશી મુકી કબાટ બંધ કર્યું. છગને પાન તૈયાર કર્યાં. એક પોતે ખાધું અને બીજું ચંદનદાસને આપ્યું. પાનપટ્ટી પ્રિયતમાને હાથે આરોગતાં અણચિંતવ્યો ઉત્સાહ વધ્યો હોય તેમ ચંદનદાસ બોલી ઉઠયો, " પ્યારી છગન, જગત જખ મારે છે. દુનિયા ઝુકતી હય લેકીન ઝુકાનેવાલા ચાહીએ, ત્હારે લેશ પણ ચિંતા ન કરવી. આટલું બોલતાંજ તેણે ઉમળકાથી પાસે ઉભેલી છગનને બાથમાં લઇ દ્રઢ આલિંગન કર્યું. બન્ને કર હિંડોળે હિંચતા શયનગૃહમાં ગયાં. આ કાળાં કૃત્ય કરનાર ભયંકર નર રાક્ષસની સોડમાં શુદ્ધ થવા ચ્હાતી, પૂર્ણ પશ્ચાતાપ કરી પુણ્યશાળી બનેલી સ્નેહાળ સુંદરી ભરાઇ છે તેના પર હાલ તો રાત્રિનો કાળો પડદો નાંખી, વાચક બન્ધુ, આપણે અત્રેજ વિરમીશું.



# પ્રકરણ ૯ મું.



## શુદ્ધ સ્નેહ દર્શન.

" દુર્લભ પળે એ વિરલ દર્શન ના દીઠું, તે ના દીઠું."

( રા. રમણભાઇ )

સુખી થતાં સ્નેહીઓને સાચા અંતઃકરણની શુભાશિષ અર્પી રતિ અને રતિલાલ નીચે આવ્યાં, જ્યાં મામાએ પૂછ્યું " ભાઇ, આજે કાંઈ ઉપર બહુ રોકાયા. કેમ કાંઇ નવા જુની થઇ છે શું ?"

" હાજી, એવું કાંઇ ખરૂં તો ખરૂં. શેઠે રમણલાલને કાંઇક ઠપકો આપ્યો અને ભાઇને પશ્ચાતાપ પણ થયો." રતિલાલે ટુંકો ઉત્તર આપ્યો.

" હશે, ભાઇ, ચાલ વાળુ કરી લે. "

" જી, રસિકા બ્હેને વાળુ કરવાનો અત્યાગ્રહ કર્યો તેથી ના ન પાડી શકાઇ એટલે ઉપરજ વાળુ કરી લાધું છે." કહી રતિલાલ પોતાના શયન મંદિરમાં ચાલ્યો ગયો.

રતિ ઉપરથી આવી, સીધી રસોડામાં કામે વળગી. નોકર ચ કરને જમવાનું આપવા લાગી, ત્યાં મામી આવ્યાં ને બોલ્યાં, " વહુ બેટા, જમી લો."

“ જી, હું ઉપર વાળુ કરીનેજ આવી, રસિકા બ્હેને અતિશય આગ્રહ કર્યો.” રતિએ વિનયપૂર્વક ઉત્તર આપ્યો.

“ તો જાઓ બેટા, સુઈ જાઓ. વખત ઘણો થયો છે હું બધું ઢાંકીશ, મુકીશ.” વૃધ્ધ માયાળુ મામીએ સંપૂર્ણ વાત્સલ્યથી કહ્યું.

“ નહિરે જી, આપ નિશ્ચિંતે સુઇ જાઓ. હું હાલજ બધું આટોપી પરવારૂં છું. આપને એ તસ્દી શા માટે ?” રતિએ વિવેકથી કહ્યું. મામી ગયાં અને એ પાછી કામમાં ગુંથાઇ.

રતિલાલ શયન મંદિરમાં આવી કપડાં ઉતારી બ્હાર જરૂખામાં પડેલી એક ઇઝીચેરમાં આડો પડયો. આ સમયે રાત્રિના લગભગ દશનો અમલ થઇ ગયો હતો. આકાશમાં આછાં વાદળાંની વચ્ચે ચંદ્ર ડોકીઆં કરી રહ્યો હતો. નક્ષત્ર ગણ પણ આછો ચળકાટ મારી રહ્યું હતું. સમુદ્રની અનેક લહરીઓમાં અનેક શ્વેત ઇંદુ કળાઓ પ્રકાશતી હતી. મલય શો મધુર અને શીતલ અનિલ સર્વત્ર સુરભી રેલાવતો હતો. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય હતું. કવચિત્ નીચેના રાજમાર્ગ પર જતી આવતી મોટર કે ઘોડાગાડીજ આ શાંતિનો ભંગ કરતી હતી. ટુંકામાં રાત્રિ ઘણીજ રળીઆમણી, શાંત અને મનોહર હતી; ને કુદરતની કળા સંપૂર્ણ ખીલેલી હતી. રતિલાલ આ કુદરતના આનંદનો આસ્વાદ લેવાં લાગ્યો અને સાથે સાથે વિચાર માળાના મણકા મૂકવા લાગ્યોઃ “ રસિકા, હાલ તો ત્હારા જીવનમાં પ્રકાશ જણાય છે, ત્હારૂં સર્વ વાતે શુભ થતું સમજાય છે; છતાં મ્હને ડર રહે છે કે જ્યાં સુધી ચંદનદાસ રૂપી અગ્નિનો રમણલાલ રૂપી ઘૃતને સ્પર્શ ન થાય

ત્યાં સુધી; નહિ તો પછી એ દેવ એના એ. " વળી કાંઇ ઉંડા વિચારમાં નિમગ્ન થયા સરખો અનિમિષ નયને ચંદ્રને નિહાળવા લાગ્યો. પાછી વિચાર માળા ફરવા લાગી, " ચંદ્ર તું પણ નિષ્કલંક નથી–પરમાત્માની કળામાં કાંઈ ને કાંઇ ખામી તો રહેલીજ છે–પ્રભુએ મનુષ્ય જ્ઞાનની માપણી ખાતર રાખેલીજ છે,–છતાં પણ ચંદ્ર તું ઉજ્વલ હોઇ સર્વ પ્રિય છે. અહાહા ! શું શાંત શીતરશ્મી રેલે છે !......રતિ, વ્હાલી રતિ ! ત્હને જોતાં મ્હારો અંતર આત્મા પણ આવોજ શાંત અને શીતળ બને છે. રતિ, ત્હારાં પૂર્વ જન્મનાં શુભ સંચિતે જ તુજ સમું રઢિઆળુ રત્ન મુજ રંકને લાધ્યું છે. હે પ્રભુ, જન્મો જન્મ રતિનોજ સહવાસ અર્પજો. રતિ, ત્હારૂં હૃદય કેવળ નિર્મળ પ્રેમ અને આનંદથી છલબલ છે. પ્રભુ ગૃહે ગૃહે એવાં સ્ત્રી રત્નો અર્પજો. ગૃહે ગૃહે આવી પ્રેમ પ્રતિમાઓ પ્રગટાવજો. રતિ ત્હારાં અંગો અંગમાંથી પ્રેમ દ્રવે છે. ત્હારૂં આખું અંગ પ્રેમથી પમરતું છે. એમાં કલેશ કે કંકાસની લેશપણ દુર્ગંધ તું આવવા દેતીજ નથી. ધન્ય છે, દેવી, ધન્ય છે ! હે પરમ કૃપાળુ પરમાત્મા ! ભારતવર્ષ પર દયા કરી સર્વ સ્થળે આવી દેવીઓ દીપાવજો. અહાહા ! શું રસિક ચતુર રમણી........" બબડી કાંઈ યાદ આવ્યું હોય તેમ ગાવા લાગ્યો:

રજકણમાંથી રત્ન બનાવે, રસિક ચતુર રમણી;
અહો એ રસિક ચતુર રમણી.

ધન્ય ગૃહિણી ! જે કરે જીવનની સરળ રહેણી કરણી;
અહો એ રસિક ચતુર રમણી. (રા. લલિત).

ઉપરની લીટીઓ અસંબંદ્ધ ફરી ફરી ગાઇ; વળી થોડો સમય મૂક રહ્યો. વળી કાંઇ આનંદનો ઉભરો આવ્યો ને ગાવા લાગ્યો:—

" પ્રેમદા છે પ્રીતિ ભાજન મનરંજન ભીડ ભંજન;
જુકતીથી કરીએ જત્ન, નિત્ય નિત્ય, ચડતો જોઇએ દન.

× × × × ×

ચિંતામણી રત્ન છે રમણી, વળી પારસમણી મનહરણી;
કોમળને કાંચન વરણી, ધીર ગંભીર રસ ધરણી.
સંતાપે પ્રમદાએ પામર જન, રૂઠયો ભગવતને રૂઠયો ત્હેનો દન.
પાળ્યું પંખી ઉછરંગે, દિન ચાર રમાડયું રંગે;
પાલક પલટયો કુસંગે, નાખ્યું પંખી ખોરંબે,
કહો એ દુખીઆરા પંખીના કેવા દન, પાલકને કે પંખીને ધનધન

( રા. ડાહ્યાભાઇ )

આ અને આવી બીજી ઘણી લીટીઓ શાંતરાત્રિમાં અંતરના ઉમળકાથી અસંબંદ્ધ ગાઈ. અંતે ગાન વિરમ્યું ને પાછી વિચારમાળા ચાલી:—" અરેરે, સઘળો દોષ પુરૂષ જાતિનોજ છે. તેઓજ રંક નિર્દોષ બાળાઓનો ભવ બગાડે છે. અરેરે, સ્વાર્થાંધ પુરૂષોજ દેશનું નખોદ વાળે છે. ખરેખર, આર્યભૂમિની બાળાઓ દેવીઓ છે, પરંતુ આ પશુવૃત્તિવાળા પુરૂષ પિશાચોએ સમજવું જોઇએ, એટલુંજ નહીં, પણ પોતાની નિર્દોષ પત્નીઓને રસિક અને પ્રેમી બનાવવી જોઇએ. અરેરે, એજ નરાધમ નરપિશાચો પોતાની પત્નીને ધર્મપત્ની નહિ પરંતુ વેચાતી લીધેલી લુંડી લેખે છે. હરિ, હરિ, જ્યાં એવી

માન્યતા હોય કે સ્ત્રી એટલે ગૃહકાર્યના બોજો ઉપાડવા ખરીદેલી ગુલામડી! સ્ત્રીઓ એટલે અજ્ઞાનતાના નમુનાઓ! સ્ત્રીઓ એટલે સંતતિની વૃદ્ધિ કરનાર સંચાઓ! સ્ત્રીઓ એટલે પિશાચ જેવા પુરૂષોની પશુવૃત્તિઓ સંતોષવાનાં સાધનો! બસ હદ થઈ; જ્યાં ભવિષ્યની પ્રજાની માતાઓની આવી તુલના કરવામાં આવે ત્યાં પરિણીત જીંદગીનો ખરો આનંદ ક્યાંથી હોય? હજારો ધિક્કાર હજો એવા સ્વાર્થી ગણત્રી કરનાર પુરૂષો પર! હરિ, હરિ, જ્યાંસુધી દેશમાં આવી અનિષ્ટ માન્યતાઓ હોય, ત્યાંસુધી દેશનો ઉદ્ધાર કેમ થાય? એક વખતના સંપૂર્ણ જાહોજલાલી અને વિદ્વતામાં આગળ વધેલા આર્યદેશની હાલ કરતાં પણ વધુ અધોગતિ આવા વિચાર અને આવી માન્યતાથીજ થાય છે અને થશે.

" Men are we and must grieve whenever the shade of that which once was great is passed away. "

પરદેશ માટે પણ આવી ખેદની લાગણી પ્રદર્શીત થાય તેવું એક મહાન કવિનું વાક્ય યાદ આવતાં રતિલાલ જેવા સ્વદેશ પ્રેમીની આંખમાંથી બે ચાર અશ્રુ બિન્દુઓ ટપકે તો તેમાં કાંઇ નવાઇ નહિ. ઉપરના સર્વ દેશીય વિચારો કરતાં રતિલાલની આંખ અંતે મળી ગઇ.

આશરે એક કલાકમાં સર્વ ગૃહ કાર્ય આટોપી, રતિ શયન-મંદિરમાં આવી. વસ્ત્ર બદલીને પલંગ પાસે જતાં પતિદેવને ન જોતાં

બ્હાર જરૂખામાં આવી. જુએ છે તો પતિ શાંત નિંદ્રસ્થ છે. પતિદેવનો મુખચંદ્ર અને આકાશનો ચંદ્ર બંને સામસામા આવ્યા છે. પ્રેમીબાળા આ બન્ને ચંદ્રની તુલના કરતી હોય તેમ એક બીજા તરફ દ્રષ્ટિ ડોલાવતી ઉભી રહી. ચંદ્રપ્રકાશમાં વિચારોની રમણિય છાયાવાળું પતિદેવનું મનોહર મુખાર્વિંદ તેને ઘણુંજ સુન્દર લાગ્યું. તેના મનમાં શંકા ઉદ્દભવી કેઃ—"શ્રી કૃષ્ણ પ્રભુનું મુખાર્વિંદ પણ આવું હશે કે કેમ ?" પતિના પગ આગળની ફરસ પર આસ્તેથી આ પ્રમાળ યુવતી બેસી ગઇ ને અનેકવાર ઉભરાતા અંતઃકરણે પ્રેમપૂર્વક પતિદેવને પ્રણામ કર્યા. પછી ધીમેથી પતિના પાય ખોળામાં લઇને મૃદુ કર વતી પતિદેવની ચરણસેવા આરંભી. વચ્ચે વચ્ચે પ્રેમના ઉભરાથી પતિના અંગુઠે ચુમ્બન કરતી, પતિ પાસેથી શીખેલાં સ્નેહકાવ્યો ગગણતી હતી. આ વ્યવસાય પાએક કલાક ચાલ્યો અને રતિનું મગજ વિચાર તરંગોમાં તરવા લાગ્યું. "અહાહા પ્રભુ ! ગૃહે ગૃહે આવા પતિઓ હોય તો હિંદમાતાની હજારો બાળી-કાઓનાં કકળતાં અંતર શાંત થાય. અરેરે, જુઓને, રસિકા બ્હેનને થોડું દુઃખ છે ? લક્ષ્મીને તે શું ઓઢે કે પાથરે ? પ્રેમ ઝંખતી પ્રેમ પંખિણીઓને પુરૂષો નિર્દય થઇ, તરફડાવે, રીબાવે, સતાવે તો પછી અધર્મ ને અનાચાર કેમ ન થાય ? હજારો બાળાઓ સમજુ ને શાણી હોવા છતાં કુચ્છંદી પતિઓને પાલવે પડી કુચ્છંદ શિખે છે, અધર્માચરણો આદરે છે. અને પાપની પ્રતિમાઓ બને છે. હે પ્રભુ, મ્હારા પતિ જેવા પ્રેમી પતિઓ મ્હારી દેશભગિનીઓને અર્પજે ! નાથ, આપ તો સાક્ષાત દયા અને પ્રેમની પ્રતિમા છો." કહી પૂર્ણ પ્રેમથી પતિના મુખ ચંદ્રને અનિમિષ નયને જોઈ રહી.



દષ્ટીને ડોલાવતી ઉભીજ રહી. પ્ર. ૯.

મનોરંજન પ્રેસ, મુંબઇ.

વળી બોલી, "નાથ પૂર્વ જન્મે મ્હેં શાંએ પુણ્ય કર્યાં હશે કે આપ સરખા દૈવી પતિની પ્રમદા થવાનું ભાગ્ય પ્રાપ્ત થયું. હે પ્રભુ, ભવોભવ આજ પતિદેવની ચરણરજ દાસી બનાવજે.”...... “પરંતુ મ્હારૂં સૌભાગ્ય કોણ જાણે કેવું એ હશે? મ્હારા પ્હેલાં એ........” ભયંકર વિચાર આવ્યો અને એકદમ “હાય, હાય, નાથ!” એમ પોકારી ઉઠી અને બેફાટ રડવા લાગી. રતિના આર્તનાદથી રતિલાલ સફાળો જાગી ઉઠયો ને બ્હાવરો બની પૂછવા લાગ્યો:—

“રતિ, રતિ, આટલું બધું શું છે?” રોતી રતિનો કર ગ્રહી ઉઠાડી. રતિ પતિને ગળે વળગી પડી ને ખભા ઉપર મસ્તક નાંખી બેસુમાર રુદન કરવા લાગી. વળી રતિલાલ મનાવા લાગ્યો:–“રતિ, ગાંડી, કહે ત્હને શું થાય છે? શામાટે આટલું બધું રુદન કરે છે? ચાલ, ગાંડપણ મૂકી દે. વ્હાલી છાની રહે.” રતિની પીઠે હાથ ફેરવવા અને દિલાસો દેવા લાગ્યો તોએ રડતી રતિ છાની રહી નહિ. વળી રતિલાલ બોલ્યો:–“રતિ, આમ શું ઘેલાં કહાડે છે? છાની રહે, નહિ તો હું ત્હારી સાથે નહિ બોલું. રતિ જો હું ત્હારી સાથે રિસાઇશ.” આ છેલ્લા પ્રયોગે અમલ કર્યો ને રડતી રતિ બોલી:– “નાથ. ક્ષમા કરો, હમણાં મ્હને થોડું રડી લેવા દો.” કહી રતિલાલની છાતી પર મસ્તક મૂકી થોડો સમય અનહદ રુદન કર્યું. રતિલાલ પ્રેમથી માથું પંપાળતો બેસી રહ્યો; કારણકે તે જાણતો હતો કે જ્યારે જ્યારે રતિનું અંતઃકરણ ભરાઈ આવે છે ત્યારે ત્યારે આમજ કરે છે. વળી તે સારી રીતે સમજતો હતો કે પ્રેમીજનનાં

અંતર આમજ ઉભરાય છે. અને રતિ છાની રહી. તેને રતિલાલે કહ્યું: "જા ઘેલી, મ્હોં ધોઈ આવ."

રતિએ અંદર જઇ મ્હોં ધોઇ સાફ કર્યું, પછી પાનનો ડબો લઇ પાછી જરૂખામાં આવી. ખુરસી નજીક પડેલા એક ન્હાના ટેબલપર બેઠી ને પાન બનાવવા લાગી. રતિલાલે રતિનું મુખારવિંદ તિરછે નયને નિહાળ્યું. રતિ મધુર સ્મિત કરી નીચું જોઇ ગઇ. આ ક્ષણે જો કોઈ ચિત્રકાર હાજર હોત તો જરૂર એ દશ્ય તેના ચિત્રપટ પર આલેખત. પરંતુ અફસોસ ! કોઇ ચિત્રકાર હાજર નહોતો, છતાં પણ પરમાત્માએ પ્રેમીઓની પ્રેમલીલા નિરખવા મૂકેલો દૂત ચંદ્ર, તો આ જોઇને મલકાતો હતો અને વધુ પ્રકાશિત બનતો હતો. રતિએ પાન બનાવી સ્વહસ્તે પ્રિયતમના મુખમાં મૂકયું અને એક પોતે આરોગ્યું. રતિલાલે વાત છેડી:–

"રતિ, વ્હાલી, કહે શા માટે રડતી હતી ?"

"કંઇ નહિ, વ્હાલા, જવાદોને એ વાત." રતિએ સ્મિત ભર્યા વદને કહ્યું.

"નહિ, કહે વ્હાલી ! શું મ્હારાથી એ ગુપ્ત છે કે ?" રતિલાલે આગ્રહ કર્યો.

"વ્હાલા, કહું ? બળી એ વાત ! જુઓ, આપને ખરાબ લાગે છે નહિ વારૂ ? લો સાંભળો ત્યારે;–હું આવી ત્યારે આપ નિદ્રાધીન થયા હતા. હું આપની ચરણ સેવા કરવા લાગી, ત્યાં વ્હાલા, હૈયું હેલારે ચડયું ને પ્રેમ ભરતી આવી, તેથી પરમાત્મા પાસે આપની

ચરણુ સેવા જન્મો જન્મ યાચી, પણુ મર્કટ જેવું મન શંકાશીલ બન્યું ને સૌભાગ્યમાં શંકા થઇ, એટલે વ્હાલા ! પછીથી રડી જવાયું. બસ, રડવાનું આજ કારણુ થયું. હવે જુઓ, મ્હેં કહ્યું ને?" રતિએ પુનઃ મધુર સ્મિત કર્યું ને પતિના હસ્ત પર ચુમ્બન દાન દીધું.

"ગાંડી, એવા ઘેલા તર્ક કરતાં હોઇશું કે? જો રતિ, તું તો બહુ ઘેલી થતી જાય છે!" કહી રતિલાલ ઉઠયો, સાથે રતિ પણુ ઉઠી. તેને બાથમાં લઈ પોતાના જમણા હસ્ત પર નમાવી મુખારવિંદને ઉંચુ કરી જાણે આકાશમાંની શશિકળા સાથે સરખાવતો હોય તેમ અ-નિમિષ નયને નિહાળવા લાગ્યો; ને રતિ પણુ ઈન્દુ કલા હોય યા તો વ્યોમમાં અધર વિહરતી મેઘને વિંટાએલી કોઈ વિદ્યુત રેખા હોય તેમ વ્હાલાના વ્હાલ ભર્યા હસ્તમાં લટકીજ રહી; રતિલાલે રતિના ભાલ પ્રદેશ પર એક અલૌકિક, અપ્રતિમ, મધુર ચુમ્બન કર્યું રતિ પ્રિયતમની ગ્રીવામાં પુષ્પમાળ સમ વીંટળાઈજ રહી. અહાહા ! આતો બહુજ મનોહર ને રમણિય; 'દુર્લભ પળનું વિરલ દર્શન' હતું. હે ચંદ્ર ! અમોને ત્હારી ઈર્ષા થાય છે. રોજ નિશાએ આવાં કેટલાંએ રમણીય દશ્યો તું નિહાળતો હોઇશ !

આમ આ રસિક પ્રેમી જોડું ચંદ્ર કિરણુમાં પ્રેમપાન કરતું ત્યાંજ થંભી ગયું. અલ્પ સમય બાદ રતિ બોલી, "નાથ રાત્રિ ઘણી ગઇ છે, હવે તો ઠંડો પવન વાય છે!" "હા ચાલો," રતિલાલે કહ્યું. બન્ને એક બીજાના કર કટી પ્રદેશ પર વિંટાળી અંદર શયનગૃહમાં-ગયાં. રતિએ પતિદેવની ચંદન અર્ચિત પૂજા આદરી. મનોહર સુમન

પુષ્પની માળા આરોપી. એક ચાંદીની રકાબીમાં કર્પુર સળગાવી પ્રેમથી પતિદેવના આરતી ઉતારી. આશરે પાએક કલાકમાં આ પતિ સેવા સમાપ્ત થઇ, એટલે રતિ સર્વ સાહિત્ય યથાસ્થાને મૂકી પ્રેમથી પતિની સ્નેહાળ સોડમાં સમાઈ ગઇ.

વાચક બન્ધુ! આ વ્યવસાય જોઇ નવાઇ પામવા જેવું કાંઇ નથી કારણુ આતો રતિનો નિત્ય નિયમ હતો. પરમ કૃપાળુ પરમાત્મા જો સર્વ સ્થળે આવી સુખી સ્નેહાળ સારસની બેલડીઓ પ્રકટાવે તો આ અસાર સંસાર સ્વર્ગમય બની જાય.

## પ્રકરણ ૧૦ મું.

### ધર્મના નામે ધતિંગ.

'ગુરૂ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
ધન હરે પણુ ધોખા ના હરે. એ ગુરૂ શું કલ્યાણુ કરે.
( અખો. )

આજે દેવશયની એકાદશીનો મહોત્સવ છે. શ્રી મોહમયીના ભાવિક વૈષ્ણુવ ભક્ત જનોનો માધવબાગ યાને લક્ષ્મીનારાયણુના મંદિર પર ભારે દરોરો છે. આડે દહાડે પણુ આ મંદિરમાં સ્હવાર સાંજ મુંબાઈનાં શેઠ શેઠાણીઓ ઉભરાઇ જાય, તો પછી આજે આવા તહેવારના દિવસે દરમાંની કીડીઓ ઉભરાય તેમાં શી નવાઈ? સાંજના પાંચનો અમલ થયો છે. ઘણી સખ્ત ભીડ જામેલી

દ્રષ્ટિગોચર થાય છે. આ ભીડમાં પુરૂષો કરતાં પણ અંધ શ્રદ્ધાળુ સ્ત્રી વર્ગનો ભાગ વિશેષ જણાય છે. કેટલીક સ્ત્રીઓ સંપૂર્ણ શણુગાર સજી પોતાનાં વસ્ત્રાભૂષણો અન્યને દેખાડવાની ઇચ્છાથી, તો કેટલીક પોતાની સખીઓને સ્નેહથી મળવા, તો વળી કોઈ અભિસારિકાઓ અધીરાઇથી રાહ જોતાં રમણુને કરેલા વાયદા પૂર્ણ કરવા અને પ્રિય મુખનો વાર્તા વિનોદ અનુભવવા આવેલી, કોઇ પોતાનો દિમાક અન્યને દેખાડવા, તો કોઈ સામાના ભપકાને વખોડવા ટોળે મળેલી, જ્યારે કેટલીક વૃદ્ધ સ્ત્રીઓ ખાસ પોતાની કાચી ઉમરની સગી વ્હાલીઓને ગૃહ કંકાસનું શિક્ષણુ આપવા અને અન્યની કુટુંબ કથાઓ સાંભળવા આવેલી, આમ જુદા જુદા નિમિત્તે અત્રે આ સર્વ મહિલા સમાજ એકત્રિત થયો છે. જુઓ, દરવાજાના ખુણા ઉપર આવેલા પેલા લીમડાના વૃક્ષ નીચે ઉભેલી વૃદ્ધા પેલી અજ્ઞાન બાલિકાને કેવો બોધ આપે છે, તે જરા ધ્યાન દઇને સાંભળો, એટલે ખાત્રી થશે. તે કહે છે:–" મેર રાંડ, એમ ડરી જાતાં હોઇશું કે ? નણંદ કે સાસુના મ્હોમાં વાગે એવો સવામણુનો બોલ મારીએ અને લાગ આવે તો ખોટા ઢોંગ કરીને ફજેત પણ કરીએ ! મુઇ, તું તો જરાએ સમજતી નથી, કેમ હવે સમજીને ?" વ્હાલા વાંચક ! આવું શિક્ષણ પણ આ દેવ દર્શનની શાળાઓમાં અપાય છે ! લગભગ સેંકડે દસ ટકા મનુષ્યો જો શુદ્ધ અંતઃકરણથી દર્શનાર્થે આવતાં હોય તો સદ્દભાગ્ય ! આવીજ રીતે આજે પણ ત્યાં ગાડીઓ અને મોટરોની હાર લાગી રહી છે, ને જન સમૂહનો અવર જવર અતિશય છે.

મંદિરનાં પગથિયાં ચઢતાં ડાબા હાથ પર મંદિરના અંગેજ

એક મકાન છે. તેના ઓટલા પર દેવ સામગ્રી તૈયાર થાય છે. પાંચ સાતેક ભાવિક વિધવાઓ દેવ સેવામાં સજ્જ થએલી જણાય છે. કોઈ પુષ્પ માળાઓ ગુંથે છે, કોઇ સુગંધિત ચંદન તૈયાર કરે છે, કોઇ દેવના થાળ માટે શાક પાન સુધારે છે, તો વળી એક બે, પાસે બેઠેલા મંદિરના યુવાન ભૈયાજી સાથે વાર્તા વિનોદ પણ કરે છે. આજે દેવ મંદિરને વિજળીક રોશનીથી ખુબ શણગારવામાં આવ્યું છે. શ્રી લક્ષ્મીનારાયણની યુગલ મૂર્તિ તદ્દન શ્વેત સ્ફટીકની એવી તો અત્યુત્તમ કારીગરીનો નમુનો છે કે તેને જોતાં ગમે તેવા મનુષ્યનું હૃદય ક્ષણ ભર તો ભક્તિ ભાવથી નમી પડે. આજે આ મૂર્તિને એવા તો સુન્દર વસ્ત્રાલંકારથી અલંકૃત કરવામાં આવી છે કે તેની શોભામાં કાંઇ અલૌકિક વૃદ્ધિનો ભાસ થાય છે. આથી વિશેષ વર્ણન આ સ્થળ સર્વની જાણ બહાર ન હોવાથી અસ્થાને અને સમયના વૃથા ભોગે લેખાશે માની આપણે વાર્તામાં આગળ વધીશું. વાંચક ! અહીંથી આપણી આ નવલ કથાનું વળું બદલાય છે, એક જુદીજ દિશા ખુલ્લી થાય છે.

લગભગ એક માસથી એક છત્રીસેક વરસના મહાન કૃષ્ણ ભક્ત મહાત્મા આ મંદિરના જમણા હસ્ત પર સાધારણ બેઠા ઘાટના બંગલા જેવું મકાન છે અને જે મંદિરના જમણા હસ્ત વ્યાખ્યાન ગૃહ તરીકે વપરાય છે તેમાં આવી રહ્યા છે. ટુંક સમયમાં મુંબાઈની ધર્માંધ પ્રજાની મહારાજે સારી પ્રીતિ સંપાદન કરી છે. પુરૂષો તો કવચિતજ હોય છે, પરંતુ અજ્ઞાન સ્ત્રી સમાજની તો મહારાજના આગળ જબરી ઠઠ જામેલી રહે છે. મહારાજ કૃષ્ણ

કથામૃત ઉપરાંત વારંવાર વીણા અગર તો બંસી લઇ શ્રોતા જનોને હરિ ગુણગાન સંભળાવે છે. મહાત્માનો કંઠ ઘણોજ આહલ્લાદક અને મુખાકૃતિ ઘણીજ ચિત્તાકર્ષક છે. મૂર્ખ મહિલા મંડળ આ મહારાજને ભક્ત શિરોમણી નરસિંહ મહેતાના અવતાર તરીકે માને છે. મહાત્માશ્રી મસ્તક પર ગરદન બરાબર કાપેલી જટા રાખે છે. તેમાં સુગંધી નાંખી બરાબર ઓળી મધ્યે સેંથો પાડી શોભાવે છે. નેત્રોપર સોનાની ફ્રેમના ચશ્માં રાખે છે. ગળામાં તુળસીની માળા તથા હસ્તમાં બેરખો રાખે છે. પગનીપાની સુધી તો ગેરૂ રંગનો રેશમી અંચળો પરિધાન કરે છે, તથા પાદમાં શ્વેત પાદુકાઓ પરિધાન કરે છે. તદુપરાંત એમના ઉપભોગનાં અનેક સાહિત્યો અંદરના ખંડમાં રહે છે મહાત્માજી ખોરાકમાં બનતા સુધી મસાલા મિશ્રિત કઢેલું દુધ કે માવો અગર તો સુકો મેવો, સિવાય અન્ય વસ્તુ આરોગતા નથી. મહાત્માજીની શક્તિઓમાં એક સર્વોત્તમ શક્તિ તો એ છે કે તેઓ પોતે કેટલીક અલૌકીક અકસીર ઔષધીઓ રાંખે છે, અને જેનો ઉપયોગ તેઓશ્રી પરમાર્થમાં કરે છે. મહાત્માનો એક અરાઢ ઓગણીસ વરસનો શિષ્ય છે, તે ઘણો ચાલાક છે. જગત ભલે તેને શિષ્ય સમજે, પરંતુ આપણે તો ત્હેને જાદુગરના જંબુરા તરીકે ઓળખીએ તો વધુ બંધ બેસતું આવે!

મહાત્માને મુંબાઇમાં આવ્યે પાંચેક દિવસ થયા એટલામાં એક હંસા નામે પચીસેક વરસની બાળ વિધવા કે જે હરરોજ સવાર સાંજ મંદિરે આવતી હતી તે તેમની પ્રથમ ભક્ત થઇ અને હંસાનીજ ખટપટથી મહારાજનો મુકામ ઉપરોક્ત મકાનમાં આવ્યો. શરૂઆતમાં તો એમણે સામેની ધર્મશાળા સરખી ઓસરીમાં પધ્રવ

નાંખ્યો હતો. હંસાનો જન્મ એક સાધારણ ભાટીઆ કુટુંબમાં થયો હતો. એનો પતિ એના સત્તરમા વરસમાં, પાછળ સાધારણ રીતે સારી પુંજી મુકી ગુજરી ગયો. હંસાનાં સગાં સબંધીમાં એક ભાઈ છે, તે મુળજી જેઠા મારકીટમાં કાપડની દુકાન કરે છે. તેનો ધંધો સાધારણ સારા પાયાપર ચાલે છે. હંસા પતિના અવસાન પછી કાલબાદેવી પર આવેલા જે માળામાં તેઓ પ્રથમ વસતાં હતાં તેજ માળામાં પરંતુ બ્લોકને બદલે એક ડબલ રૂમમાં રહે છે. કવચિત્ ભાઈને ત્યાં પણ જાય છે. પતિ સેવાથી વિમુખ થયા પછીથી તે આજ દિન સુધી હંસાએ પોતાનો દેહ વલ્લભ મતના મહારાજોની સેવામાં અર્પણ કર્યો છે. હંસા બારીક મલમલનાં સફેદ વસ્ત્રો પરિધાન કરે છે, તથા અલંકારમાં ફક્ત પોતાની ધવલ-ગ્રીવામાં તુળસીની નાજુક માળા ઉપરાંત એક સુવર્ણનો છેડોજ રાખે છે. આજ દિન સુધી હંસાએ ગોસ્વામી મહારાજોની સેવા કરી હવે પોતાનો નશ્વર દેહ આ નવીન આગંતુક મનમોહક મહાત્માશ્રી અખંડાનંદની સેવામાં અર્પણ કર્યો છે. અત્રે આ હંસાની આટલી બધી ઓળખ કરવાનું પ્રયોજન એટલુંજ છે કે, એ પોતે સ્ત્રી વર્ગમાં હંસા ભક્તાણીના શુભ નામથી જાણીતી હોઇ તેણે આ મહાત્માનાં સર્વત્ર એવાંતો યશોગાન કર્યા છે કે તેઓશ્રીની સેવામાં મૂર્ખ વનિતાઓનું ટોળું ઉભરાઈ જવા લાગ્યું છે. હંસાએ, સુમનની અપર માતા ધનગૌરીને કાને આ મહાત્માના ચમત્કારની વાતો દરી, અને ધનગૌરી કે જે સંતાન પ્રાપ્તિ માટે ઘણા ઘણા વૈદ દાક્તર કરીને થાકી હતી, તેને આ મહાત્મા સંબંધીની વાત પર વિશ્વાસ આવ્યો. વળી સમય જોઇ હંસાએ વધાર્યું. " ધનગૌરી, તમને શી

ખબર ? આ મહાત્મા તો દૈવી પુરૂષ છે. મારણ, મોહન, વશીકરણ વગેરે સર્વ વિદ્યામાં પુરા પ્રવિણ છે. કેટલીએ જન્મભરની કકળતીઓને ત્યાં પારણાં બંધાવ્યાં, ને કેટલીએને પતિ સાથે મન મેળા કરાવ્યો." આવી આવી અનેક વાતો કરી ધનવાન ધનગૌરીને હંસાએ લોભાવીને, એક વખત મહાત્માની મુલાકાત લેવાનું કબૂલ કરાવ્યું. ધનગૌરી ઘણીએ વખત પોતાની મોટરમાં બેસી માધવબાગમાં પુર ભભકામાં પોતાનો દિમાક અન્યને દેખાડવા આવતી. આજે એકાદશીનો અવસર હોવાથી એણે હંસાને અખંડાનંદનાં દર્શને આવવાનું વચન આપ્યું હતું; હંસાએ ખાનગી મુલાકાત કરાવવાનું કબૂલ કર્યું હતું. ભક્તાણીએ સવેળા આવી મહારાજને પાઠ ભણાવી મૂકયો હતો. ટુંકામાં આ ભગવાં વસ્ત્રમાં છુપાએલા વ્યભિચારી ભામટાની અને આ કુલટા વિધવાની એક ગાંઠ હતી. તેઓનો વિચાર ધનગૌરીને શીશામાં ઉતારી મન માનતી લક્ષ્મી પડાવવાનો હતો.

આશરે છ વાગ્યાને સુમારે એક સુશોભિત મોટરકાર પુર દમામમાં માધવબાગના દરવાજામાં દાખલ થઇ. મોટર આવી ઉભી રહી કે બાજુપરથી એક યુવાન છોકરો નીચે કુદી પડયો ને મોટરનું દ્વાર ઉઘાડયું. અંદરથી એક પચીસેક વરસની ઉમરની લાવણ્યવતી યુવતી ઉતરી. તેણે પગમાં સફેદ ઉંચી એડીનાં વિલાયતી બુટ તથા રેશમી મોજાં પ્હેર્યાં છે. ગુલાબી રંગની પારસી ફેશનની પારસી ધાટે ચીનાઈ સાડી પ્હેરી છે. ખુલ્લા ગળાનું ફેન્સી લેસ કામ કરેલું બદામી રંગનું પોલકું પ્હેરેલું છે. ગળામાં હિરાનો નેકલેસ તથા એક મોતીનો કંઠો ધારણ કરેલો છે. હાથમાં મોતીનાં મૂલ્યવાન

કંકણો છે તથા વામહસ્તના કાંડા પર એક સુવર્ણનું નાજુક ઘડી-આળ હાથને વિશેષ શોભાવી રહ્યું છે. ટુંકામાં આ યુવતિ જેને હાલમાં જગત સાવ સુધરેલી માને છે તેવી સ્ત્રીનો ભાસ પાડતી હતી. આજ સુમનની ઉચ્છૃંખલ અપર માતા ધનગૌરી છે. મંદિરનાં પગથિયાં નજીક આવતાંજ સાથે ચાલતા નોકરે નીચા વળી બુટનાં બટન ખોલ્યાં એટલે બાઈ સાહેબ પુરદિમાકથી દર્શનાર્થે સભા-મંડપમાં દાખલ થયાં, ને ચાંદીની સાંકળીએ લટકતા ચાંદીના વાટ-વામાંથી અર્ધો રૂપીઓ કહાડી રૂઆબથી ગોલખમાં નાખ્યો ને સ્હેજ માથું નમાવ્યું. બાદ ત્યાંથી અખંડાનંદના દર્શનાર્થે સીધાવ્યાં. ધન-ગૌરીને પગથિયાં ચડતી જોઈ હંસા ઉઠી, સામી ગઈ અને "પધારો ધનગૌરી બ્હેન" કહી માનપૂર્વક હસ્ત ગ્રહી લઇ આવી અને મહા-રાજની બાજુમાંજ બિછાવેલી ચટાઇ પર આસન આપ્યું, સાથે પોતે પણ સ્થાન લીધું. મહાત્માને ધનગૌરીએ બેસતાંજ પ્રણામ કર્યા. આ સમયે મહાત્મા બંસીધર પ્રભુનાં ગુણગાન કરતા હતા. ધનગૌરી અનિમિષ નયને મોહક મુખને નિહાળી રહી, એને હંસાની વાતમાં સંપૂર્ણ વિશ્વાસ બેઠો. મહાત્મા પણ એમનાં ચશ્માામાંથી ધનગૌરીના રૂપનું દર્શનપાન કરતા હતા ને નેત્રો નચવતા હતા. થોડીવારે મહારાજનું સંગીત વિરમ્યું. હંસા ધનગૌરીનું ઓળખાણ કરા-વતી બોલી:—

"બાપજી, આ અત્રેના એક જાણીતા સોલીસીટરનાં પત્ની છે. તેઓ ઘણાં ધર્મિષ્ટ અને ભાવિક છે. સંત સમાગમ એમને અતિ પ્રિય છે."

"એમ કે ? એ તો અતિ ઉત્તમ સદ્‌ગુણુ ! સંત સમાગમ સર્વદા શુભ ફલદાયક છે. સમજ્યાંને બાઇ, સાધુઓનો સંગ મોક્ષ-દાઇ છે. એથી સર્વ કષ્ટનું નિવારણુ થાય છે." મહાત્માશ્રી અખંડા-નંદે મંગળાચરણુ કરતાં ઉપદેશ દેવા માંડયો.

"હા બાપજી, આપનો સદ્‌ઉપદેશ બરાબર છે ! ધનગૌરી બ્હેન સ્વભાવે ઘણાં સુશીલ છે. તેઓ ઘણાં શ્રધાળુ છે." હંસાએ વળી વાત વધારી.

"મહાત્માઓનાં વચનમાં શ્રદ્ધા રાખનાર સર્વ વાતે સુખી થાય છે; ને શંકા કરનાર નાસ્તિકો નર્કે જાય છે; એ તો ધનગૌરી બાઇ ત્હમારી જાણુ બ્હાર નહિજ હોય ? જુઓ, મીરાંબાઇ સંત સંગતના પ્રતાપે ઝેરનાં અમૃત કરી શકયાં. રાણા જેવા દુષ્ટને પણુ અંતે સુધારી શકયાં. શ્રી કૃષ્ણુચંદ્રમાં પણુ એક રૂપ બની શકયાં. આ બધું શાથી ? શ્રદ્ધાથીજ. માટેજ કહ્યું છે કે શ્રદ્ધાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે, તે નાસ્તિક થવાથી નર્કે જવાય છે." મહાત્માએ કહ્યું.

"ધન્ય, ધન્ય, પ્રભુ ! જય ગુરૂદેવ !" હંસા મોટેથી પોકારી ઉઠી અને સાથે શ્રોતા મંડળમાંથી સ્ત્રીઓએ એ ગર્જના ઝીલી લીધી. વળી મહાત્માએ બંસી લઇ કૃષ્ણુ લીલાનું ગાન આદર્યું. અખંડા નંદના સંગીતમાં કૃષ્ણુનાં શૃંગારિક પદો સિવાય અન્ય કિર્તનને સ્થાનજ નહોતું.

" માને ત્હમારૂં તે તો ઘેલડી,
છબીલા છેલા કહ્યું માને ત્હમારૂં તેતો ઘેલડી.
વાટે ને ઘાટે મોરી આડે શીદ આવી ઉભા,
આઘા રહોને, દેખશે સાહેલડી...... છબીલા.
શાને કાજે કહાવ્યું હતું મને દૂતિ સાથે,
ખોળવી હતી જ્યારે છેલડી...... છબીલા.
હું શું જાણું જે મ્હોંએ મીઠા અંતરે જુઠા,
જાણે જે હોય મન મેલડી...... છબીલા.

× × × × +

દયાના પ્રિતમ તમને ઝાઝુ તે શું કહીએ.
ઓળખોના એરંડો કે શેરડી...... છબીલા.

શ્રી કૃષ્ણ કિર્તનના શૃંગારિક પદો એક પછી એક ચાલ્યાં. સ્ત્રીઓ આવે, બેસે ને વળી કોઇ જાય એમ અવર જવર ચાલુજ રહ્યો. આશરે અર્ધો કલ્લાક થયોને ધનગૌરી કંટાળીને તૈયારી કરતી બોલી:–" હંસા બ્હેન, હવે હું જઇશ આવી ધમાલમાં કાંઇ વાત ન થાય ! "

" બેસો બ્હેન, આમ ઉતાવળે આંબા ન પાકે ! હું મહારાજને વાત કરૂં છું." હંસાએ કહ્યું.

ગરજ સમ અન્ય કાંઇપણ વિશેષ ગણ્યું નથી તેમાં વળી ધનગૌરી જેવી ઉર્જ્જખસ ને તો કહેવુંજ શું ? મહાત્મા અખંડા-

નંદનું મોહક મુખારવિંદ જોતાંજ એની આંખ ઠરી હતી એટલે બેઠી. મહાત્મા પણ વારંવાર હંસા અને ધનગૌરી પ્રત્યે નયનશર સાંધતા હતા એટલે તેઓ સમજી ગયા ને સંગીત સમેટયું, ને શિષ્યને બૂમ મારી, "રાધા કિશન, એ રાધા કિશન!" "જી મહારાજ!" કહેતો શિષ્ય આવીને ઉભો રહ્યો.

"આ સર્વ મંડળને પ્રસાદ વ્હેંચો." મહાત્માએ કૃપા કરી,

પ્રસાદમાં પેંડાજ હતા. આજે એકાદશી હોવાથી સ્હવારથી અત્યાર સુધીમાં મહાત્માના ચરણે અર્ધા મણને આશરે પેંડા પ્રસાદમાં આવ્યા હતા. એકે એકે ભક્ત મંડળ વેરાવા લાગ્યું. સર્વ ગયા, પરંતુ હંસા અને ધનગૌરી બેસીજ રહ્યાં. મહાત્મા અંદરના ઓરડામાં ગયા. ત્યાં જરા મુખમાર્જન કર્યું, બાદ અરિસામાં સ્વમુખ નિહાળી કેશ સમારી એક ગાદી પર આસન કર્યું, ને બોલ્યા: "હંસાદેવી, અંદર પધારો. હવે આપણે નિરાંતે વાત કરીએ.

"જી બાપજી, ચાલો ધનગારી!" કહી બન્ને ઉઠયાં અને અંદર આવી ગાદી નજીક બેઠાં. શિષ્ય બ્હાર આવી ઓટલા પર બેસી ભાવિક દર્શનાભિલાષીઓની ધમાલ નિહાળવા લાગ્યો. મહાત્માએ મંગલાચરણ કરતાં કહ્યું, "ધનગૌરી આપને બોટી થવું પડયું તે માટે દિલગીર છુ; કારણ શ્રદ્ધાપૂર્વક ભાવથી આવતાં ભાવિક સજ્જનોનો મ્હારાથી અનાદર કેવી રીતે થાય વારૂ?" મધુર સ્મિત કરી મહાત્માએ ધનગૌરી પર એક નયનશર છોડયું.

"મહારાજ હું આપનું એ કારણ ન સમજું એટલી અજ્ઞાન

નથી? મ્હારો અવિવેક ક્ષમા કરશો." કહી ઉછૃંખલ ધનગૌરીએ નયનશરનો ઉત્તર નયનશરથી આપ્યો.

"વારૂ. ધનગૌરી, બોલો, જે શંકા હોય તે સુખેથી પૂછો હું એનો બરાબર ખુલાસો કહીશ. હાં, પરંતુ હું એક પ્રશ્ન પૂછું છું કે આપને મહાત્માઓનાં વચનમાં શ્રદ્ધા તો છે ને?" સાધુએ શઠતા આદરી.

"હા બાપજી, સંપૂર્ણ શ્રદ્ધા છે." ધનગૌરીએ સસ્મિત ઉત્તર આપ્યો.

"લો આ પાન આરોગો!" કહી શઠે પાસેની રકાબીમાંથી પાન આપ્યું ને ધનગૌરીએ આરોગ્યું. પાન ઘણુંજ સ્વાદિષ્ટ હતું કારણ કે તેમાં કસ્તુરી મીશ્રિત ગોળીઓ હતી. વળી અખંડાનંદે પાછો પ્રશ્ન કર્યો, "કેમ પાન ઠીક છેને?"

"હા મહારાજ આપનો પ્રસાદ, તેના સ્વાદની શી વાત?" ધનગૌરી સલજ્જ ભાવે બોલી- તેને રોમાંચ થયાં તે પુરેપુરી લોભાઈ ગઈ. ત્યાં હંસા વચ્ચે બોલી ઉઠી:–

"બાપજી, આ મ્હારા ધનગૌરી બ્હેન સર્વ વાતે સુખી છે, પરંતુ દિલગીરી માત્ર એટલીજ છે, કે મહારાજ, એમને પેટે કાંઈ સંતાન નથી. એમને એ એક મહાન ચિંતા છે. અનેક ઉપાયો કર્યા પરંતુ કાંઈ પણ ફાયદો થયો નહિ!"

"હા, હા, હા, હા," મહારાજે હાસ્ય કર્યું; "હંસા, તમે

હજુ અજ્ઞાન છો ! પરમ કૃપાળુ સૃષ્ટિ કર્તાની ઇચ્છા વિના એ કાર્ય થતુંજ નથી ! તો પછી શું ઇશ્વર ઇચ્છાને તમારા વૈદ દાક્તરો કે ઔષધિઓ ફેરવી શકે છે વારૂ ? પ્રભુને તો પ્રેમથી રીઝવવા જોઇએ. ધનગૌરી, મુંઝાશો ના, શ્રદ્ધા રાખો, ને મહાત્માની સેવામાં તન મનથી મંડયાં રહો. પ્રભુ સર્વ વાતે શુભ કરશે. હંસાદેવી, જરા મંદિરના ઘડીઆળમાં જોઇ આવોજોઇએ કેટલા વાગ્યા છે ! સમય તો શુભ છે !" કહી શઠ સાધુએ હંસાને ઇસારો કર્યો ને તે ગઇ વળી મહાત્માએ ચલાવ્યું:-

" કહો ધનગૌરી શી ઇચ્છા છે ? મ્હારામાં વિશ્વાસ રાખશો તો જરૂર હું આપને એક પુત્રરત્નની પ્રાપ્તિ કરી આપીશ. તમને માસિક અટકાવ તો બરાબર આવે છે ને ?" વૈદકના અભ્યાસીએ પ્રશ્ન પૂછ્યો ને ખાત્રી કરવા માંડી.

" ના બાપજી, બરાબર નિયમિત નહિ." બેશરમ અબળા બોલી.

" વ્હેલો મોડો થતો હશે, દુઃખાવો પણ હશે, ને વળી રજો દર્શન અલ્પ હશે નહિ વારૂ ?" પુનઃ શઠે પ્રશ્ન કર્યો.

" હાજી, વ્હેલો મોડો થાય છે, દુખાવો નહિ પરંતુ પેઢુમાં પીડા ઘણી થાય છે. રજોદર્શન ઘણુંજ હોય છે અને લાંબો વખત રહે છે." ધનગૌરીએ સ્પષ્ટ ખુલાસો કર્યો.

" ફીકર નહિ, સર્વ વાતે શુભ થશે. હું તમોને આ ગોળીઓ

આપું છું તે દિવસમાં ત્રણ વખત પાન સાથે ખાજો અને આ ભસ્મનું પેડુ પર લેપન કરજો. આ તાવીજ છે તે ગળામાં ધારણ કરી રાખજો. હાલ આટલું બસ છે. આપને માટે આગળ પર હું સમાધિ પ્રયોગ કરીશ." મહાત્માએ અજ્ઞાન અબળા પર સંપૂર્ણ સત્તા જમાવી.

"બાપજી, મ્હારે ખાતર આપ જેવા મહાન પુરૂષને આટલી બધી તસ્દી." ધનગૌરીએ સસ્મિત કહ્યું.

"એમાં તસ્દી શાની ? એવી અજ્ઞાનની વાત મા કરો. આપણે સર્વે શ્રી કૃષ્ણચંદ્રની મહામાયાનાં અંગ છીએ, હું અને તમે એક છીએ, "**आत्मवत् सर्व भूतेषु**" વળી સત્ય કહું તો આપને જોતાંજ મ્હારા હૃદયમાં કોઇ અનેરો ઉભરો આવે છે!" શેતાને શઠતા આદરીને લંબાવ્યું. "લાવો, ધનગૌરી, આપને તાવીજ મ્હારા સ્વહસ્તે હુંજ પ્હેરાવું." કહી વ્યભિચારી વૈરાગીએ ધનગૌરીનો હસ્ત ખેંચ્યો. ઉછૃંખલ અબળા વિના સંકોચે ગાદી નજીક આવી. તેને પુરૂષ સ્પર્શથી રોમાંચ થયાં, તે શઠ સાધુએ જોયાં ને બોલ્યો:— "કાં, આપ કંપો છો ? શું શીત આવ્યાં છે ?" કહી વળી વધુ નજીક ખેંચી, ને ધનગૌરીની ગૌરગ્રીવા ખુલ્લી કરી તે પર તાવીજ લટકાવ્યું. લટકાવતાં જાણીબુજી ઉર્ધ્વ ઉરો ભાગને સ્પર્શ કર્યો. આથી મૂર્ખ વનિતા મહાત્માની કૃપા મળી એમ સમજી તેને આનંદનાં રોમાંચ થયાં.

"કાં આપ હજુએ કંપ અનુભવો છો !" ધનગૌરીનો વાંસો પંપાળતાં મહાત્માએ કહ્યું.

આ બધો પ્રસંગ વિલાસી વનિતા સમજી તો ગઇ, પરંતુ રો સાથે છુટથી વર્તનાર મહાત્મા જેવા મનમોહક મનુષ્ય સાથે થાય તો તેમાં કાંઇ નવાઈ નહિ. આમ દસેક મિનિટ ચાલ્યું; થી મહાત્માએ ધનગૌરીને ભુજ બંધનમાં લીડી. "ધનગૌરી, રૂં સંપૂર્ણ કલ્યાણ થાવ!" કહી અશિષમાં એક મધુર ચુમ્બન દીધું. મૂર્ખ ધનગૌરી પોતાને મહાન ભાગ્યશાળી સમજવા ી. અને બીજે દિવસે બપોરના ભોજનનું નિમંત્રણ આગ્રહપૂર્વક ઉઠી.

"ધનગૌરી શ્રદ્ધા રાખજે!" કહી મહાત્માએ પેંડાનો ભરેલો યો પ્રસાદમાં આપ્યો.

બ્હાર મોટર રાહ જોતી ઉભીજ હતી, ધનગોરીને લઇ મોટર સ્ય થઈ, એટલે હંસા અંદર દાખલ થઇ. બન્ને ખૂબ જોરથી વા લાગ્યાં. મહાત્મા બોલ્યા હંસા. પોબાર!"

ધિક્કાર હજો આવાં ભગવાં લજાવનાર ભામટાઓને! આવા ક ભામટાઓ ભારતનું નખોદ વાળે છે. દેશની અધોગતિ કરનાર ા ધર્મને ઓથે દંભ કરનાર દાંભિક ધુતારાઓજ છે.



# પ્રકરણ ૧૧ મું.

## ચંદનદાચની ચતુરાઇ.

" ભળે વધાર ભાતમાં લગારજો લવિંગનો,
ટળે ન તે ટાળતાં જેમ હોય ગંધ હિંગનો;
સફેદ વસ્ત્ર શ્યામ થાય શ્યામ રંગ સંગમાં,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં."

( સ્વ. કવિ દલપતરામ. )

દરરોજના નિયમ કરતાં આજે રમણલાલને કાંઇક વિશેષ નિદ્રા આવી. લગભગ આઠેક વાગ્યા પછી ઉઠયો, ને મુખમાર્જન કરી પાછો શયન ગૃહમાં આવ્યો. એકાદ નવલકથાનું પુસ્તક લઇ વિરામાસન પર આડો પડયો, ત્યાં તો રાત્રિનો સઘળો બનાવ નેત્ર સમક્ષ ખડો થયો. પિતાજીનો ઠપકો, પોતાનો પશ્ચાતાપ, રતિલાલનો સ્નેહ ભર્યો સદુપદેશ, અને રસિકાનો વિશુદ્ધ પ્રેમ આ બધા બનાવો તેની આંખ આગળ તરવરવા લાગ્યા આ સર્વ પ્રસંગો વિચારતાં પોતાને અધમમાં અધમ દશામાંથી ઉચ્ચ પદની પ્રાપ્તિ થઇ હોય તેમ સમજવા લાગ્યો. પોતાનો ઉદ્ધાર થયો માન્યો. અને રસિકાને શુદ્ધ અંતઃકરણથી અનેક ધન્યવાદ આપવા લાગ્યો. પોતે નર રાક્ષસમાંથી એ સાધ્વીના પ્રતાપે દેવ બન્યો છે એમ માની વિચારવા લાગ્યો " અરેરે, રસિકા, ત્હારા જેવા નિર્દોષ પ્રેમ પમરાવતા ગુલાબ પુષ્પ પર હું કુહાડારૂપ

હતો. દેવી, ત્હને બહુ દુભવી, વ્હાલી, ક્ષમા; દેવી, ક્ષમા, પ્રભુ ક્ષમા કર! આમ થોડો સમય સંપૂર્ણ પશ્ચાતાપના ઝરણુમાં સ્નાન કરી શુદ્ધ થયો એમ સમજી ઉઠયો ને રસિકાનું કબાટ ઉઘાડયું. કબાટની અંદરનો પુસ્તક સંગ્રહ જોઇ વળી વિચારમાં પડયો; રસિકા, ત્હેં આટલો બધો અભ્યાસ કર્યો છે, ને મ્હેં કાંઈ ન કર્યો!" એક બે ઉષ્ણુ અશ્રુ બિન્દુઓ ટપકી પડયાં. પુસ્તકો ઉથામી ઉથામીને જોવા લાગ્યો. સર્વ સાહિત્યના પુસ્તકોનોજ સંગ્રહ હતો. ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજી આદિ ભાષાઓમાં અગ્રગણ્ય ગણાતા મહાન લેખકોના અત્યુત્તમ લેખોનો એ એક મહાન સંગ્રહ હતો. "કલાપીનો કેકારાવ" કે જે પૂર્વે ચંદનદાસની સંગતે વિલાસપ્રિયતા શીખ્યો હતો તે સમયમાં વાંચેલો તે લીધો. માંહીથી કેટલાંક પાનાં આમ તેમ ફેરવ્યાં ત્યાં "પ્યાલાને ઠપકો" એ નામનું કાવ્ય આવ્યું, ને તે વાંચ્યું. પૂર્વે સર્વ કાવ્યોના ઉલટા અર્થ કરેલા, સાકી, પ્યાલો, શરાબ, માશુક આદિ શબ્દ પ્રયોગોના સામાન્ય અર્થ લઇ પોતાના મનસ્વી વિચારોને ઉત્તેજન આપેલું, તેજ કાવ્યો આજે શુદ્ધ સાત્વિક, ભાવ પૂર્ણ લાગ્યાં. પોતેજ જાણે "પ્યાલાને ઠપકો" આપતો હોય તેમ ગાવા લાગ્યો. થોડુંક ગાયું ત્યાં હસ્તમાં રૂપાની રકાબી લઈ રસિકા શયનગૃહમાં દાખલ થઇ. સાડીનો ઘસારો સમજાયો ને સંગીત બંધ રહ્યું. રમણુલાલ ઉંચું જોઈને બોલ્યો "દેવી, હું દિવાનખાનામાં આવ્યો ત્યારે તું ત્યાં ન જણાઇ! વ્હાલી, ક્યાં હતી?" આ પૂર્ણ પ્રેમપૂર્વક ઉચ્ચારેલા ઉછળતા અંતરના ઉદગારો હતા.

"વ્હાલા હું રસોડામાં આપને માટે ચા તૈયાર કરતી હતી."

રસિકાએ પ્રેમપૂર્વક ઉત્તર આપ્યો ને પોતાને કૃત કૃત્ય થઇ માનવા લાગી.

" મહારાજ ઘણોએ કરત, ત્હેં શા માટે તસ્દી લીધી ? " રમણે પુનઃ વ્હાલ દર્શાવ્યું.

" નાજી, એમાં તસ્દી શાની ! મહારાજ તે મહારાજ, તે કાંઇ થોડીજ કાળજીપૂર્વક કરે ? ને વળી આપની સામગ્રી હું તૈયાર ન કરૂં તો કોણ કરે. " રસિકાએ એક દ્રાઇપોડ પતિની ખુરસી પાસે લાવી, તે પર હાથમાંની ચાંદીની રકાબી મુકી. રકાબીમાં કાંઇક થોડું નારતા જેવું તથા સાફ ચકચકીત ચીનાઇ પ્યાલામાં તદન દૂધની બનાવેલી ચા હતી; આ ઉપરાંત એક નાજુક ચાંદીની રકાબીમા ચંદન તથા સુમનની માળા હતી. રસિકાએ પૂર્ણ પ્રેમથી પતિદેવનું પૂજન કર્યું, ચંદન ચઢાવ્યું, પુષ્પમાળા પ્હેરાવી, ને અનેકવાર પતિદેવને પ્રણામ કર્યા તે બોલી " નાથ, આ નાસ્તો આરોગો, આપે સાંજે પણ કાંઇજ ખોરાક લીધો નથી. "

" અહા, વ્હાલી, મ્હારાપર તારો આટલો બધો ભાવ ! " કહી રમણે નાસ્તો લેવા માંડયો. ખાતાં ખાતાં તે બોલ્યો, " અહા, ઘણુંજ સ્વાદિષ્ટ છે. ચા ઘણીજ સરસ થઈ છે. લે વ્હાલી, થોડું તું પણ લે. "

" નાજી, આપ નાસ્તો કરી લ્યો, પછી જે વધશે તે હું લઇશ. " પતિવ્રતાએ પોતાનો ધર્મ બજાવ્યો ને પલંગની ધારપર

બેસાં પાન બનાવવા લાગી, ત્યાંતો રમણે મૂકેલા " કેકારવ " પર નજર પડી ને પ્રશ્ન કર્યો:—" વ્હાલા, આપ વાંચતા હતા ? "

" હા, રસિકા ! ઘણા સમયપર આ અત્યુત્તમ પુસ્તક વાંચ્યું હતું. પરંતુ તે કાળે અર્થનો અનર્થ ઘણો કર્યો હતો, આજે એક જ કાવ્યમાં ઘણો ફરક લાગ્યો ને કાંઇક સત્ય સમજાયું. " રમણે ખુલાસો કર્યો.

" એવું બહુવાર બને છે. વગર સમજે કે સમજાવનારના અભાવે જેઓ આવાં પુસ્તકો વાંચે છે તેઓ પોતાના માનસિક તરંગોને બંધબેસતો અર્થ કરી લે છે. ને પછી ઉલટી દિશામાં દોરવાય છે, નહિ વ્હાલા ? " રસિકાએ વિનોદ લંબાવ્યો.

" હા વ્હાલી, તું કહે છે તેમજ બને છે. જોને રાજવી કલાપીના ભાવો કેવા સર્વોત્તમ અને રસિક છે ! " રમણ બોલ્યો.

" હાજી, એમનાં ઘણાં કાવ્યો સુફીવાદી છે. એઓશ્રી પોતે એક મહાન સુફીવાદી મહાત્મા હતા. એમના કાવ્યોના અર્થ ઘણા ગૂઢ અને ગંભીર છે. " રસિકાએ વિવેચન કર્યું.

" રસિકા, સુફીવાદ તે શું ? " રમણે નાસ્તો પૂરો કરતાં પૂછયું.

" કાં વ્હાલા, આપને એ પંથની ખબર નથી ? ત્યારે આપે કેકારવ શી રીતે વાંચ્યો હતો ? શું એમને એમ વગર સમજ્યેજ !" રસિકાએ મધુર સ્મિત કરતાં કહ્યું. બાદ રમણલાલને પાન આપ્યું. પછીથી સીગારેટ સળગાવી આપી અને રકાબીમાં વધેલો નાસ્તો ખાવા લાગી.

"ખરેખર વ્હાલી, એમને એમ વગર સમજ્યેજ કેકારવ વાંચ્યો હતો ! મોજને ખાતરજ; ચાલ પ્રિયે, આજે તું સમજાવ" રમણે સંપૂર્ણ ભાવ પૂર્વક વિના સંકોચે કહ્યું. આજ દિન સુધી અરસિક રહેલા અને લંપટ બનેલા પતિએ પત્ની પાસેથી સાહિત્યનું શિક્ષણ લેવા માંડયું.

"વ્હાલા, સુફીવાદ, એ પ્રેમ લક્ષણા ભક્તિનું એક અંગ છે. આપણા વલ્લભ સંપ્રદાયના વૈષ્ણવો માને છે કે શ્રી કૃષ્ણ પ્રભુ તેજ એક પરમ પુરૂષ અને એના ભક્તો તે શ્રી કૃષ્ણ પ્રભુની ગોપિકાઓ છે. આ સુફીવાદીઓની માન્યતા કાંઇક અંશે વૈષ્ણવ મતના જેવીજ પરંતુ ઘણા બ્હોળા ને ગંભીર અર્થવાળી ભાવ પૂર્ણ છે. સુફીવાદીનાં મૂળ તત્વોનું બંધારણ એવું છે કે ખુદા—પરમાત્મા તે માશુક અને સુફીવાદી તેના આશક ઉપાસક છે. આશકરૂપે તેઓ માશુકના અંગે અંગનું યશગાન કરે છે. યશગાન કરતાં પ્રેમમાં મસ્ત બની જાય છે અને આમ અનંત મસ્તીમાં મઝા લેતા "અનલહક"—"અહં બ્રહ્માસ્મિ" એ પદને પામે છે. આવી રીતે સુફીવાદ પ્રેમ અને વેદાંત સાથે શીખવે છે, અને અંતે બ્રહ્મ જ્ઞાનની પ્રાપ્તિ કરાવે છે. સુફીવાદીના સંગીતમાં વારંવાર વપરાતા શબ્દો જેવા કે સાકી, શરાબ, વગેરેનો અર્થ પણ ઘણોજ જુદો છે. સાકીનો સાધારણ અર્થ મિત્ર મંડળમાં મદિરાની વ્હેંચણી કરનાર થાય છે પરંતુ સુફીઓના ગાનમાં એજ શબ્દ પ્રયોગનો અર્થ ગુરૂ થાય છે. કારણ કે જેમ સાકી સર્વને નિશો કરાવી મસ્ત બનાવે છે તેવીજ રીતે ગુરૂ ભગવત્ પ્રેમરૂપી નિશો કરાવી બ્રહ્મજ્ઞાનમાં મસ્ત બનાવે છે.

શરાબને અર્થ પણ ભગવત્ પ્રેમરૂપી જ્ઞાનરસ, એવો થાય છે.
ા આપણા ગુજરાતી સાહિત્યમાં મસ્ત કવિ બાલાશંકર, બ્રહ્મનિષ્ટ
ુભાઇ, કલાપી આદિ ઘણા સુફીવાદી મહાત્માઓ થઇ ગયા છે !"
કાનું વિવેચન અને ખાવાનું કાર્ય બન્ને સાથે સમાપ્ત થયાં. તેણે
ાને બૂમ મારી. રામો આવીને વાસણ લઇ ગયો. રમણલાલ અને
કા આમ થોડો સમય વિનોદમાં ગાળી દિવાનખાનામાં આવી
ા સાથે વાર્તા વિનોદમાં ભળ્યાં. વાર્તા વિનોદકાળે વડીલ વચ્ચે
ા રમણને સદુપદેશ આપતા હતા. આમ સ્હવારનો સમય વિતી ગયો.
ભગ અગીઆર વાગ્યે જમી વૃદ્ધ પોતાના શયનગૃહમાં જઈ આડા
ા. રમણલાલ પણ જરા વામકુક્ષી માટે શયન મંદિરમાં જઈ
ગ પર આડો થયો. રસિકા પતિ નિદ્રાધીન થતા સુધી મધુર
જ્ઞાન કરતી ચરણ સેવા કરવા લાગી. રમણલાલની આંખ મળી
લે તે ઉઠી. આજે :રસિકાને હૈયામાં હર્ષ સમાતો ન હતો.
પણ વસ્તુ પર દિલ ગોઠતું ન હતું. થોડો સમય આમ તેમ
ા મારી થાકી અંતે વિચાર આવ્યો, " ચાલ જરા નીચે જાઉં. "
ઠીકઠાક કરી રતિગૌરીને મળવા નીચે ઉતરી. રતિગૌરી
ાર્યથી પરવારી પોતાના શયનમંદિરમાં બેઠી બેઠી કાંઇ
ી હતી. રતિલાલ ઓફીસે ગયો હતો, રસિકાને આવતી જોઈ
ા અતિ આનંદ થયો:-

" અહોહો, રસિકા બ્હેન ! આવો આવો, પધારો, આજે
રૂં ગૃહ પાવન થયું. ઘણે દિવસે નીચે ઉતર્યાં. " આમ બોલતાં
માંનું કામ બાજુના ટેબલ પર મુકી હસતી હસતી સ્હામી

રસિકાનો હાથ ઝાલી, ખેંચી લાવી પલંગ પર બેસાડી પોતાનો ઉભરાઇ જતો હોય તેમ વ્હાલસોઇ ભાભી જોરથી ભેટી પડી. કા હસવા લાગી.

" રતિ ભાભી, જોજે, કાંક ચમક ઉપડશે. ભાભી, તું તો સદાએ ી રમતીજ ! " વળી કાંક યાદ આવ્યું હોય તેમ બોલી; " અરેરે ી, મ્હારાથી તારા પલંગ પર બેસાય કે પાપ લાગે ! " વળી જોરથી કા હસવા લાગી.

" નારે, એમાં વળી પાપ શેનું ? એ તો બધા ખાલી વ્હેમ. વળી આવાં વ્હેમી કે દિવસનાં થયાં બ્હેન ? " રતિએ વિનોદમાં : કરી.

આમ આ સખી યુગલ વાતે વળગ્યું. આજે બન્નેના આત્મા ંદથી ભરપુર હતા. રસિકાનું ભવ દુઃખ ટળ્યું હતું અને રતિને નું માનસિક દર્દ દૂર થયાથી આનંદ હતો. બન્નેનો મધુર દ–વિનોદ–લગભગ બે વાગતા સુધી લંબાયો એટલામાં રતિએ ની તૈયારી કરી, " ભાભી હવે એ ઉઠયા હશે, હું છું. "

" હવે તમારા એ ક્યાંઇએ નહિ નાસી જાય ! ઉઠયા હશે બેસશે ! બેસો બ્હેન. ઘણે દિવસે આવ્યાં છો ! બહુ ઉતાવળ હું ચા કરૂં ત્યાં સુધી તો બેસો, ચા પીને જજો. " રતિએ થી આગ્રહ કર્યો.

" ભાભી, ઘણું મોડું થઇ જશે. જવાદો એ ખટપટ. હું ઉપર
તેજ ચા કરીશ. હજુ તો એ પણ ચા પીવાના છે ને ?" વળી
ાએ સકારણ ઉતાવળ કરી.

" નહિ બસ, બેસવુંજ પડશે ! ત્હમારા 'એ' ચા વિના નહિ
તૈયાર થશે એટલે હુંજ જઇને બોલાવી લાવીશ." કહી રતિએ
થએલી રસિકાને જોરથી હસ્ત ખેંચી પાછી બેસાડી અને પોતે
ના ખંડમાં જઇ ચા કરવા લાગી.

વ્હાલા વાચક ! આપણે ઘણો સમય મધુર વિનોદમાં વિતાવ્યો,
ચાલ, હવે આપણી વાર્તાના અસલ પ્રવાહમાં વહીએ. ચંદન-
ા હુકમ અનુસાર મોટરવાળો બરાબર બાર વાગ્યે હાજર થયો. ચંદન-
એક પત્ર લખી કવરમાં બંધ કરી રમણુલાલને આપવા ફરમાવ્યું.
ૅવાળો પત્ર લઈને પાછો રમણુલાલને બંગલે આવ્યો. તે શેઠ
તમાં પડે તો આપું, એ વિચારે આંટા ફેરા કરવા લાગ્યો.
ામાં રસિકાને નીચે ઉતરતાં જોઈ પરંતુ અંદર આવી નજર
ં શેઠ નિદ્રાધીન થએલા જણાયા. શેઠ ક્યારે ઉઠે એમ રાહ જોતો
ા બ્હાર આવી બેઠો છતાં તેના દિલમાં ભય હતો કે રખે, શેઠાણી
આવી પ્હોંચે ને વાત વંઠી જાય ! બે વાગ્યે રમણુની આંખ
ી. તે ઉઠયોને બ્હારની બાજુએ આવેલી બાથ રૂમ તરફ જેવો
ધોવા જાય છે કે તુરતજ મોટરવાળાએ પત્ર હાથમાં મૂકયો.
જ રમણે પ્રશ્ન કર્યો "કોનો છે ?"

" જી, ચંદનદાસ શેઠે આપ્યો છે." ટુંકો ઉત્તર આપી મોટર-

વાળો ચાલ્યો ગયો. રમણ ત્યાંજ ક્ષણભર થંભી ગયો. ચંદનદાસના માત્ર નામ શ્રવણથી પાછળના સર્વ પડદા ઉપડવા લાગ્યા અને સીનેમેટોગ્રાફના પડદાની પેઠે એક પછી એક એમ અનેક તર્ક ખડા થયા. કોહેલા શબમાં જેમ અનેક જંતુઓ ખદબદ થાય તેમ રમણલાલના મગજમાં પાછલી જીંદગીનાં સર્વ કૃત્યો એક પછી એક ખડાં થઇને ખદબદવા લાગ્યાં. તેના મગજને કોરી ખાવા લાગ્યાં. અંતે કાગળ વાંચવો તો જોઈએ એમ વિચારી મ્હોં ધોઈ શયનગૃહમાં આવી દ્વાર જરા અળગું કરી પત્ર ફોડયો. તે જરા લાંબો હતો. પત્ર વાંચવા માંડયો.

ગ્રાંટરોડ.

સ્નેહી બન્ધુ રમણલાલ,

ગઇ કાલે સાંજે આપણે જુદા પડયા ત્યારબાદ બાપુએ આપને ઠપકો આપ્યો જાણી ઘણોજ દિલગીર છું. ભાઇ, આપની સમજમાં એ વાત ન ઉતરે, એ તો સ્ત્રીઓનાં કારસ્થાન ! બાપુને કેવુંએ સમજાવ્યું હશે. વળી મ્હેં એમ પણ સાંભળ્યું છે કે આપ પણ પસ્તાવો કરો છો. એ સાંભળી મ્હને હસવું આવે છે. જો જો, કાંઈ એવું ઉંધું સમજતા મનુષ્ય માત્રે ઉમરના પ્રમાણમાં મોજમજામાં અમુક સમયનો વ્યય કરવો જોઈએ. હાલ આપની યુવાની છે. યુવાનીમાં જગતના રંગ ઢંગનો અનુભવ નહિ કરો તો ભવિષ્યમાં ઘણા ગોદા ખાશો. હું આપને આ સારી સલાહ આપું છું, પછી તો મ્હારે શું ? એ તો હું બરાબર સમજું છું કે સર્વેએ મળી બાપુને એમ પણ કહ્યું હશે કે " હું ઘણો ખરાબ છું. " છતાં ભાઇ, આપજ વિચારી જુઓ

કે મ્હેં આપની કેટલીએ વખત નિસ્વાર્થ ભાવે સેવા ઉઠાવી છે. આપના સુખને ખાતર,–આપનાજ કાર્યમાં રોકાએલો રહેતો હોવાથી હું ઘેર પણ ન્હોતો જતો. વળી આકારણથીજ એટલે આપને ખાતર જ મ્હારે માતાપિતાથી પણ વિરોધ થયો, અને તમે જાણો છો તેમ હું જુદો રહ્યો. હા, એ ખરૂં છે કે જુદા રહેવામાં આપે મદદ ઘણી કરી. તે આપનો મહાન ઉપકાર છે! પરંતુ હવે હું એકલો પડયો. આપને ખાતર મ્હેં મ્હારૂં ભવિષ્ય બગાડયું; છતાં પણ આપની તો સેવાજ બજાવી!

અરે! ભાઇ, આપણે એવું તે શું ખોટું કર્મ કર્યું છે વારૂ? કે આપણે પાપી ગણાઇએ, શું માણસે પોતાની જીંદગીમાં થોડો પણ મોજ શોખ ન કરવો જોઇએ? બધાએ શાંત સાધુ થઈ બેસે તો પછી સંસાર કેમ ચાલે? હશે ભાઇ, મ્હારે તો શું? આપણે તો શરૂઆતથીજ શુભ સલાહ આપતા આવ્યા છીએ ને આપીએ છીએ. પછી તો જેવી આપની મરજી! અન્યના કહેવા સ્હામું જોઈએ અને વર્તીએ તો હાથે કરી બેવકુફ બનીએ તથા મૂર્ખમાં ખપીએ. માણસે જરા તો ચાલાક થવું જોઇએ વારૂ? મ્હને તો બાપુએ ઘરમાંજ પેસવા દેવા ના કહી છે એટલે નહિ આવું; પરંતુ જેનું હૃદય આપનાજ શુભ માટે ચિંતા કરતું હતું અને હજુ કરે છે તેને તો જરૂર દર્શન દેજો, ઘડીભર માની લઇએ કે મ્હારી વાત બાજુએ રહી તેમજ છગન જાતની નાયકણ એટલે તેની એ વાત પણ નિસ્વાર્થ ન હોય પરંતુ કાલે સ્હવારે પેલા લક્ષાધિપતિની પત્નીને આપના પ્યારમાં નાંખી, હૃદય જીતી આવ્યા છો, અને જેને પરવશ બનાવી આવ્યા છો તેને માટે શું ધાર્યું? એ બિચારી

નિર્દોષ ભોળી પ્રેમી બાળાનું શું થશે ? આ સઘળી બાબતોનો વિચાર કરજો અને પછીથી આપને જેમ વ્યાજબી લાગે તેમ વર્તજો. વડીલને આપનાપર પ્રેમ છે એટલે પાસે રાખવા ઇચ્છે અને તેથીજ બ્હાર જવા-રખડવા ના પાડે—મના કરે. ને રતિલાલ તથા રસિકાપર આવેલું આળ ટાળવા તેઓ આપને આવી સલાહ આપે ! આપને પાસે રાખે એટલે સર્વમાં એમનો શુદ્ધ સ્નેહ જણાય. વાહ, શું સરસ ચાલાકી ! એ સુધરેલી ચાલાકીમાં આપ જેવા ભોળા ભાઇ ફસાય, તે મ્હારાથી તો ન ખમાય. હશે, હાલતો આટલેથીજ અટકું છું, પત્રનો ઉત્તર ફુરસદે આપશો ! ભાઇ હું તો મ્હારૂં ભોગવી લઇશ, પરંતુ આપનું ભવિષ્ય આમ બગડતું જોઇને મ્હને ઘણું લાગી આવે છે.

આપનો ચંદનદાસ.

પત્ર પુનઃ પુનઃ વાંચ્યો. તુરતજ રમણલાલનું મન ડગવા લાગ્યું, ને વિચારમાળા ચાલી; " ચંદનદાસ, મ્હારે માટે મ્હારા સુખને ખાતર હમેશાં કેટલી તકલીફ લેતો, જરૂર ત્હારીજ વાત સત્ય છે. આ બધાં ભેગાં થઇ મ્હને ફસાવતાં તો નહિ હોય ? હશે, પછી વાત. કાલે ચંદનદાસને મળશું. લાવ, અત્યારે ટેલીફોન કરૂં ?........ નારે ના અત્યારે નહિ ! ટેલીફોનપરની વાત કોઇ સાંભળે તો વળી પાછી પંચાત થાય. જવાજ દેને હાલ એ વાત, વળી આગળ ઉપર સૌ થઇ રહેશે. " આમ વિચારોની પરંપરા ચાલતી હતી, ત્યાં રતિગૌરીએ આવી બારણું ઉઘાડયું. રમણ ચમક્યો અને પત્ર ઓસીકા નીચે છુપાવ્યો. ભોળી રતિના જોવામાં એ ન આવ્યો.

" ચાલો, રમણભાઈ, આજે તો અમારે ત્યાં ચાપાણી છે ! રસિકા બ્હેન પણ ત્યાંજ છે અને આપની રાહ જુએ છે ! આપના સિવાય રસિકા બ્હેન ચા પીએ કે ? " રતિએ સરળતાથી સ્મિત કરતાં કહ્યું.

" હા ચાલો, " કહી રમણલાલ ઉઠયો અને રતિની પાછળ પાછળ ચાલ્યો. ચાલતાં ચાલતાં વિચારવા લાગ્યો:—" આ બધાં અંદર ખાનેથી એકતો નહિ હોય ? આટલા દિવસ આવો ભાવ સ્વપ્ને પણ નહોતો જોયો, ને આજે આટલા ભાવપૂર્વક રતિભાભી પણ બોલાવે એ નવાઇની વાત ! ચંદનદાસ આ બધું જોતાં ત્હારી વાત સત્ય ભાસે છે. " આમ વિચારમાંને વિચારમાંજ આવ્યો ને બેઠો. રતિએ ચાના કપ અને નાસ્તાની રકાબી લાવીને ટેબલપર મૂકી. ત્રણે જણે ચા પીવા અને મધુર વિનોદસહ વાર્તાલાપ કરવા માંડયો; પરંતુ રમણલાલનું મગજ હજારો તર્ક વિતર્કમાં તરવા લાગ્યું.

વ્હાલા વાચક ! રમણલાલ જેવા ભોળા પરંતુ કુચ્છંદી મનુષ્યના મનપર ચંદનદાસ જેવા નર પિશાચનો ઝેરી પત્ર અસર કરે અને ધીમે ધીમે એ વિષ તેના ભોળા મગજને ભમાવે અને તેથી જો રમણલાલ કદાપિ અસલ સ્થિતિમાં આવી જાય તો તેમાં કાંઇ આશ્ચર્ય થવા જેવું નથી.



# પ્રકરણ ૧૨ મું.

## અધિરી અભિસારિકા.

વિસામો લે ! વિચારી લે ! ઉભી રહે અભિસારિકા !
હોય જો કૈંજ પ્રીતિના, તો દોરાઇ ભલેજ જા !

( કલાપી. )

નમતો પહોર થવા આવ્યો હતો. બપોરના ભોજન પછીથી અલ્પ નિદ્રા લઇ તરતનોજ ઉઠેલો ચંદનદાસ દિવાનખાનામાં ચાનો પ્યાલો લઈ વિચાર મગ્ન બેઠો હતો. છગન તો રહવારમાંજ વ્હેલી ઉઠી ચાલી ગઈ હતી. તે એકલો હતો રમણલાલને પત્ર લખી ચાહડ્યો હતો તેજ એના વિચારનો મુખ્ય વિષય હતો. આશા અને નિરાશાની વચ્ચે ચંદનદાસનું મન ઝોલા ખાતું હતું. " સર્વ બાજી ધૂળમાં મળશે, છગન જેવી પ્રિયતમા હાથમાંથી જશે ! લક્ષ્મીની લ્હેર લટકતીજ રહી જશે ! " આવા આવા અનેક વિચારો કરતાં ચાનો પ્યાલો પુરો કર્યો ને સીગારેટ સળગાવી. ધુમાડાના વમળો નિહાળતાં વળી મન ઉત્સાહી બન્યું:—" ફીકર નહિ, રમણને સમજાવવો તેમાં શું મોટી મુશીબતની વાત છે ! હશે, ચાર દિવસ પછીથી જોઈ લેવાશે ! ડોસો કાંઇ સદાકાળ થોડોજ બેસી રહેવાનો છે ? કાલે રહવારે મરી જશે.........વળી પછી જોઇએ છીએ કે શું થાય છે. લાંબો વખત આમ લંબાશે તો ડોસાનો ઘાટ ઘડી નાંખતાં ક્યાં વાર લાગે તેમ છે !. વચ્ચેથી કાંટો નીકળી જશે

એટલે પીડા આપો આપ પતી જશે." આવા અનેક કુતર્કમાં તે કુકર્મી સાંજનો સમય વિતાવતો હતો. કંઈક યુક્તિઓ ઘડી, કંઈક ભાંગી; પરંતુ તે સર્વનો અંત નીચતા અને ભયંકર કર્તકોમાંજ આવતો.

વ્હાલા વાચક, ચાલ, સંધ્યાનો સમય થવા આવ્યો છે. શ્રી મોહમયીમાં સંધ્યાનો સમય એટલે અમુક સ્થળોએ જનસમૂહની ભરતી. ચાલો, આપણે પણ આ નીચ નરરાક્ષસની સોબત છોડી જરા હવા ખાવા કોઈ ખૂશનુમા જગાએ ફિરીએ. હાં, પરંતુ ક્યાં જઈશું ભલા ? ઠીક યાદ આવ્યું, ચાલો, કાલે જે સ્થળે મનોહર દૃસ્ય નિહાળ્યું હતું ત્યાંજ: તેજ મોહમયીની મનોહર રમણિય ટેકરીપરની કુંજોમાં, તેજ વિહાર વાટિકાઓમાં. અરે, આપણે વાતવાતમાં આવી પણ પહોંચ્યા. પરંતુ દિલગીર છીએ કે ગઈ કાલનું સ્થળ આજે શુન્ય છે. ત્યાં કાલના જેવું રમણીય દૃસ્ય આજે દૃષ્ટિગોચર થતું નથી, હશે, ચાલો, વળી આગળ લટાર મારીએ, કાંઇ નવો અનુભવ મળશે, કાંઇ જુદુંજ જોવાનું મળશે. અહો ! હવે તો આપણે સુમનસુંદરીના બંગલા પાસે આવી પહોંચ્યા ! આપણને સર્વ સ્થળે વિચરવાની છુટ છે. તો પછી વાચક ! ચાલ, આપણે પણ અંદર દૃષ્ટિપાત કરીએ કે ગઈ કાલના મનોહર નાટકની મનોહારિણી નાયિકા શું કરે છે. અહો ! એતો શયનગૃહમાં વસ્ત્રાલંકાર પરિધાન કરવાના કાર્યમાં ગુંથાએલી જણાય છે ને શું ? વાચક વીરા ! જરા સંકોચતો થાય છે કે એક અબળાના ખાનગી શૃંગાર સજવાના પ્રસંગે માથું મારવું ઠીક નહિ; પરંતુ આપણે એક અભિસારિકાની મનોભાવના અને ઉત્સાહને અનુભવવો

હોય, અભિસારિકાના જીવનનો અનુભવ કરવો હોય તો અત્રે થોભવુંજ જોઇએ. એની સર્વ ચેષ્ટા નિહાળવીજ જોઇએ.

સુમનસુન્દરી બ્હાર જવાની તૈયારી કરતી હતી. કબાટ ઉઘાડી અંદરનો વસ્ત્ર ભંડાર ઉથામવા લાગી. એક સાડી કહાડી, થોડી ક્ષણ જોઇ રહી. 'ના આતો કાંઇ ઠીક નથી,' કરી પાછી મૂકી, વળી બીજી સાડીને બીજું પોલકું કહાડયું; જોયુંને પાછું મૂકયું. આમ કેટલાએ સમય સુધી વસ્ત્રો ઉથામ્યાં. અંતે એક મોતીઆ રંગની રેશમી ચીનાઇ સાડી કહાડી તથા તેને બંધ બેસતું તેવાજ રંગનું મોતીની ઝાલર મૂકેલું પોલકું કહાડયું. બન્ને સાફ કરી પલંગ પર મૂક્યાં. ત્યારબાદ એક સુશોભિત લોખંડની કેશ બોકસ ખોલી, તેમાંથી દાગીનાની પસંદગી ચાલી. જવાહિર અને અલંકારોની વિપુલતા હોય ત્યાં પસંદગી કરવામાં પણ સમયનો ભોગ આપવો પડે. "આ મોતી સેર પ્હેરૂં કે આ? ના, આ કંઠો સારો છે. વળી તેની સાથમાં આ છેડાની ફેશન ઘણીજ સુંદર અને બંધબેસ્તી આવશે. ને એરીંગ તથા નાકની ચુની તો હિરાનીજ ઉત્તમ છે. આ મોતીની બંગડીની જોડી ઘણીજ ઉમદા છે તેની સાથે આ એકે એક હિરા જડીત પાટલીઓ એવી તો દીપી ઉઠશે કે જેની વાત નહિ," આમ વિચારતાં સર્વ દાગીના : એક પછી એક લઈ પાસેના ટેબલ પર મૂકયા. હવે છેલ્લી ફેશનની ફેન્સી ચીજોની પસંદગી ચાલી. પાંચ દસ રૂમાલો ઉથામ્યા બાદ એક રેશમી રૂમાલનું નશીબ ખુલ્યું. એક સુવર્ણનું ઘડીઆળ પણ હસ્તકમળ પર વિરાજવા ભાગ્યવંત નિવડયું આ સર્વ સાધન તૈયાર કર્યાં બાદ, બગીચામાં પડતી બારી પાસે જઇ, પુષ્કળ સાબુનો ખાણુ કહાડીને ચાર વખત મુખ માર્જન કર્યું. પછી

રૂમાલથી મ્હોં ખૂબ ઘસી સાફ કર્યું. અરિસા પાસે ઉભા રહી શિરમાં ફ્રેંચ નાશનનું સિંચન કર્યું, અને કેશ ફેશન બંધ ઓળી રેશમી રીબીનથી બાંધ્યા. મ્હોં પર ટૉયલેટ ક્રીમ લગાડી તે પર પાઉડરનો છંટકાવ કર્યો. બાદ પફ લઇ પાઉડર સરખો કર્યો અને થોડી લાલી પણ લગાડી, આથી સુમનના હર્ષ પ્રફુલ્લિત મુખ ઉપર કૃત્રિમ શોભા આવી. ત્યારબાદ સર્વ અલંકારો પરિધાન કર્યા. બારિક રેશમી મલમલના ચરણિયા પર રેશમી સાડી પા ધાટે પ્હેરી, અને ઉન્નત સ્તન મંડળને વશ રાખવા એક મલમલની તંગ ચોળી પ્હેરી તે પર પોલકું પરિધાન કર્યું. બાદ પલંગ પર બેસી સફેદ મોજાં તથા ગઇ કાલે પહેર્યા હતા તેજ સફેદ બુટ ધારણ કર્યા. ત્યારબાદ વામ હસ્તના કાંડા પર ઘડીઆળ સોનાની સાંકળીથી બાંધ્યું. ત્યારબાદ રૂમાલ તથા સાડી પર ઉંચી જાતનું ફ્રેંચસેન્ટ છુટે હાથે છાંટયું. શણગાર સજવાનું કામ પુરૂ થયું, એટલે ઘડીઆળમાં દૃષ્ટિ કરી, "હજુ તો અર્ધો કલાક વાર છે. કાલે તો 'એ' ૭ વાગે આવ્યા હતા. હજુ તો સ્હાડા પાંચજ વાગ્યા છે. હશે ચાલો, જરા મોટરમાં ફરીને આવશું એટલામાં સમય થશે." આમ વિચારી સુમન ઉભી થઈને મોટા અરિસાવાળા કબાટ પાસે ઉભા રહી ચશ્માં સાફ કરી પ્હેર્યાં. સુમન સ્વરૂપને અરિસામાં નિહાળતાં જાણે પોતાના સૌન્દર્ય પર પોતેજ મોહિત થઇ હોયને હૈયામાં હર્ષ સમાતો ન હોય તેમ બોલી ઉઠી:—

"અહા ! આજે હું કેવી સૌન્દર્યવતી લાગું છું ! આ સાડી, આ પોલકું, આ હિરાનો હાર, આ એરીંગ ને આ કંકણની જોડી, સાથે આ ઘડીઆળ એ સૌ કેવાં શોભી રહ્યાં છે ? આજે તો જરૂર

પ્રિયતમને વધુ પ્રિયકર થવાની! હાશ" આનંદથી ગર્વ મગ્ન બની ઉછળતા ઉરે ભાગ પર જોરથી હસ્ત દબાવ્યો ને હસી પડી. મોટરવાળો તૈયાર થઇને વાટ જોતોજ ઉભો હતો; તેને સુમને બ્હાર આવી હુકમ કર્યો, "જો અહીંથી વાલકેશ્વરને રસ્તે થઇ નીચે ચોપાટી પર લઇ ચાલ ને પછી ત્યાંથી લેમીંગટન રોડ પર થઈ ગોવાળીઆ તળાવને રસ્તે આવી હેંગીંગ ગાર્ડન્સ આગળ કાલવાળાજ સ્થળે ઉભી રાખજે." વળી પાંચ રૂપીઆનો એક નોટ સાથે રાખેલા પાકીટમાંથી કહાડી આપતાં કહ્યું, આ ત્હારૂં ઇનામ, ને જો, ગઇ ગઇ કાલે આવેલા તે મ્હારી પીછાનવાળા છે માટે એ શેક સબંધી કોઇના આગળ કાંઇ વાત કરતોના." બાઇ સાહેબ રૂઆબથી મોટરમાં એક પડખે ગોઠવાયાં. "વારૂ બાઇ સાહેબ." કહી મોટરવાળાએ ખૂશ થઈ મોટર ચલાવી. મોટર વાલકેશ્વર રોડ પરથી ચોપાટી આગળ આવી લાગી. સુમને વિલસન કૉલેજ સામે દરિયા કિનારે થોડો સમય થોભવાનો હુકમ કર્યો. મોટર બરાબર કોલેજની સામે થોભી· સુમન પોતાના દિમાક જગતને જણાવતી હોય, રૂઆબ દર્શાવતી હોય, સર્વને તુચ્છ ગણતી હોય, તેમ ઉંચી ગ્રીવા કરી મદોન્મત હસ્તિની સમી મોટરમાં બેસીજ રહી.

લગભગ આ પ્રમાણે મદમસ્ત સુમનનું ગર્વિત ગાંભિર્ય દશેક મીનીટ રહ્યું હશે ત્યાં તો સામેથી એક સપાટા બંધ આવતી મોટર પ્રતિ સુમનનું ધ્યાન ખેંચાયું. જો કે મોટરોની તો આ સમયે આ રસ્તા પર પરંપરા ચાલતી હતી પરંતુ આ મોટર તેને પરિચિત લાગી. મોટર નજીક આવતાં તો અંદરનાં મનુષ્યો પણ કેટલેક અંશે પરિચિત લાગ્યાં સામેથી આવતી મોટરમાંનાં મનુષ્યોને પણ એવોજ ભાસ થયો. મોટર સુમનની મોટરની બાજુમાં આવી ઉભી રહી.:સુમને દૃષ્ટિ કરી તો

અંદર પોતાની અપર માતા ધનગૌરીને તથા ભક્તાણી હંસાને અને એ એના વચ્ચે આપણા નામિચા મહાત્મા અખંડાનંદને વિરાજેલા જોયાં. આ કુતુહલ પૂર્ણ ત્રિપુટીને જોઇ ક્ષણભર સુમન આશ્ચર્ય ચકિત થઇ. માતાએ પુત્રીને જોઇ એટલે બોલાવી. સુમન મોટરમાંથી ઉતરી માતાની મોટર પાસે આવી મોટરના ફુટ બોર્ડ પર પગ મૂકી દ્વાર પર કોણી ટેકવી ઉભી રહી. માતા પોતાની પુત્રીની ઓળખ આપતાં બોલી:- " બાપજી, આ મ્હારી પુત્રી છે, આંધળાની આંખ છે, જે ગણું તે એ છે.

" આપનાં શોકયનાં પુત્રી હશે નહિ વારૂ ? મહાત્માએ પ્રશ્ન કર્યો.

" હા બાપજી. બેટા સુમન, મહારાજને નમસ્કાર કર. માતાએ આજ્ઞા કરી.

મને કે કમને સુમને અખંડાનંદને મસ્તક નમાવ્યું. શઠ શેતાન સાધુ મનોહર રમણીનો સ્પર્શાનંદ અનુભવવા મસ્તકે હાથ મૂકી પંપાળવા લાગ્યો ને બોલ્યો " સદા સૌભાગ્યવતી ભવ " સુમનને આથી ગુસ્સો આવ્યો. વાળના ગુચ્છા બગડી ગયા હશે, પફસ વીખરાઇ ગયા હશે ધારી ગુસ્સાથી માથું ઉંચું કરી માને પ્રશ્ન કર્યો.

" બા, આ મહારાજ કોણ છે ? "

" કાં બ્હેન, ત્હને ખબર નથી ? એ તો ઘણા જાણીતા છે. પરમ ભક્ત પુરૂષ છે. દેવ સ્વરૂપ છે. અનેક ઔષધિ અને ઉપચાર જાણે છે. મુંબઇમાં સર્વને ખબર છે કે એમનો મુકામ માધવ બાગમાં છે, અને ત્હને ખબર નથી ? " લંપટ માતાએ પુત્રીને લોભાવવા અતિશયોક્તિ વાપરી.

" ના બા, મ્હને શેની ખબર હોય, કેમકે હાલ મારાથી મંદિરે જવાતુંજ નથી ને." મહાન ભાવિક હોય તેવો ડોળ કરી પુત્રી બોલી.

" કેમ બેટા, કેમ નથી જતી ?" માતાએ પ્રશ્ન કર્યો.

" બા શું કરૂં, તબીયત ઠીક નથી રહેતી." કહી ચાલવા માંડયું ને જતાં જતાં બોલી, "મ્હને ટાઇમ નથી, ફરી વળી કોઇ વખત મળીશ." સુમન મોટરમાં આવી બેઠી, ને મોટર ચલાવવાનો હુકમ કર્યો. હુકમ મુજબ ડ્રાઇવરે મોટર મલબાર હિલને રસ્તે હાંકી. બીજી તરફ પુત્રીની વર્તુણકથી દીલમાં કાંઇક દુખાએલાં સોલીસીટરનાં સુધરેલાં પત્ની અખંડાનંદને લઇ વાલકેશ્વર પર બાણુ-ગંગાના દર્શનાર્થે સિધાવ્યાં.

સુમન ગઇ કાલ જ્યાં હતી ત્યાંજ, તેજ વિહાર વાટિકાઓની રમણીય કુંજોમાં આવી. તે સમયે ૭ વાગી ગયા હતા. તેજ બાંકડા પર બેસી પાએક કલાક રાહ જોઇ પરંતુ કોઇ જણાયું નહિ. અધીરી અભિસારિકાની અધીરાઇ વધી પડી. તે ઉભી થઇ આમ તેમ બેચાર આંટા માર્યા. પાણીના મુખ્ય નળ પર બાંધેલી ફરસ બંધીવાળી અગાસીમાં આવી દ્રષ્ટિ પહોંચે ત્યાં સુધી નજર નાખતી પ્રિયતમની વાટ જોવા લાગી. નયનો પણ અંતે થાક્યાં છતાં કોઇજ આવ્યું નહિ. સાત વાગી ગયા તોએ કોઇ ન આવ્યું. અધીરાઇની પરિસીમા આવી. વિરહી હૃદય મુઝાવા લાગ્યું ને નિરાશા બની અગાસીમાંના એક બાંક પર સુમને પડતું નાંખ્યું.

સલુણી સંધ્યાએ આસ્તે આસ્તે શ્યામ વસ્ત્ર સજવા માંડ્યાં. તારા



અભિસારિકાનાં અધીરાં નયન દૂર રસ્તાપારજ ભમતાં હતાં. પ્ર. ૧૨

મનોરંજન પ્રેસ, મુંબઇ.

ટપકીની ભાત ધીમે ધીમે ચળકાટ મારવા લાગી. પશ્ચિમ તરફ ચંદ્રનો આછો ઉદય થયો. મનુષ્યનો અવર જવર ઓછો થવા લાગ્યો. સર્વત્ર શાંતિ જણાવા લાગી. નીચે સમુદ્રતટે ધમાલ જણાતી હતી પરંતુ અત્રેતો શાંતિનું સામ્રાજ્ય ધીમે ધીમે વધતું જતું હતું. રસ્તા-પર દીપકનો પ્રકાશ આછોજ હતો છતાં પણ આપણી અધીરી અભિસારિકાનાં અધીરાં નયન દૂર રસ્તાપરજ ભમતાં હતાં—પ્રિયતમને ખોળવા ફાંફાં મારતાં હતાં. સ્હાડા સાત વાગ્યા તો એ કોઈ આવ્યું નહિ. અધીરાઇએ અને હૃદયની મુઝવણે મર્યાદા ઓળંગી ને આપણી વિલાસી, વિરહાતુર, અભિસારિકાનાં નયનમાં અશ્રુવારિનું પુર ઉભરાયું. મગજ અને મન ચકડોલે ચડયાં ને વિચારમાળા ફરવા લાગી:—" શું વ્હેલાતો આવીને નહિ ચાલી ગયા હોય ? શું હું અહીં રાહ જોતી રહીજ ગઇ હઇશ અને બારોબાર બંગલે તો નહિ ગયા હોય ? ના, ના, એમ તો નજ બને. બંગલેથી ભૈયો કહે કે બ્હાર ફરવા ગયાં છે એટલે આ તરફ આવ્યા વિના રહેજ નહિ. શું પુરૂષો આવા શઠ હશે ? અરેરે, મ્હારૂં નસીબજ એવું છે. માંડમાંડ ચંદનદાસને હાથમાં લીધો ને કેટલાએ ધનની ખુવારી કરી ત્યારે રમણલાલ સરખું રતન લાધ્યું. ત્યાં તો, હાયરે દૈવ ! મળ્યુંને તુરતજ ખોવાયું ! હાયરે નસીબ ! " એક દીર્ઘ નિશ્વાસ મૂકયો, ને અશ્રુનો પ્રવાહ વધ્યો, વળી વિચારો આવ્યા:- " રમણલાલ છે તો સાવ ભોળા દિલના, વચન ભંગતો નજ થાય. હાં, પરંતુ ચંદનદાસ પણ ન જણાયો વારૂ ?......કાલે મ્હારી સાથે કેવો મીઠો વાર્તાલાપ કરતા હતા ! એમણે........એ રસિક રમણે વચન આપ્યું હતું કે:- સુમન ત્હારી પ્રીતિ અવિચળ રાખીશ. શું

તે આવુંજ કે ? ના, ના, કાંઇ અડચણ આવી પડી હશે. નહિ તો મ્હારા રસિક શિરોમણી આવ્યા વિના રહેજ નહિ !........ચાલ, ત્યારે ઘેર જાઉં ! પરંતુ આવશે તો... ...નારે ના, હવે શું આવે ! અરે, એમના સરખા મન મોજી રમતારામનું ઠેકાણું એ શું ? અરેરે દુર્દૈવ ! આજે કેટલા ઉત્સાહથી હું મ્હારા હૈયાહાર દિલહર દિલારામને મળવા નીકળી હતી ! અરે હાય, મ્હારો હૈયાનો હર્ષ હૈયામાંજ રહી ગયો, આનંદ ઉડી ગયો ! સત્યાનાશ જજો પેલા જોગટાનું ! એ હીનભાગીનો સ્પર્શ શુકનમાંજ થયો ને વ્હાલાનો વિયોગ તેથીજ થયો !.........ધનગૌરીબાએ પણ વૈદ્યરાજતો અતિ ઉત્તમ ખોળી કહાડયો છે ! તર્ક અન્ય દિશામાં દોડયો ને સુમનને કાંઇક હાસ્યજનક લાગ્યું. તે લુખ્ખું હસી. કેટલીક ક્ષણ પર્યંત રસ્તા પર નિહાળીજ રહી. વળી વિચારોનો વેગ વધ્યો:-

"હે દિનાનાથ, ત્હારી આંખમાં દયાજ નથી? જન્મ કાળથી જે રમણને જપતી હતી, તે પરાણે પ્રાપ્ત થયો; ત્યારે આમ મ્હારો પ્રેગી પોપટ હાથમાં આવેલો ઉરાડી મૂકયો ! હશે, જેવું મારૂં નશીબ ! ચાલ, બંગલે તો જાઉં. ત્યાં તો બેસી નહિ રહ્યા હોય ?" સુમન ભારે હૈયે મોટરમાં આવી બેઠી. મોટર ઘર તરફ હાંકવા કહી લોથપોથ થઈ ગઈ હોય, થાકી ગઇ હોય તેમ સુમન એક તરફના ખુણામાં પડીજ રહી. મોટર ત્રણ મીનીટમાં બંગલાના બાગમાં આવી ઉભી. અંદરથી સુમન ઉતરી ને સામે ઉભેલા ભૈયાને પ્રશ્ન કર્યો.-" ભૈયા કોઇ આવ્યું હતું કે ?"

" નહિ બાઈ સાહેબ." ભૈયાએ ટુંકો ઉત્તર આપ્યો.

સુમને વિજળીક ઝડપે શયનગૃહમાં દાખલ થઇ દ્વાર અંદરથી બંધ કર્યું. કળ દાબી દીપકનો પ્રકાશ કર્યો. સાડી, પોલકું, બુટ વીગેરે ખુણામાં પડેલી એક ખુરસીપર ફેંકી દીધાં ને તે બધાયની સામું રોષ ભરી દૃષ્ટિએ જોઇ રહી. જે આ ભરણો અને અલંકારો અતિ ઉલ્લાસથી અને સંપૂર્ણ પસંદગી બાદ પ્રેમીને રીઝવવા ધારણ કર્યા હતા તે આ સમયે સુમનનાં નેત્રમાં કંટક સમ ખુંચતાં હોય, દેહને દુભવતાં હોય, હૈયાને હચમચાવતાં હોય, અંતરને અકળાવતાં હોય તેમ તેની પ્રતિ અતિ ક્રોધ પૂર્ણ દ્રષ્ટિથી નિહાળતી તે બેચાર ક્ષણ ઉભીજ રહીજ રહી. અંતે હૈયું ભરાઇ આવ્યું ને ધબ દઇ પલંગમાં પડતું નાખી, સુમન ન્હાના બાળકની માફક છુટે મ્હોંએ રડી પડી, ચોધાર આંસુથી પલંગને ભિંજવતી, વિરહના કાવ્યો તુટક તુટક ગગણવા લાગી. કેટલીક વારે અતિ રૂદનથી હૈયું હલકું થયું, તેણે ઉઠી મ્હોં ધોઇને કબાટમાંથી શરાબની સીસી કહાડી થોડોક પીધો. શરાબની જલદ અસરથી મગજનો વેગ વધ્યો અને પાછી સુમન ઉત્સાહી બની.

" ફિકર નહિ, એક વખત હાથમાં આવ્યા છે તો પુનઃ કયાં જનાર છે ? આજે નહિ તો કાલે પણ આવશે. રમણલાલ જેવો શોખીન નર મ્હારી સાથેનો એશઆરામ ભૂલી જાય એ કદાપિ ન બને ! ચાલ ટેલીફોન કરી જોવા દે, અરે હા, પરંતુ રમણલાલને તો ટેલીફોન થાયજ નહિ ! બધી વાતજ મારી જાય. ત્યારે હવે ?........હાં, હાં, ચાલ ચંદનદાસને બોલાવું એટલે સર્વ કારણ સમજાશે. " આમ વિચારતી સુમને ઉઠી, દિવાનખાનામાં

ાવી, એક પાન બનાવી ખાધું. ટેલીફોન હાથમાં લઇ ચંદનદાસના ટેલીફોનનો નંબર જોડાવ્યો. વાત શરૂ થઇઃ—

" એલાવ, તમે કોણ ? " ટેલીફોનની નળી હાથમાં લેતાં ચંદનદાસે પૂછયું.

" હાં, એલાવ, તમારો નંબર ? " સુમને સ્હામો પ્રશ્ન કર્યો.

" નવ હજાર નવસો નવાણું. " ચંદનદાસે કહ્યું.

" કોણ ચંદનદાસ કે ? "

" હા, કેમ તમે ? "

" એલાવ, હું સુમન ! "

" કોણ સુમન સુંદરી ? કેમ અત્યારે શું કામ પડયું છે ? " ચંદનદાસે વિસ્મયતાથી પ્રશ્ન કર્યો.

" આજે આપના મિત્ર કે આપ કોઇજ કેમ જણાયા નહિ ?" સ્હામો પ્રશ્ન થયો.

" મ્હારી તબિયત ઠીક નથી." ટુંકો ઉત્તર મળ્યો.

" એલાવ, પરંતુ આપના મિત્ર કેમ ન જણાયા ? " અધીરાઇથી પુનઃ પ્રશ્ન થયો.

" એ કથા ઘણી લાંબી છે. " પાછો ટુંકો ઉત્તર મળ્યો.

"અરે, શું બન્યું છે? એલાવ, ચંદનદાસ કાંઇક તો કહો." ભિસારિકા અધીરી બની.

"કાલે રાત્રે ડોસાએ અતિશે દમ ભરાવ્યો."

"શા માટે? પછી શું થયું?"

"વડીલે ભાઈની મોજ મઝાનો હેવાલ જાણ્યો. ઠપકો આપ્યો. લાવ, ને ભોળા ભાઇએ પશ્તાવો કરવા માંડયો. આથીજ કદાચિત્ ાજે તે બ્હાર નહિ નીકળ્યા હોય. સમજ્યાં?" ચંદનદાસે ટુંકામાં ઈ સમજાવ્યું.

"ચંદનદાસ, તો પછી હવે મ્હારી શી દશા? એલાવ, મ્હારે હવે ા કરવું?" અભિસારિકાની અધીરાઈ વધી પડી.

"તમારે તે સંબંધી ચિંતા ન કરવી. દિલાસો મળ્યો.

"ચંદનદાસ, તમે અત્યારે અહીં આવો! એલાવ, હું મોટર કલું છું!"

"તબિયત ઠીક નથી, રાત્રિ પણ ઘણી ગઇ છે."

"હજુ તો આઠ હમણાંજ વાગે છે."

"પરંતુ નવ વાગે તો હસમનરાવ ઘેર આવે છે ને?" શઠે કા કરી.

"નહિ, આજે એ તો કલબની પાર્ટીમાં ગયા છે." લાસો મળ્યો.

" મ્હારા આવવાથી વિશેષ શું? શેઠ બહુ તો અર્ધો કલાક મોડા આવશે!" ચંદનદાસે પુનઃ શંકા કરી.

" નહિ જી, બાર વાગ્યા પછીથી આવશે. એલાવ, હું અતિશે મુઝાઇ છું. આપના આવવાથી અંતરને શાંતિ મળશે. ઘડી આનંદ થશે. એલાવ, જરૂર આવો. આપનો ઉપકાર નહિ ભૂલું." સુમને ચતુરાઇ વાપરી.

" ઠીક, આવું છું. મોટર જલદી મોકલો." ચંદનદાસ કાંઇક ઉંડાણ સમજ્યો.

" થેંક્યું." સુમને ઉપકાર માન્યો ને ટેલીફોનનું જોડાણ છોડી દીધું. તેણે બ્હાર આવી મોટરવાળાને ચંદનદાસનું સરનામું લખી આપ્યું અને જલ્દી લઈ આવવાનો હુકમ કર્યો. મોટરવાળો મોટર લઇને ગયો ને સુમન બંગલાના બગીચામાં આંટા મારવા લાગી. તે વિચારવા લાગી કે હવે કાંઇક યુક્તિ શોધી કહાડવી જોઇએ.

આણીગમ ચંદનદાસને આજે આખો દિવસ કયાંએ બ્હાર ગએલો ન હોવાથી કાંઇક ઠીક લાગ્યું, ને ઉતાવળે તૈયાર થયો. કોટ પ્હેરતાં વિચાર આવ્યો કેઃ—હવે કાંઇ નવો કિસ્સો અજમાવવો જોઇએ, જોઇએ છીએ કે મ્હારા પત્રની અસર કેટલી થાય છે. તથા આ વંઠેલી વનિતાની વાત પણ કયાં સુધી આવી છે. બન્ને મર્કટને રમાડી આપણું કામ કહાડી લેવું જોઇએ. સર્વ જોયા પછી વાત! આમ વિચાર ચાલતા હતા ત્યાં મોટર આવી, તે બેઠો ને મોટર સુમનના બંગલા તરફ ચાલી.

સુમને બગીચામાં એકબે લટાર મારી શયનગૃહમાં પાછા આવી સર્વ ઠીક ઠાક કર્યું. થોડો નાસ્તો રકાબીમાં લાવી મૂકયો, કપડાંવાળી કબાટમાં મૂકયાં. જોકે તે કામમાં ગુંથાએલી હતી છતાં રમણુની ઝાંખી યાદ આવતી. અંતરને અકળાવતી, ને અશ્રુબિન્દુઓ ટપકાવતી, જેવી તે પરવારી બ્હાર આવી ઉભી કે તુરતજ મોટર આવી ઉભી રહી. ચંદનદાસ અંદરથી ઉતર્યો તેને પરભાર્યો શયનગૃહમાં લઇ ગઇ. ચંદનદાસ પલંગપર ટોપી ઉતારી બેઠો. સુમને શયનગૃહનું દ્વાર અંદરથી બંધ કર્યું ને કબાટમાંથી શરાબ લઈ એક જામ તૈયાર કરી ચંદનદાસને આગ્રહ પૂર્વક આપ્યું. ચંદનદાસ શરાબ ગટગટાવી ગયો. બાદ બન્ને જણ નાસ્તો કરવા લાગ્યાં. વચ્ચે વચ્ચે બન્ને શરાબ પીતાં જતાં અને સાથે મોજમઝાની વાતો કરતાં હતાં. નાસ્તો પુરો થયો બન્નેએ પાન ખાધાં અને પાછાં વાતે વળગ્યાં:—

" ચંદનદાસ, તમારે લીધેજ મ્હેં રમણુલાલનો પ્રેમ પ્રાપ્ત કર્યો, ત્હમેજ અમારો મેળાપ કરાવી આપ્યો, પરંતુ આમ એકજ વખતમાં મ્હને ઝખમી કરી ચાલ્યા જાય એ શું ઠીક કહેવાય ? " અધીરી અભિસારિકાએ અંતરના ઉભરા કહાડવા માંડયા.

" જુઓ, સુમનસુન્દરિ, ત્હમારે ચિંતા ન કરવી. મ્હેં આજે એક પત્ર લખ્યો છે, જોઇએ છીએ કે તેની શું અસર થાય છે." ચંદનદાસે દિલાસો દીધો.

" વારૂ, જાણે ત્હમે પત્ર લખ્યો તે તો ઠીક કર્યું. પરંતુ

ધારો કે રસિકાનો પ્રેમ એમના ઉપર ફાવી જાય અને એ તેના થઈ જાય તો પછી મ્હારૂં શું થાય ? એનો કાંઇ વિચાર આવે છે?" સુમને પૂછ્યું.

" સુમન, આટલાં બધાં અધીરાં શા માટે થાવ છો ? હું છું ને પછી ત્હમારે શી ચિંતા ? કાલે સ્હવારે પુનઃ તમારી પાસે લાવીશ. રમણલાલ સરખાને રમાડવા તેમાં તે શું . મોટી વાત ?" ચંદનદાસે વળી ધીરજ આપવા માંડી.

" ચંદનદાસ, એ બધાં બ્હાનાં છે. અત્યારે મ્હારી શું દશા છે તે ત્હમારાથી કાંઇ સમજાય છે ? હું કોણ ? તે શું હું નથી સમજતી ? છતાં આટલાં બધાં કુકર્મ કરવાં પડે તે કોને માટે ? ફક્ત રમણલાલના પ્રેમપાન માટે. સમજ્યા ? ચંદનદાસ, એ પ્રેમ-પાન વિના હું તરસી રહું ને મરી જાઉં તેની કાંઈ ત્હમને સમજ પડે છે ? " ઉછળતા અંતરનો ઉભરો અભિસારિકાએ કહાડયો.

" હા, હું બધું સમજુ છું, સુમન ! ઘણા સમયથી ત્હમે ટળવળતાં હતાં. ત્યારે ગઈ કાલેજ મ્હેં રમણલાલને આણી આપ્યા! ......આટલા દિવસ જેમ ગુજાર્યા તેમ બીજા થોડા દિવસ ધીરજ ધરી લો. " ચંદનદાસે ભાર દઇને જણાવ્યું.

" હા, ત્હમે મેળવી આપ્યા તે ત્હમારો ઉપકાર ! પરંતુ, ચંદનદાસ, આટલા દિવસ આશામાં કહાડયા. ગઈ કાલે પ્રેમામૃતનું પાન કર્યું, ત્હેનો સ્વાદ ચાખ્યો, હવે તે વિના ક્ષણ પણ ન ચાલે. " અધીરી અબળા બોલી.

" હું પણ એજ કહું છું; પુનઃ આશા ધારણ કરો. સર્વ થશે ! હું મ્હારૂં બનતું કરીશ. પછી તો જેવું ત્હમારૂં કિસ્મત!" દાસે દિલાસો દીધો.

" નહિ ચંદનદાસ ! બનતું કરીશ એમ નહિ ! એમ કહી જાઓ તે કેમ ચાલે ? મ્હારા હૃદયારામને લાવો ! એક વખત ત્હમેજ લાવ્યા હતા, પુનઃ એ મ્હારા દિલહર દિલારામને જ લાવો ! એના વિના હું મરી જઇશ. " શરાબના નિશાની ર વધવા લાગી તેની સાથે અભિસારિકાના અંતરનાં દ્વાર પણ વા લાગ્યાં.

" જુઓ સુમનસુન્દરિ, ત્હમે આટલી બધી અધીરાઇ બતાવો ાંઇ ચાલે ? હાલને હાલ હું ક્યાંથી લાવું ? એમ કાંઇ ઉતા- આંબા ના પાકે. " ચતુર ચંદનદાસે ચાલાકી અજમાવવી કરી.

" ચંદનદાસ, ત્હમે લાવી શકો તેમ છો. એ વાત ત્હમારા ામાં છે. ત્હમે એમના ગુરૂ છો. હું ત્હમારે પાયે પડું છું ! નદાસ, ત્હમે કહેશો તેમ કરીશ. મ્હારા જીવનનો સર્વ ભેદ ારા હાથમાં છે. મ્હને ઉગારી લો, મારી ના નાખો. ચંદન- ! મ્હારા ઉરના આરામ, હૈયાના હાર, રસિક રમણને લાવી ો, હું તમારે શરણે છું ! ' અધીરાઇની હદ આવી રહી, ની પરિસીમા બતાવતી અભિસારિકા ચંદનદાસને પાયે પડી. નને આમ છેકજ અધીરી બનેલી જોઇ ચતુર ચંદનદાસે સમં- સાર બુદ્ધિનો ઉપયોગ કરી તેને પોતાના કાબુમાં લેતાં બોલ્યો:—

" સુમન, ત્હમારી સર્વ વાત સત્ય છે. પણ જ્યાં મ્હારે ગૃહ પ્રવેશની મનાઇ છે ત્યાં કેવી રીતે જાઉં ? રમણને કેવી સમજાવી લાવું ? મ્હારી અને રમણની જો મુલાકાત થાય તો કાંઇક બને. પરંતુ મ્હોટો વાંધો ત્યાંજ ઉભો થાય છે ને. વચ્ચે કોઇ પણ જાતનું નડતર ન હોય તો તો મ્હારાથી કાંઇક બને. ો તો નિરૂપાય ! સમજ્યાં ? " અધીરી અબળા લાચાર થઇ તેની ધીરજે હદ ઓળંગી.

" એ નડતરને દૂર કરો, ચંદનદાસ, એટલી વધુ તકલીફ રે ખાતર ઉઠાવો. હું ત્હમારે પાગે પડું છું ! બસ ! હવે તો આવી ! પ્રેમી હૃદયની કદર કરી શકતા હોતો કોઈ પણ પ્રય- મ્હારા રસિક રમણને લાવો. " સુમને વધુને વધુ ઇશ્કબિમારી બવતાં કહ્યું.

" સુમન, એ બધું બોલવું સહેલ છે પરંતુ કરવું ધણું છે. નડતર કાંઇ જેવું તેવું છે કે સ્હેજમાં દૂર થાય. " ચંદ- સ બોલ્યો.

" એતો ત્હમે સમજો. હું તો ત્હમે કહો તેમ કરૂં. એવાં માં હું અબળા બીજું શું કરી શકું, બીજું શું સમજી શકું ? તે ઉપાય કરો પરંતુ એક વખત તો રમણલાલને લાવી આપો. નંદાસ, એક વખત મ્હારો રમણ મ્હારી પાસે આવશે, તો પછી એને મ્હારા પ્રેમપાશમાંથી નહિ છટકવા દેઉં. " શરાબે સુમનને ૪ પરવશ બનાવી દીધી.

" હા. હા, એ બધું તો ખરૂં, પરંતુ જ્યાં સુધી ડોસો હયાત છે ત્યાં સુધી મ્હારાથી કાંઇ ન બને. ડોસાએજ મ્હને ઘરમાં દાખલ ન થવાનો હુકમ કર્યો છે; અને રમણને પણ મ્હારી સોબત ન કરવાની તાકીદ આપી છે, જો ડોસાનું નડતર નીકળી જાય તો તો પછી હું સર્વ વાતે સત્તાવાન છું, સમજ્યાં. સુમન ! માટેજ કહું છું કે હાલ તરત ધીરજ ધરો, સબુરી પકડી જાઓ. " ચંદનદાસે સમય સમજી મુદ્દાની વાત છેડી.

" હાં ચંદનદાસજી ! "........સુમન બોલતી અટકી ગઇ, શંકાશીલ દૃષ્ટિથી આજુબાજુ જોવા લાગી, ને ડરતી હોય તેમ ધીમા અવાજે બોલીઃ—" ડોસાનો કાંટો વચ્ચમાંથી કહાડી નાંખોને."

" સુમન, બોલવું સહેલ છે કરવું અતિ કઠણ છે. કાંઈ એકદમ સ્હેજમાં એ કાંટો દૂર ન થાય. " ચંદનદાસ ભાર દઈ બોલ્યો.

" ચંદનદાસજી, જોઇએ તો ડોસાનું ખુન કરાવો પરંતુ મ્હારા રમણને તો લાવો જ. " અધીરી અભિસારિકાએ કામાતુર બનેલી ઝેરી નાગણે ભયંકર સ્વરૂપ ધારણ કરતાં એક ફુત્કાર કર્યો.

" હાં સુમન, એવાં કામ કાંઈ સ્હેજમાં ન બને. એમાં કેટલુંએ સાહસ ખેડવું પડે, ભરછક લક્ષ્મી વેરવી પડે ત્યારે બધુંએ ઢંકાયને લાયક માણસ પણ એવા કામ માટે ત્યારેજ મળે. સમજ્યાં. " ચંદનદાસે મુદ્દાની વાતપર આવતાં જણાવ્યું.

" પૈસાનો શો સવાલ છે. હું જોઇએ તેટલા આપવા તૈયાર

છું. અરે, જો મ્હારો રસિક રમણ પ્રાપ્ત થતો હોય તો મ્હારો પ્રાણ પણ ન્યોચ્છાવર કરૂં. બોલો કેટલા પૈસા જોઇએ ?"

"હા, ત્હમે તો પૈસા આપીને વેગળાં રહોને, પરંતુ મ્હારી જીંદગી કેટલી જોખમમાં આવે ? સુમન, તેનો કાંઇ ખ્યાલ આવે છે ?"

"શું ? ચંદનદાસ, મ્હારો વિશ્વાસ નથી ? હું પ્રતિજ્ઞા કરૂં છું કે સદાએ ત્હમારી સલાહ મુજબજ ચાલીશ. મ્હારે મ્હોંએથી વાત બ્હાર જાય ત્યારે તો થઇ જ રહ્યું. ચંદનદાસ, એક પ્રેમાતુર અબળાના અંતરની હજુ ત્હમને પરીક્ષા નથી. સંપૂર્ણ ખાત્રી રાખો. ત્હમને ઉની આંચ નહિ આવવા દેઉં."

"નહિ સુમન, મ્હને ત્હમારો સંપૂર્ણ ભરૂંસો છે. છતાં આવાં કામ કરતાં મનુષ્ય માત્રને ડરવાનું તો કારણ રહેજ. ત્હમે સારી રીતે જાણો છો કે ત્હમારા કામમાં, રમણની પાછળ વખત ગુમાવવાથી, હું માતાપિતાના ક્રોધનો ભોગ થયો ને મ્હને વડીલોની અપ્રીતિ પ્રાપ્ત થઇ. તેથીજ મ્હારે જુદા રહેવું પડયું. તેમજ વળી કુંવારા રહેવાની પણ ફરજ પડી. માટે જ મ્હારે વિચાર કરવો જોઇએ. ધારો કે મ્હારી જીંદગી જોખમમાં આવે ! ન કરે નારાયણને મ્હારે જેલમાં જવાનો સમય આવે તો તે સમયે મ્હારૂં કોણ ? મ્હારે કોના વ્હાલપર ભરૂંસો રાખી દિલને દિલાસો દેવો?" ચંદનદાસે નમ્રતાનો ભાવ ધારણ કરી પ્રપંચ જાળ બીછાવી સુમનને તેમાં સપડાવી.

" હા ચંદનદાસ, આપનું કહેવું વ્યાજબી છે. જો રમણુ-લાલને કોઈ પણ પ્રકારે લાવી આપતા હોતો હું આપની થવા તૈયાર છું." અધીરી અભિસારિકાએ હદ ઓળંગી. કામાતુર કામિની એકની પ્રાપ્તિને ખાતર અન્યનો ભોગ બનવા તૈયાર થઈ.

" જુઓ સુમન, ત્હમે વચનથી બંધાતાં હો કે 'રમણુલાલ છતાં એ હું આપને ચાહીશ, સદા આપનીજ સલાહ મુજબ ચાલીશ, તથા જરૂર પુરતી નાણાંની મદદ કરીશ, તથા આપનાથી ભેદ નહિ રાખું.' તો પછી, સુમન, ત્હમારે ખાતર આ ચંદનદાસ એક તો શું પરંતુ એવા દસ ડોસાનાં ખુન કરાવવા—કરવા શક્તિવાન છે." ચાલાક ઉઠાવગીરે સંપૂર્ણ ચાલાકી વાપરીને અધીરી કામાતુરને વિ વળ બનેલી વનિતાને ફસાવી પ્રપંચ જાળમાં સપડાવી.

" ચંદનદાસ, આપ મ્હારે માટે આટલી હદ સુધીની લાગણી ધરાવો છો તે મ્હેં આજેજ જાણ્યું. ચંદનદાસ, હું ત્હમારીજ થઇ ને તમારીજ રહીશ, અને ત્હમારી સલાહ મુજબ ચાલીશ. લક્ષ્મીનીતો આપણે લીલા લ્હેર છે. આ બધું ઐશ્વર્ય આપનુંજ છે. ચંદનદાસ, એક રમણુલાલ અને બીજા આપ સિવાય અન્યનો બોલ પણ નહિ માનીશ. પછી છે કાંઇ ?' મદનાધિન સુમને સ્વાર્થમાં અંધ થઇ ખાતરી આપતાં કહ્યું.

" સુમન, કહેવું તો સઘળું સહેલ છે, પણ કાલે સ્હવારે ગરજ પુરી થાય ને પછી મ્હને ભૂલી જાઓ ને લાત મારી બ્હાર કહાડો તો ?" ચંદનદાસે ચોકસી કરવા માંડી.

" નહિ, ચંદનદાસ, વિશ્વાસ રાખો. હું પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે—" રમણલાલના પ્રેમપાનને ખાતર, એની પ્રાપ્તિને ખાતર હું આપની તન, મન, તથા ધનથી વેચાણ છું, આપની આજ્ઞાંકિત દાસી છું. બસ, હવે તો ખાત્રી થઇને ? " બસ થઈચુકયું ! એકને માટે વિહ્વળ બનેલી મોહાંધ માનુની અન્યની ગુલામ બની ! 'કામી શું ના કરે કુકર્મ રે,' !

" હા હવે તો ખાત્રી થઇ, વ્હાલી સુમન ! " કહી લુચ્ચા ચંદનદાસે પાસે ઉભેલી સુમનને ભુજ બંધનમાં બીડી ચુમ્બન કર્યું. વિલાસી અભિસારિકા વિના સંકોચે ચંદનદાસના આલિંગનનો સ્વીકાર કરતી ભુજપાશમાં ભરાઇજ રહી. પુનઃ બન્નેએ અન્યો અન્ય ચુમ્બનદાન દીધાં. અને આમ બન્ને વિલાસ ગ્રંથિમાં પાએક કલાક ગુંથાઇ રહ્યાં.

વ્હાલા વાચક ! એક અબળા અન્યના પ્યારમાં લુબ્ધ બની, વિલાસ પ્રિય થઇ કેવાં ભયંકર કુકર્મો અને તે કેટલે અંશે કરી શકે છે તેનો ખ્યાલ આવે છે ? મોહાંધ બનેલી માનુની અનીતિ કે દુરાચારને સમજતીજ નથી, પાપ કરતાં એ પિશાચિની પાછું વાળી કદી જોતી જ નથી. સંસારના એક સંપૂર્ણ અનુભવી સજ્જને એક સ્થળે કહ્યું છે કે " વિલાસ પ્રિય બની વંઠેલી વનિતા વિફરેલી વાઘણનું સ્વરૂપ ધારણ કરે છે. " તે સર્વાંશે સત્યજ છે. પ્રત્યક્ષ અનુભવ્યું ને કે સુમને વિલાસ પ્રિય બની કેટલી હદ સુધી આગળ વધી ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. આ કાળાં કૃત્ય કરનાર કુટીલોની વિલાસ ગ્રંથિ છુટી, અને ચંદનદાસ બોલ્યો,

" વ્હાલી સુમન ! સ્હવારથી હું એજ કાર્યમાં મંડયો રહીશ. વચ્ચેથી ડોસાનો કાંટો કહાડયા સિવાય આપણી સિદ્ધિ નથી. "

" હા. વ્હાલા ચંદનદાસ, હવે એજ કાર્યમાં મંડયા રહેવું જોઈએ, " સુમને ઉત્સાહથી આનંદિત બનતાં કહ્યું.

" હાં સુમન, એ તો ખરૂં. તો એ પાંચ પંદર દિવસ નીકળી જશે. વળી પૈસાની પણ જરૂર પડવાનીજ. એ કાર્યને લાયક મનુષ્યો મેળવવામાં તથા તેમને આપવામાં જરૂર પડેજ ને ? અરે એતો સૌએ ઠીક થઇ રહેશે. " ચંદનદાસે સફાઇથી પૈસાની વાત કહાડી.

" બોલો, કેટલા જોઇએ છીએ ? હવે અત્રેની આ તિજોરી આપ- નીજ છે. સુમન વિના સંકોચે બોલી.

હાલ તો હજારેકના બે ટુકડા હશે તો ચાલશે ! વળી આગળ પર જોઇ લેવાશે. " ચંદનદાસે ખૂબીપૂર્વક આંકડો જણાવ્યો.

સુમન ઉઠી દિવાનખાનામાં આવી તિજોરી ઉઘાડી અંદરથી હજાર હજારની બે નોટો કહાડી. પછી તિજોરી બંધ કરી પાછી શયનગૃહમાં આવી. ચંદનદાસના હાથમાં નોટો મૂકતાં બોલી " વ્હાલા, વધુની જરૂર પડે તો સુખેથી લઇ જજો. " એના દિલમાં એમ પણ પ્રશ્ન ન થયો કે પતિને શું જવાબ આપીશ પરંતુ એવો પ્રશ્ન ઉઠેજ શેનો ! પતિનો હિસાબજ કોણ ગણે છે ? સુમન તો શેઠને એક રમકડા પેઠે રમાડે છે, નચાવે છે ! નચાવે તેમાં પણ શું નવાઈ ? કામવાસનાવે જાણી બુઝી ઘોળામા ધૂળ ધાલી છે પછી એમજ હોય

ને? વૃદ્ધાવસ્થાનાં લગ્નનો લ્હાવો આવો અણુમૂલોજ હોય છે. વાચક? ત્હારા અનુભવમાં ન આવ્યું હોય તો કોઇ સ્થળે જરા ઝીણી નજરે ઝાંખીકરી લેજે એટલે ત્હને અનુભવ થશે, અને ત્હારી ખાત્રી પણ થશે.

"વારૂ, હાલ તો રજા લઉં છું. કાલે બપોરના બનશે તો આવી જઇશ, વ્હાલી સુમન!" કહી ચંદનદાસ ઉઠયો. બાગના દરવાજા સુધી સુમન તેની સાથે ચાલી. આ સમયે લગભગ રાત્રિના સાડા અગીઆર બારનો અમલ થયો હશે. બન્ને સાથે દરવાજાની બ્હાર રસ્તા પર થોડે સુધી ચાલ્યાં. વળી સુમન યાદ આપતાં બોલીઃ- "જો જો, ભૂલશો નહિ." "જરૂર, વ્હાલી, નહિ ભૂલું!" કહી ચંદનદાસે સુમનને શાંત રજનીના રળીઆમણા પ્રદેશનો લાભ લઇ એક દૃઢ આલિંગન સહ ચુમ્બનદાન દઈ સપાટા બંધ ચાલવા માંડયું. સુમન પાછી વળી બગીચામાં આવી. જેવી તે દિવાનખાનાના દ્વારમાં દાખલ થવા જાય છે કે એક સુશોભિત ઝૅડો ગાડી પોર્ટીકોમાં આવી ઉભી રહી.



## પ્રકરણ ૧૩ મું.



### કુટીલ કુકર્મીઓ.

ગાડી પૉર્ટીકોમાં આવી ઉભી રહી, કે પગથીઆં પાસે ઉભેલા ભૈયાએ ઝડપથી આવી દ્વાર ખોલ્યું ને અંદરથી એક પચાસેક વરસની ઉમ્મરનો વૃદ્ધ પુરૂષ ઉતર્યો. ભૈયાએ ત્હેને ઝુકીને સલામ કરી;

ઉપરોક્ત પુરૂષનો ચ્હેરો તથા પોષાક જોતાં પ્રથમ દૃષ્ટિએ એમ ન સમજાય કે ત્હેની ઉમ્મર પચાસ વરસની હશે; કારણ કે મસ્તક પરના તથા મુછના સફેદ થએલા કેશને કાળો કલપ લગાડી યુવાની જણાવવાનો યત્ન કરેલો છે, મ્હોંમાંથી પડી ગએલા દાંતને બદલે નકલી દાંતની સફાઇદાર પંકિતઓ ગોઠવી દેવામાં આવી છે, ચ્હેરાને હજામત બનાવી સફાઇદાર રાખવામાં આવેલો છે. પહેરવેશ પણ ભપકા બંધ છે, પગમાં વિલાયતી બુટ, સફેદ પેન્ટલુન, કાળો ડગલો તથા કોલર નેકટાઇ અને શિર પર ઉંચી જાતની નવાબ કેપ શોભી રહેલી છે. આ સર્વ પરથી આ પુરૂષનું વય આસરે પાંત્રીસેક વરસની આસપાસ જેટલું લાગે, પરંતુ પાસે જઈ બારિક નજરે નિરખનારને મુખ પર પડેલી વૃદ્ધાવસ્થાની કરચલીઓ સ્પષ્ટ દેખાઇ આવે. ને વૃદ્ધ પુરૂષે દિવાનખાનામાં દાખલ થયો કે તુરતજ બાજુના રૂમમાં છુપાએલી સુમનનાગણે પાછળ ધીમેથી પ્રવેશ કર્યો. તે મહાન પતિવ્રતાનો ડોળ કરતી બોલી કેઃ—

" નાથ, ઘણું મોડું થયું ! આપને ઘણો શ્રમ લાગ્યો હશે ! લાવો ! ડગલો ઉતારૂ ! આટલી રાત્રિ સુધી બ્હાર ન રોકાવતો ન ચાલે વ્હાલા ? "

" હા જરા, મોડું તો થયું. પરંતુ કલબમાં ગયા સિવાય દિલને ગોઠેજ નહિ ને. આજે જરા મીટીંગ હતી એટલે મોડું વિશેષ થયું." વૃદ્ધ પુરૂષે સુમનના મુખાર્વિંદ પર લાડથી હાથ ફેરવતાં કહ્યું ને કપડાં ઉતારવા લાગ્યા. સુમને સર્વ કપડાં લઇ એક તરફના સ્ટેન્ડ પર ટીંગાવી દીધાં. વૃદ્ધ એક ઇઝીચેરમાં આડા પડયા. સુમને વિજ-

ા પંખો ચાલુ કર્યો ને મધ્ય રાત્રિનો મધુરો અનિલ સુસવાટ ો શિતળતા પ્રસરાવવા લાગ્યો. ઇઝીચેરની પાસે પડેલી એક સી ખેંચી તે પર સુમન બેઠી. વૃદ્ધ વળી વ્હાલથી બોલ્યાઃ– સુમન, તું જમી છે ને?"

"હા વ્હાલા, આપને આવતાં ઘણો વખત થયો એટલે નોક- ે ઘણું મોડું થશે માની હાલજ મ્હેં જમી લીધું." ઠગારીએ નેત ભાવે ઠગાઈ આરંભી.

"બરાબર છે, વ્હાલી! ત્હારે ભૂખ્યા ન રહેવું. વખત ા એટલે જમી લેવું સમજીને!" પાસે બેઠેલી પ્રિયાને વૃદ્ધ ાળવા લાગ્યા.

"નાજી, એમ કાંઇ જમી લેવાય કે? આજે જો કે જમી તો ી છતાં મ્હારો તો જીવ બળીને ખાખ થઇ જાય છે! મનમાં તું તો થાય છે કેઃ"–હાય, હાય, વ્હાલાના જમ્યા પ્હેલાં જમી. રેરે, કેટલું બધું પાપ?" શંખણીએ સતીનો ડોળ કરી આંખમાં ાંસુ આણ્યાં.

"વ્હાલી સુમન, તું તો સાવ ભોળીજ છે. આપણાં ધર્મ સ્ત્રોના એ બધા ખોટા વ્હેમ છે. કોણ કહે છે કે પતિના પ્હેલાં નીથી ન જમાય? ચાલ છાની રહે જોઉ, ડીયર!" સુધરેલા શેડે ાલથી વ્હાલીને સમજાવવા યત્ન કર્યો.

"હા, ત્હમે તો એવા બધા વ્હેમને ન માનો? પરંતુ અમારો

બૈરાંનો સ્વભાવજ એવો કે અમારૂં મન માનેજ નહિ ! અમારાથી એવું ન સંખાય અને ન વર્તાય ! હવેથી આપના સિવાય કોઇ દિવસ એકલી નહિ જમું, વ્હાલા ! મ્હને ક્ષમા કરો નાથ !" સુમને ઢોંગ વધાર્યો ને ઉચ્ચ સ્વરે રૂદન કરવા લાગી.

"સુમન, સુમન, આમ શું કરે છે ? મ્હારા પ્હેલાં ત્હેં ભોજન કર્યું તેથી કાંઈ થોડુંજ મ્હને ખરાબ લાગે છે ? ઉલટો તેથી તો મને આનંદ થાય છે. ત્હારો ધર્મ શું ? મારૂં સ્હેજ પણ દિલ દુખાય તેવું વર્તન ત્હારે ન રાખવું તે. વ્હાલી સુમન, ચાલ છાની રહે જોઉં. ગાંડી, આમ ઘેલાં કહાડતાં હોઈશું ! ચાલ, ડાહી થઈ જા જોઉં વારૂ." શેઠે પોતાનો પ્રેમ પ્રદર્શિત કરતાં વ્હાલથી સુમનને સોડમાં લીધી. પરંતુ રડતી સુમન એમ કાંઇ સ્હેજમાં છાની રહે કે ? ત્હેણે તો રૂદનનો વેગ વધાર્યો. વળી શેઠ સમજાવવા લાગ્યાઃ- સુમન, વ્હાલી, આવી ધુળ જેવી બાબતમાં આમ જીવ શું બાળે છે ? એક સમયે ત્હારાથી લાખોનું નુકશાન થઇ ગયું હોય તોએ શું થયું ? વ્હાલી તું તો મ્હારી આંખની કીકી છે; ત્હારાથી કાંઇ વિશેષ છે ? વૃદ્ધ વ્હાલથી સુમનની પીઠ પંપાળવા લાગ્યા, હવેજ સમય આવ્યો છે જાણી શંખણીએ સોકટી મારીઃ—

"હા, વ્હાલા, એતો આપનો મ્હને સંપૂર્ણ ભરૂંસો છે ! આપ થોડાજ પૈસા માટે મ્હને ઠપકો દો તેમ છો ? કોઇ દિવસ મ્હારી ખર્ચ સંબંધી પણ આપે ક્યારે મ્હને કાંઇ પણ કહ્યું છે. આ લ્યો, આજે બપોરનીજ વાત. હું કપડાં ખરીદવા ગઇ પરંતુ મ્હારૂં રાંડનું નસીબજ એવું કે બે હજારના ટુકડા સાથે આખું પાકીટ ક્યાંએ

પડી ગયું તે મ્હને મુઈને ભાનજ ન રહ્યું. છતાં આપ થોડાજ મ્હને ઠપકો દેવાના છો માની. વ્હાલા! મ્હેં લેશ પણ જીવ બાળ્યો નથી. છતાં વ્હાલા, મ્હારા પત્ની ધર્મમાં ભૂલ થાય તે તો મ્હારાથી ન ખમાય, નાથ!" વળી સુમન ડુસકાં ભરવા લાગી.

"સુમન, છાની રહે વ્હાલી! જો ગાંડી, મ્હારા સોગન છે, છાની ન રહે તો! હશે નોટો ખોવાઈ ગઇ તો શું થઇ ગયું? ને વળી ધર્મને તો માનેછેજ કોણ? જા, ઉઠ વ્હાલી, મ્હોં ધોઇ નાખને મહારાજ પાસે બે કપ કૉફી કરાવી લાવ જોઉં, ગાંડી!" રડતી રામાને રીઝાવવા વૃદ્ધ શેઠે પ્રયોગ અજમાવ્યો અને તે સફળ નિવડયો.

સુમન ઉઠીને સામેના ઓરડાનું દ્વાર ઉઘાડી અંદર અદ્રશ્ય થઈ ગઇ. પોતાના શયન ગૃહમાં આવી પલંગ પર અર્ધું શરીર નાખી અટ્ટહાસ્ય કરતાં બોલી:-હાશ, પીડા પતી, પૈસા સંબંધી વાત કેવી સરસ સમજાવી દીધી! વૃદ્ધ પતિને સ્ત્રી ચરિત્રથી રમકડા પેઠે રમાડવો તેમાં તે શું મોટી વાત?" આ વિફરેલી વાઘણે–ઝેરી નાગણે મ્હોં ધોઇ મહારાજને ઉઠાડયો ને પુર દમામથી બે કપ કૉફી બનાવી લાવવાનો હુકમ કર્યો.

ભોગ બિચારા રસોઇઆના કે આવા શ્રીમંત શેઠની નોકરીમાં રહ્યો! મોડી રાત્રે થાકયો પાકયો કામથી પરવારી તરતનોજ સુતેલો હોવા છતાં ઉઠવું પડયું. મોટાના ઘરની આવી હલકી નોકરીમાં લેશ પણ સુખ ન હોવા છતાં મૂર્ખ નોકરો મોટા પગારની લાલચે તથા

શ્રીમંતોની ગૃહવ્યવસ્થામાં ચાલતા પોલંપોલનો લાભ લેવાની ઇચ્છાએ રહે છે, ઠોકર ખાઇ અંતે પસ્તાય છે ત્યારેજ સમજે છે. રસોઇઓ બિચારો આંખો ચોળતો ઉઠ્યો ને સ્ટવ સળગાવી કૉફી બનાવવા લાગ્યો.

સુમન રસોઇઆને કૉફીનો હુકમ આપી દિવાનખાનામાં આવી ને સોફા પર આડા પડેલા હસમનરાવની સોડમાં ભરાઇ. વૃદ્ધપતિએ પ્રિયાને પ્રેમથી આલિંગન કરી જુવાનીનો ભાવ ભજવવા માંડયો.

દસ બાર મીનીટમાં મહારાજ કૉફીના બે કપ લઇને આવ્યો ને એક ટ્રાઇપોડ પર મુકી ચાલ્યો ગયો. બન્ને કૉફી પીવા લાગ્યાં. મનોહારિણી માનુનીના મોહપાશમાં લુબ્ધ થએલા વૃદ્ધે વાત કહાડી: "હાં પછી, પ્રિયા, કપડાં આણ્યાં કે નહિ?"

"અરે, લાવું તે શું મ્હારૂં કપાળ? હું તો મારકીટમાં ગઇ, કપડાં જોયાં, પાસ કર્યાં ને રૂપીઆ કાઢવા ગઇ તો પાકીટજ ન મળે! હું તો એવી ઝંખવાણી પડી ગઈ કે વ્હાલા, વહાડી હોય તો લોહીજ ન નીકળે! પછીથી તો વ્હાલા 'બીજે જોઉં, આતો કાંઇ ઠીક નથી," કહી ઉઠીને મોટરમાં આવી. મોટર ઘર તરફ લેવડાવી–મને એવો તો શોચ થયો, મગજ એવું તો શુન્ય બની ગયું કે મોટર કયે રસ્તે થઇ ક્યારે અને ક્યાં આવી તેનુંએ ભાન ન રહ્યું. ખરેખર, મ્હારો તો જીવજ ફટકી ગયો કે 'વ્હાલાને શો જવાબ દઇશ?' પરંતુ, હેં વ્હાલા, ત્હમે તો મ્હારા પર બહુજ વ્હાલ રાખો છો નહિ વારૂ? એટલેજ કાંઇ ન કહો! બીજો કોઈ પતિ હોય

તો–હાય, હાય, શી દશા થાય ? ને વ્હાલા ત્હમે એ મોંઢે ન બોલો પરંતુ અંતરમાં ખરાબ તો લાગેજને ! સુમને હડહડતું જુઠાણું ચલાવ્યું ને શંખણી સ્નેહ બતાવતી વૃદ્ધના કરચલીવાળા ગાલ પર હાથ ફેરવવા લાગી.

" નહિરે વ્હાલી, ભૂલથી ખોવાઇ જાય તેમાં તું શું કરે ?" યુવાન સ્ત્રીના મોહપાશમાં લુબ્ધ થએલા વૃદ્ધે બુદ્ધિ ઝ્હેર મારી ગઈ હોય તેવો ઉત્તર આપ્યો. આવી રીતે વૃદ્ધ પતિને રમકડા પેઠે રમાડતી શંખણી સુમન પતિવ્રતાનો પૂર્ણ ડોળ કરતી હસમનરાવને શયનગૃહમાં લઇ ચાલી.

* * * * * * * *

શંખણીથી છુટો પડેલો શેતાન બેહજાર રૂપીઆના નોટો સહેજમાં હજમ કરી મનમાં મલકાતો, કેનેરી પુલ તરફ ચાલ્યો. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. રડીખડી કોઇ મોટર કે ટૅક્સી અગરતો રખડતા શ્રીમંતોની ગાડીઓ રસ્તામાં આવતી જતી જણાતી હતી. આ સિવાય આ કાળી રાત્રિએ મનુષ્ય સંચારનું નામ નિશાન સરખુંએ જણાતું નહતું. રાત્રિ અંધારી ઘોર અને ભયાનક ભાસતી હતી. આવી ભયંકર મધ્યનિશાએ ભયંકર કાળાં કૃત્યનો કરનાર ચંદનદાસ મનમાં હજારો તર્કવિતર્ક કરતો અને અનેક કાળાં કૃત્યના ઘાટ ઘડતો, શાંત સમુદ્રમાં અંધારી નિશાએ તારાના પ્રકાશમાં એકાદ ન્હાનો મછવો સપાટાબંધ એકલો ચાલ્યો જતો હોય તેમ ફુટપાથ પરના ઝાંખા પ્રકાશમાં

ચાલ્યો જતો હતો. ચાલતાં ચાલતાં વિચારવા લાગ્યો કે: "ચાલો લક્ષ્મીની લ્હેર તો થઇ ! સાત ને બે આ, એમ નવેક હજારની મુડી પણ થઇ, ને હજુ તો બીજી રકમ પડાવીશું તે જુદી. સુમનને સીસામાં તો ઠીક ઉતારી છે ! જોઉં છું કે પત્રનો પ્રત્યુત્તર શું મળે છે. એ બાણુનાં રમણલાલ પર શું અસર થાય છે. એક ઘા ખાલી જશે તો બીજો કરતાં કયાં વાર છે ?........ ......વળી જો જરૂર જેવું લાગશે તો ડોસાને પણ ખલાસ કરી નંખાશે. એમાં તે શું મોટી મુસીબતની વાત ? ગોળપીઠા પરના એકાદ મવાલીને દારૂ પાઇ બસો ચારસોની લાલચ આપી કે બસ કામ ફતેહ ! પછી જોઈશું કે રમણ કેવો હાથમાં નથી આવતો !.........અને રમણ હાથમાં ન આવે તો તે પણ જાય જહન્નમમાં. સુમનને સમજાવીશું ને પૈસા પડાવીશું. અંતે એનાજ હાથે એના ધણીનું કામ ખલાસ કરાવી એને હાથમાં લઇશું ! અને આમ એ સંપૂર્ણ જાળમાં સપડાશે, એટલે જરૂર પડે એનું પણ કાસળ કહાડી નંખાશે એટલે રૂપીઆ વિસ લાખનો દલ્લો આપણે હાથ લાગશે. સુમનની સર્વ મીલ્કત હજમ થશે પછી આપણે શું કમી રહેવાનીછે ?" '...આમ વિચારમાં ને વિચારમાં કેનેરી પુલની પાસે આવી પહોંચ્યો ને છગનના ગૃહપ્રતિ દૃષ્ટિ પડી. "ચાલ જરા છગનને તો મળું" કરી આ નરરાક્ષસ દરવાજામાં દાખલ થયો ને ઉપર આવી જુએ છે તો છગન જરૂખામાં બેઠી છે, પાસે ડોસી કે ભૈયો કોઇ જણાતું નથી. છગન ધીમી હલકે કાંઇક ગાય છે. ચંદનદાસે આવી પાછળથી ખભા પર હાથ મૂકયો ને છગને ચમકી પાછું વાળી જોયું. ચંદનદાસને નિરખતાંજ તેના અંતરમાં

એક આનંદની ઉર્મી ઉઠી, ને બોલીઃ—" પધારો વ્હાલા ! આપને માટેજ આ કિંકરી કકળતી હતી. ગઈ કાલે થએલા નિશ્ચય પછીથી તો આ ધંધા પર એવો તો તિરસ્કાર છુટયો છે કે દિલને કંઈજ ગોઠતું નથી. આખો દિવસ ગમગીનીમાંજ પસાર થયો છે. ક્ષણે ક્ષણે આપનીજ ઝાંખી થયા કરી. આપની ઘણી રાહ જોઇ પરંતુ આપના દિલાવર દિદારના દર્શન આખો દિવસ ન થયાં તે નજ થયાં ને અંતે અધીરી બની ભૈયાને આપને ત્યાં મોકલ્યો તો તે પણ પાછો એકલોજ આવ્યો. છેકજ નિરાશ થઇને દિલને રાહત આપવા અત્રે બેસી કાંઇક ગાવા માંડયું. વ્હાલા ! સંગીતમાં બળતા હૃદયને શાંત કરવાનો અણમૂલો ગુણ સમાયેલો છે. વિરહ જ્વાળાને બુઝાવવા સંગીત સમ કોઇ શીતળ વારિ નથી. આપની રાહ જોતીજ બેઠી હતી ત્યાં તો વ્હાલા પધાર્યા ! આપ વિણુ હવે તો એક ઘડી પણ ગોઠતું નથી. " એક સમય પરની વિલાસપ્રિય નાયકણ પરંતુ પૂર્વના શુભ સંચિતે શુદ્ધ સ્નેહને સમજવા ભાગ્યશાળી નિવડેલી ભામિનીએ પ્રેમપૂર્વક કહ્યું.

" પ્યારી છગન, હું ત્હને ભૂલું એ કદાપિ બને ? અહીં આવવા તૈયાર થયો એટલામાં સુમનનો ટેલીફોન આવ્યો ! આજે ઘર આગળ કાંઇ ખટપટ થવાથી રમણુલાલ બ્હાર નીકળ્યા નથી ને સુમનને મળ્યા પણ નથી. આથી અધીરી બનેલી અભિસારિકાએ મ્હને બોલાવ્યો. ચાલો, વળી કાંઇક તડાકો પડશે ધારી, વ્હાલી, ત્હારા અને મ્હારા શ્રેયને ખાતર ત્હને મૂકી પ્રથમ ત્યાં ગયો અને ગયો તો લે જો આ, સ્હેજમાં રૂપીઆ બે હજાર લઇ આવ્યો. "

કહી ધુતારાએ નોટો બતાવી. આથી એક સમયની લક્ષ્મીની લાલચુ બાળાને પણ કાંઈક હર્ષ થયો.

"અહા ચંદનદાસજી, આપ તો કોઈ અજબ જાદુગર જણાવ છો. ! એટલા ટુંક સમયમાં રૂપીઆ બે હજાર કેવી રીતે મેળવ્યા ? સુમને પણ ભલા આપ્યા તો ? " છગને આશ્ચર્યથી પ્રશ્ન પૂછ્યો.

"છગન, ગરજ બહુ ગળી છે. એની ગરજે આપ્યા." ચંદ-દાસે ઉત્તર આપ્યો.

"સુમનને એટલી બધી તમારી શું ગરજ પડી વારૂ ?" છગને વળી પ્રશ્ન કર્યો.

"વ્હાલી, ત્હને એટલી એ સમજ ન પડી કે ? વિષયની જાળમાં જકડાએલી અબળા શું ન કરે વારૂ ? હવસ બહુ બુરી ચીજ છે. રમણુલાલને પુનઃ મેળવી આપવા માટે, એક દિવસમાં અધીરી અભિસારિકાની અધીરાઇ વધી પડી, ને આપ્યા." ચંદનદાસે જણાવ્યું.

"શું કહો છો ? રમણુલાલને તેડી લાવવા માટે આટલા બધા રૂપીઆની જરૂર ? આજે નહિ તો કાલે પણ ઘરમાંથી બ્હાર નીક-ળશેજ અને સુમનને જરૂર મળશેજ. એમાં આટલું બધું શું છે ?" છગનને બરાબર સમજ ન પડી ને તેણે સરળતાથી પ્રશ્ન કર્યો. ગઇ રાત્રિના બનાવની તેને લેશ પણ ખબર ન હતી.

"જો ને છગન, વાત એમ બની છે કે ડોસાએ રમણુલાલને ધમકાવ્યા તેથી એ પોતે પશ્ચાતાપ કરે છે. વળી રસિકાએ મોહજાળ

પણ બરાબર બીજાવી છે એટલે રમણલાલ સુધરવા ચ્હાય છે. આથી આજે એ કયાંએ ગયા નથી." ચંદનદાસે સમજાવ્યું.

"એ બધું ખરૂં. આજે નહિ ને બે દિવસ કેડે પણ મળશેજ. તેમાં સુમનને આટલી બધી શું ચિંતા ?" છગને કહ્યું.

"તું કહે છે તે ખરૂં પરંતુ આપણે તો પૈસાની જરૂર એટલે ગમે તેમ સમજાવીએ. સુમન હઠ કરી કહેકે રમણલાલને તમેજ લાવી આપો. મ્હેં કહ્યું રમણલાલના પિતાએ સર્વ હકીકત જાણી છે એટલે હવે મ્હારાથી એ ગૃહમાં પ્રવેશ કરી શકાયજ નહિ ! ને વધારામાં સમજાવ્યું કે જો રમણલાલ રસિકાના પ્રેમને વશ થઇ જાય તો તું હવા ખાતી રહી જાય !' આથી એ અધીરીની ધીરજ ખુટી તેણે કાંઈ ઉપાય બતાવવા વિનંતિ કરી; મ્હેં જણાવ્યું કે ડોસાની હાજરી હોય ત્યાં સુધી હું નિરૂપાય છું. અંતે એ ઇશ્કમાં અંધ થએલી અબળાએ ડોસાનું ખુન કરાવવા કહ્યું, ને એ કામ માટે બે હજાર રૂપીઆ મળ્યા ! વ્હાલી છગન, હવે સર્વ સમજાયું ?" ચંદનદાસે વડાઇ હાંકી.

"હાજી, પણ વ્હાલા, એવું કર્મ ન કરો તો ન ચાલે ? બળ્યા એ કુમાર્ગે પ્રાપ્ત કરેલા પૈસા !" છગને ભયગ્રસ્ત સ્વરે કહ્યું. ખુનનું નામ સાંભળી એને દિલે શીત આવ્યાં.

"છગન, પ્યારી, તું તો સાવ ભોળીજ છે. આપણે તે વળી એવાં કામમાં હાથ ઘાલતા હોઇશું કે ? આજે રમણને એક એવો પત્ર લખ્યો છે કે બે દિવસમાંજ એ પાછો હતો તેવોજ થઇ રહેશે.

અને આ રૂપીઆ તો વગર મહેનતે મળ્યા એમજ માનવાનું." ચતુર ચંદનદાસ છગનનું હૃદય પારખી ગયો, તેથી એને ચોકખા હૃદયની થએલી જોઇ વાત બદલી બોલ્યો.

"હેં વ્હાલા, ત્યારે ગઇ કાલે આપ વાત કરતા હતા તે પરથી તો જો રમણુલાલ આપની મિત્રતા ત્યાગી દેતો તો આપને લક્ષ્મીની જરા ભીડ રહે નહિ વારૂ ?" લક્ષ્મીનો લોભ કાંઇક અંશે રહેલો એટલે છગને પ્રશ્ન કર્યો.

"છગન, શું કુકડા હોતા હશે ત્યાંજ વ્હાણાં વાતાં હશે ? શું રમણુલાલ હોયતોજ હું દ્રવ્યોપાર્જન કરી શકું અને તોજ આપણો સંસાર ચાલે ? વાહરે !" ચંદનદાસે જરા ગંભીરાઇથી કહ્યું.

"ના જી, એવું તો કાંઇ થોડુંજ હોય છે, પરંતુ આપ ગઇ કાલે એમની સાથે વ્હેપાર કરવાની વાત કરતા હતા એટલેજ મ્હને સ્વાભાવિક આવો પ્રશ્ન ઉદ્દભવ્યો;" છગને સરળતાથી કહ્યું.

"અરે એની સાથેના વ્હેપાર પર શું ઉગ્યું છે ? રમણદ્વારા નહિ તો સુમનદ્વારા પૈસા મળે. પછી કાંઇ !" ચંદનદાસે કહ્યું.

"હા, વ્હાલા, પરંતુ સુમન તો રમણુ વડે ને ? રમણુ ન હોય તો તે ત્હમને બોલાવે પણુ નહિ." છગને શંકા કરી.

"વ્હાલી ન કેમ બોલાવે ? સુમન એની ગરજે બોલાવે. હું હતો તોજ એ એક વખત પણુ રમણુને મેળવવા ભાગ્યશાળી થઇ ને ?

જો હું ન હોત તો કોણ જાણે એ 'રમણ, રમણ' કરતી ક્યાંએ રખડી મરત. ને હજુ પણ મારા વગર રમણ ફરી ક્યાં મળવાનો છે!" ચંદનદાસે ભારપૂર્વક જણાવ્યું.

"આથી તો અવાર નવાર થોડી ઘણી લક્ષ્મી મળે. કાંઇ આપ ધારો છો એટલું બધું ધન તો નજ મળે. આપ અર્ઘ કાલે જે વિચારો દર્શાવતા હતા તેટલા પ્રમાણમાં તો નહીંજને?" છગને શંકા કરી.

"ન કેમ મળે? તેનો માર્ગ તો સરળ છે. જો સાંભળ, સુમનને સમજાવી પટાવીને ગરજુ બનાવવી, તથા રમણલાલની લાલચમાં લપટાવી રાખવી; બાદ એનાજ હસ્તે એના પતિનું કાસળ કઢાવવું. આટલું થશે એટલે એની મીલ્કતનો કારભાર હું હાથમાં લઇશ. પછી એનું કાસળ હું પોતેજ કહાડી નાખીશ. બોલ વ્હાલી! આટલી હદ સુધી કામ થાય તો કેટલી લીલા લ્હેર થઇ જાય, તેનો કાંઇ ખ્યાલ આવે છે કે? બસ, રૂપીઆ વીસ લાખની મીલ્કત મળે—કેમ સમજી કે?" ચંદનદાસે સોનાની ચલ્લી બતાવી.

ક્ષણ ભર આ સર્વ ખુની કતુકો પર છગનને કંપારી આવી. એનું શુધ્ધ થવા મથતું સાત્વિક સ્નેહી હૃદય કમકમી ઉઠયું. પરંતુ અંતે તે પણ એક અબળાજ હતી, તેથી લક્ષ્મીની વાત સાંભળી લલચાઇ. "વ્હાલા, એ બધુ આપ સમજો, મ્હને અબળાને એમાં શું સમજ પડે! પરંતુ જે કરો તે સંભાળપૂર્વક આપણું શ્રેય સાધીનેજ કરજો! ને વ્હાલા, જો મ્હારી સલાહ માનો તો આવાં ભયંકર કર્મો કરી લક્ષ્મી મેળવવાની લાલચ ત્યાગી હોતો તો સર્વોત્તમ.

આપણે જે લુખું સુકું મળશે તે પર નિભાવી લઈશું, પ્યારા, અનીતિથી મેળવેલું ધન નહિ ટકે. આથી વિશેષ આપને હું શું કહી શકું ? આ ગૃહનો જલદી ત્યાગ કરૂં એટલીજ મ્હારી તિવ્ર ઇચ્છા છે." શુદ્ધ થવા ઇચ્છતી બાળાએ નર્કાગારમાંથી, છુટકારો ઇચ્છ્યો. ચંદનદાસ તો એ શુભ સમયની કાગને ડોળે રાહ જોતો હતો.

"છગન, ડોસીનું શું કરીશું ? ત્હેં વાત તો કરી છે ને ?"

"હાજી, આજે વાત કરી. ડોસી ખૂબ અકળાવા લાગી ને કહેવા લાગી, "રાંડ મ્હને છેલ્લી અવસ્થામાં આમ દગો દઇ રઝળતી કરવા માટે ત્હને મહેનત લઇને ઉછેરી હતી કે ?" ને વળી વધારામાં થોડી ગાળો પણ આપી ને આખો દિવસ મ્હારી સાથે બોલી પણ નથી." છગને કહ્યું.

"છગન, ડોસીને તો કોઇબી પ્રયત્ને મનાવવીજ જોઇએ, કારણ કે પાછળથી આપણને હેરાન કરે અને શિર જોરી બતાવે, એ ન પાલવે." ચંદનદાસ બોલ્યો.

"વ્હાલા, એ તો ખરૂં, પરંતુ ડોસી સીધી રીતે માને તેમ નથી. ઘણી માથાફોડ કરી સમજાવી, પરંતુ પત્થર પર પાણી. ઘણા વિચારોને અંતે મ્હેં નિશ્ચય કર્યો કે હું ડોસીના માથાની થઇશ. મ્હારા મન પર મ્હારી સત્તા છે. નહિ કે ડોસીની. એને સાવ રખડતી મૂકી હું આપની થઇને રહીશ; પછી જોઉં છું કે ડોસી શું કરે છે ? આપ દિવસ નક્કી કરો એટલે આ છગન નામકરણ મટી એક શુધ્ધ આદર્શ આર્ય પત્નીના અવતારમાં આપની અર્ધાંગના બની આપની સંગે રહેશે. બોલો, વ્હાલા, કાંઇક તો ઉત્તર આપો."

છગનના હૈયામાં પ્રેમ ભરતી આવી. તેણે ઉઠી ચંદનદાસને આ-લિંગન કર્યું.

"છગન, એ બધુંએ નક્કી છે; પરંતુ ડોસીની કાંઇક પતાવટ થાય તો તો ઠીક, નહિ તો પાછો બધો ચુંથારો રહેશે." ચંદનદાસે કહ્યું.

"આપ ડોસીને મનાવો, મ્હારે તો એને કાંઇએ કહેવું નથી. મ્હારે તો ફક્ત આપના પ્રેમામૃતનું પાન કરવું છે ને આ અધમ દશામાંથી ઉચ્ચ બનવું છે." શુધ્ધ અંતઃકરણનો ઉભરો નીકળ્યો. છગને વળી ચંદનદાસને એક ચુમ્બનદાન દીધું.

"ચાલ, હું ડોસીને મનાવું, પછી છે કાંઇ ?" ચંદન-દાસે કહ્યું.

"તો વ્હાલા, હાલને હાલજ એ વાતનો નિકાલ કરો. હું ડોસીને જઇને જગાડું છું." કહી છગન ત્યાંથી ત્વરિત પગલે બા-જુના ખંડમાં ચાલી ગઈ. ડોસી જાગતીજ હતી, તેણે છગનને જોઇ પૂછયું.—"શું હજુ સુધી તું જાગે છે ? સુઇ કેમ નથી ગઇ ?"

"મ્હારા માટે હવે આ ગૃહમાં નિદ્રા નથી. અમ્મા, જરા બહાર આવોને ?" કહી છગન પાછી વળી. પાછળ ડોસી પણ દિવાનખા-નામાં આવી, ચંદનદાસને જોતાંજ ડોસીની પગ જ્વાળા મસ્તકે પહોંચી. ચપરાક, જમાનાની ખાધેલી ડોસી તુરત સમજી ગઇ કે આ બધાં આ સેતાનનાંજ કારસ્થાન છે. છતાં મ્હોંએ મીઠાશ બતાવતાં બોલી:—

" અહો, ચંદનદાસજી, મધરાતે ક્યાંથી ભૂલા પડયા ? "

" એમાં ભૂલા પડવા જેવુંજ ક્યાં છે ? જરા મોડું તો થયું છે છતાં એ ક્યાં પરાયું ઘર છે કે મોડા વ્હેલાનો સવાલ હોય ? " ઉદ્દાવગીરે ઉડતો ઉત્તર આપ્યો.

" નારે ચંદનદાસજી, એમ છેક કાંઈ કામ વિના તો થોડુંજ કોઇ વેળા કવેળા આવે છે ? ક્યાંક જરૂરી બાબત હશે નહિ તો છેક આટલી રાત્રે ન આવો. " ડોસીએ ટકોર કરી.

" જુઓ ને કામ તો છે એ ખરૂં, અને નથી એ ખરૂં ! " ચાલાકીથી મૂળ વાત પર આવતાં ચંદનદાસ બોલ્યો.

" છે એ ખરૂં અને નથી એ ખરૂં, એટલે શું ? એમાં મ્હને કાંઇ સમજ ન પડી ! " સમજવા છતાં ડોસીએ પ્રશ્ન કર્યો.

" જુઓને વાત એ છે કે છગનનું હૃદય આ નીચ ધંધો કરવા ના પાડે છે. એને શાંત ઠરેલી જીન્દગી ગાળવી છે. તેથી ત્હમે એને રાજી ખુશીથી છુટી કરો. એટલુંજ કહેવા મ્હારે અત્યારે આવવું પડયું છે. " ચંદનદાસે મુદ્દાની વાત ઉપાડી.

" મ્હેં ક્યાં એને બાંધી રાખી છે. છુટીજ છે ને ? એને ફાવે તેમ કરે. હું ક્યાં ના પાડું છું ? " ડોસીએ ઉડતો ઉત્તર આપ્યો.

" ફાવે તેમ કરે એ કંઇ જવાબ છે ? એવી રીતે તમે છુટા પડો તે કેમ ચાલે ? ખુલ્લા દીલથી એ કહે તે વાત હા પાડી અને રાજી ખુશીથી રજા આપો, એટલે પછી એને વ્યાજબી લાગે

તેમ તે વર્તે. તેના દેહની તે પોતે મુખત્યાર છે. છતાં ત્હમારી સંમતિની ખાસ જરૂર છે." ચંદનદાસે કહ્યું.

"હા, એના દેહની એ પોતે મુખત્યાર છે ત્યારેજ હું કહું છું ને કે એને દિલ ચાહ્ય તેમ એ વર્તે !" ડોસીએ મ્હોં મરડીને ઉત્તર આપ્યો.

"આમ ગાંડા જેવી વાતો કરો તે ઠીક કહેવાય ? જરા સીધી રીતે વાત કરો તો કાંઇ નીવેડો આવે !" ચંદનદાસ ભાર દઈ બોલ્યો.

"હા, હું ગાંડી અને આજકાલની છોકરી તે ડાહી, મ્હારી વાત વાંકી અને એની વાત સીધી કેમ ? ચંદનદાસ ચતુરાઇ તો આપ સારી ચલાવો છો, નહિ વારૂ ? હું બધું બરાબર સમજું છું. પાછલી અવસ્થામાં મ્હને દુ:ખ પડે ત્હેનો કાંઈ વિચાર આવે છે ? વૃધ્ધાવસ્થામાં મ્હારો જીવ સુખ અને શાંતિમાં રહે એટલા માટે મ્હેં એને આટલી મેહનતે ઉછેરી હતી, એટલા માટેજ અઢળક ખર્ચ કરી એને ભણાવી હતી, સંગીતમાં પારંગત કરી હતી, નહિ કે આમ છેલ્લી ઘડીએ મ્હને રખડતી કરી ચાલી જવા માટે. મ્હારી અથાગ મહેનતનો આ બદલો ?" ડોસી કકળી ઉઠી.

"ત્હમે કહો છો તે બધુંએ ખરૂં; પરંતુ ત્હમને અડચણ ન પડે એવો બંદોબસ્ત થાય પછી ત્હમને શું વાંધો છે ?" ચંદનદાસે ખુલાસો પૂછયો.

"હા, અડચણ તો નજ પડે તો ! ત્હમે ને છોકરી મળી મ્હારો દરમાયો બાંધો, પરંતુ મ્હારે તો ઓશીઆળી જીન્દગી ગુજારવાનો વખત આવેને ?" ડોસીએ વાંધો દર્શાવ્યો.

" ચાલો આમ ત્હમને ઓશીઆળુ લાગે છે, તો પછી ધારો કે છગન અત્રે રહે તોપણ એનું દિલ ઉઠી ગયું છે અને તેથી તે નાચ મુજરામાં ન ઉતરે તો પછી તમે શું કરો વારૂ ? એકને બદલે બેનું ભરણપોષણ ક્યાંથી કરી શકો ? બોલો જોઉં ? " ગંભીરાઈથી ચંદનદાસ બોલ્યો.

" નાચ મુજરામાં ન કેમ ઉતરે ? આ સ્થાનજ એવું છે કે આપોઆપ ઉતરેજ . " ડોસી બોલી.

" માનો કે એનું હૃદય શુદ્ધ સાત્વિક બનેલું છે અને તેથી અચૂક એ કર્મ ના કરે તો ? " ચંદનદાસે વળી ભારપૂર્વક જણાવ્યું.

" અરે, એ બધી વાતો છે. ચંદનદાસ, હવે તો ઉમર પાકટ થઇ છે એટલે વ્યભિચાર પણ શિખશે એટલે આપો આપ ઠેકાણે આવશે. "

" અરે, રામ, રામ કરો, એવો ધંધો કરે એવું માણસ આ છગન ન હોય. પાંચ દિવસ પ્હેલાંની છગન તે આજે નથી ! આજે તો કોઇ પર પુરૂષના દર્શને એનું હૃદય કંપે છે. પછી જો આમ હાથ પગ જોડીને એ બેસી રહે તો ત્હમારે એને પોષવી પડે અને નકામો ખર્ચો માથે પડે. કમાઈ ઘટી જાય અને ખર્ચ વધી પડે, સમજ્યાં કે ? " ચંદનદાસે સ્પષ્ટ ખુલાસો કર્યો.

" ચંદનદાસ, એ બધી મ્હોં પરની વાતો છે, ખાલી આપ વડાઇ છે. એતો બધી બતાવવાની સફાઇઓ છે, ફોગટ મ્હને સમજાવવા યત્ન કરો તેજ, બાકી કાંઈ " પડી ટેવ તે તો ટળે કેમ

ાળી." આ ધંધોજ એવો છે કે આ વાતાવરણમાં ઉછરેલાને
ીજું સુઝેજ નહિ." કુટીલ ડોસીએ કમળાવાળી આંખે પીળુંજ
ોવા માંડયું.

"એ બધી કમળાવાળી આંખની પીળી વાતો છે. અનેક
અબળાઓનાં શિયળ ભંગ કરાવી અત્યારે વૃદ્ધ થયાં છો એટલે
તેવુંજ બોલો. છગનને પણ ત્હમારા જેવી ધારો તેમાં કાંઈ નવાઇ
થી. પરંતુ યાદ રાખજો કે છગન કાંઇ નાયકણ નથી એતો અમુક
ામયને માટે સંજોગોનો ભોગ થએલી બળાત્કારે નાયકણનો પાઠ
જવી જનારી વિશુદ્ધ હૃદયની એક આર્યબાળા છે. સમજ્યાં ! મ્હારી
લાહ માનો અને સીધી રાહ પર આવી જાઓ." ચંદનદાસે આંખ
રવી દમ બતાવ્યો.

"સીધી રાહ પર તમે શું લાવતા હતા ? ન માનું તો તમે શું
રી શકવાના હતા ?" અભિમાની વૃદ્ધાએ ઉત્તર આપ્યો.

"જુઓને, સમજી જશો તો ઘડપણ સુખમાં જશે. નહિ
મજો તો દુઃખી થશો અને પાછળથી સંપૂર્ણ પસ્તાશો." દમથીજ
ંદનદાસે કહ્યું.

"એ બધી વાતો છે. એમ કદાપિ બનેજ નહિ."
સી બોલી.

"માનો કે અમો બન્ને રાજી ખુશીથી લગ્નની પવિત્ર ગ્રંથિએ
ડાઇએ તો કહો ત્હમારૂં શું ચાલે વારૂ ? 'મિયાં બીબી રાજી, તો
ા કરેગા કાજી.' માટે સમજશો તો ત્હમારે માટે સારૂં છે."

ચંદનદાસે ભય બતાવ્યો ને આગળ ચલાવ્યું, " વળી કાયદો અમારી તરફેણમાં ઉતરશે. ત્હમારી દાદ પણ કોઇ નહિ સાંભળે. સાથે એ પણ યાદ રાખજો કે ચંદનદાસ સાથે કામ છે, હજુ વાત હાથમાં છે ત્યાં સુધી સમજી લ્યો, વખત વહી ગયા પછીથી પસ્તાશો."

ચંદનદાસના છેલ્લા શબ્દોએ ડોસીને ગર્વગલિત કરી નાખી. તેને ભય લાગ્યો કે:–" આમ તો છગન ને પૈસા બેય જશે. વળી ભુંડાથી ભુત પણ નાસે તો આતો લુચ્ચાનો પીર ચંદનદાસ છે." તેને જીવનમાં અંધકાર ભાસવા લાગ્યો અનેક અબળાઓને ભોળવીને શિયળ ભંગ કરાવેલાં તે કુકર્મો આંખ આગળ ખડાં થયાં. કરેલાં પાપની શિક્ષાની શરૂઆત થતી લાગી. અંતઃકરણમાં હજારો વીંછીની વેદનાનો અનુભવ થવા લાગ્યો. ડોસીને કાંઇક પશ્ચાતાપ પણ થયો. અનેક ઉભરા આવવા લાગ્યા અને ડોસીએ પરાણે હૈયું કબજે રાખ્યું. ને મ્હોં પર થતા ફેરફાર રોકયા. એક વખત ચંદનદાસની વિરૂદ્ધ થવાનું મન થયું પરંતુ બીજી પળેજ ડર લાગ્યો કે એ નર પિશાચ મ્હારો પ્રાણ પણ લે ! આ વિચારે વૃદ્ધા બ્હીની, કંપી ને નરમ બની ગઇ. વળી બબડવા લાગી કે " પેટ પાકયું ત્યાં પાટો કયાં બાંધવો ? જ્યારે એ છોકરીજ એની થઇ બેઠી છે ત્યારે મારૂં શું જોર ?" આવા વિચારોમાં વૃદ્ધા છેક હતાશ, નિરાશ થઇ ગઈ. થોડી ક્ષણમાં એનું વૃદ્ધ કુટીલ મન હજારો તર્ક વિતર્ક કરી પરવાર્યું. અંતે નિરૂપાય થઇ બોલી:–" બોલો, ચંદનદાસ, ત્હમારી શું ઇચ્છા છે ?"

" જુઓ સાંભળો, હું અને છગન બન્ને રાજી ખુશીથી લગ્નની

પવિત્ર ગ્રંથિએ જોડાઇએ છીએ. આ વિષયમાં છગનના વાલી તરીકે તમો લિખિત સંમતિ આપો. આટલું કર્યા બાદ હું તમોને દર માસે પચાસ રૂપીઆ ખર્ચના મોકલતો રહીશ. એક જીવના ભરણપોષણ માટે આ રકમ પુરતી છે. તમોને કાંઇ પણ ઉણપ લાગે તેવું ન રહે, સર્વ વાતે સંતોષ થાય તેવો બંદોબસ્ત હું કરીશ. તમોને ઓછું આવે એવું અમારૂં વર્તન નહિ થાય ! બસ, મ્હારે આટલુંજ કહેવાનું છે." ચંદનદાસે ખુલાસો કર્યો.

"વાહ, ચંદનદાસ, ત્હમારી મરજીમાં આવે તેમ કરજો. લખીને લાવજો, હું સહી કરી આપીશ. ત્હમે જાણો ને છગન જાણે." કહી ડોસી બન્નેના પ્રતિ એક ક્રોધપૂર્ણ દૃષ્ટિપાત કરી ત્યાંથી ચાલી ગઇ. પોતાના શયનગૃહમાં આવી પલંગ પર પડતું નાખ્યું. પડી પડી હજારો વિંછીની વેદના અનુભવવા લાગી. જુવાનીના તોરમાં કરેલાં અનેક પાપકર્મો એક પછી એક ઉંચકાતા નાટય પ્રયોગના પ્રવેશો પેઠે નેત્રા સમક્ષ ખડાં થઇ એને મુઝાવવા લાગ્યાં. અનેક ભોળી નિર્દોષ કુમારિકાઓને ફોસલાવી તેઓનાં શિયળ ભંગ કરાવેલાં તે સર્વ જાણે યમપુરીમાંથી ઉતરી આવી સામટું વૈર લેવા સ્હામી આવી તેની હાંસી કરતી હોય તેમ લાગ્યું. વૃદ્ધાને સંપૂર્ણ ખાત્રી થઈ કે કરેલાં કર્મોની શિક્ષાની શરૂઆત થઈ ચૂકી છે. "ચંદનદાસ જેવા નર પિશાચને પાલવે પડી હું સડી સડીને મરીશ. અરેરે, એ નિર્દય નર રાક્ષસ પાસેથી દયાની આશા રાખવી તે આકાશ કુસુમવત્ છે." આવા આવા અનેક તર્ક કરતી વૃદ્ધા તે રાત્રે પલંગમાં પાસાં ઘસતી હતી, તરફડતી હતી.

ડોસી ગઈ ને છગન આનંદિત થતાં બોલી:-" હાશ, પોડા પતી. બોલો વ્હાલા, હવે ક્યારે આ વેશ ઉતરાવી મ્હારો ઉદ્ધાર કરો છો ?"

" આઠ દસ દિવસમાં સઘળું આટોપી લઇશું. રાત્રિ ઘણી ગઇ છે. હવે હું રજા લઈશ. વ્હાલી! પાછો આવતી કાલે આવી જઇશ." કહી ચંદનદાસ ઉઠ્યો. છગને તેને દૃઢ આલિંગન સહ એક ચુમ્બન દાન દીધું. એના ઉર સાગરમાં પ્રેમની ભરતી આવીને બોલી, "નહિ વ્હાલા, આટલી રાતે એકલા નહિ જવા દઉં. બસ, અત્રેજ શયન કરો ને! આખો દિવસ વિરહ અને ચિંતામાં તરફડતાં ગાળ્યો ત્યારે અત્યારે આ શાંતિની પળ અનુભવું છું ત્યાં પાછા એકલી, અટુલી, તરફડતી મુકી જવાની વાત કરો છો ? ના, નહિ જવા દઉં." કહી ચંદનદાસની ગ્રીવામાં ભુજ પાશ નાખી લટકી રહી, આતુર નયને મુખ ઉંચુ કરી એના મુખ રહામે જોઇ રહી. ચંદનદાસે પણ ઘેર જવાનો વિચાર માંડી વાળ્યો ને ત્યાંજ શયન કરવાનું કબુલ્યું. છગન ચંદનદાસનો હસ્ત ગ્રહી પોતાના શયનગૃહમાં લઇ ગઈ. આ દૃશ્ય નિરખી ડોસીની અદેખી આંખમાંથી અગ્નિ વરસવા લાગ્યો, ને તે વધુ બળાપો કરવા લાગી.

વ્હાલા વાચક! નરાધમને પાલવે પડેલી, આ નિર્દોષ બાલિકા, નાયકણમાંથી શુદ્ધ સાત્વિક બનેલી સ્નેહાળ સુન્દરી, પોતાને કૃત્ય કૃત્ય થઇ માનતી, અંતરમાંથી ઉભરાતા પ્રેમામૃતનું પાન કરાવતી, હાલ તો આ નર પિશાચની સોડમાં સ્નેહથી સંતાઇ ગઈ.



# પ્રકરણ ૧૪ મું.

## "એ દેવ એના એ !"

"કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં"

( રા. દલપતરામ. )

ઉપરના સ્વપ્ન સમ બનાવોને આજે એક અઠવાડીઉં થઇ ગયું છે. એ છેલ્લા આઠ દિવસના સમયમાં ચંદનદાસના પત્રે રમણલાલ ઉપર મધુર વિષની પેઠે આસ્તે આસ્તે સંપૂર્ણ અસર કરી છે. જુવાનીના જોરમાં મદમસ્ત બની ફરનાર રમણને હાલની અવસ્થા એક બંધીવાન સરખી લાગે છે. આ આઠ દિવસમાં દરરોજ રમણ ચંદનદાસનો પત્ર વાંચતો ને તે પર વિચાર કરતો. આ સમયમાં બે ચાર વખત રળીઆમણી રાત્રિઓએ રસિકા સંગે રમણ સમુદ્ર તટે ગએલો પરંતુ રસિકાનો નિર્દોષ વિનોદને વ્હાલ ભર્યો વિહાર, વેશ્યા વિલાસના અભિલાષીને શુષ્ક લાગતો. સમુદ્ર તટે વિહરતાં રસિકા, કાંઇ કાંઇ વિનોદની વાતો કહાડતી, કાંઇ કાંઈ રસિક કાવ્ય પ્રસંગો યાદ કરતી, તેના પર રસ ભરી ચર્ચા ચલાવતી, ને મધુર હલકે તે કાવ્યો લલકારતી. રમણલાલને તો આ સર્વ લુખ્ખુંજ લાગતું. તે કાળે તેનું મન છગન સાથેના વિહારો યાદ કરતું, અને છેલ્લો સુમન સંગે ભોગવેલો પ્રેમ સંભોગ યાદ કરી તરફડતું. વળી રસિકા પર નજર પડતી ને ત્હેનું નિર્દોષ, દયામણું, રૂપાળું મુખાર્વિંદ જોતાંજ રમણ

ઠંડો પડી જતો, બીરૂ બનતો ને પાછા શાંત વિચાર આવતા. તે વિચારતો કે રખે રસિકા સર્વ સમજી જાય. પાછા પ્હેલાંના જેવી મોજ ઉડાવીએ ને પકડાઇ જઈએ તો ઉલટી બમણી પીડા થાય. અધુરી અક્કલના વિલાસી રમણના વિચારો આમથી તેમ રખડતા હતા.

છેલ્લા ચારેક દિવસથી તો એને જમવાનું પણ ભાવતું નહોતું. પોતે કાંઇક ફસાઇ પડયો હોય, ભયંકર આફતમાં આવી પડયો હોય, પરાધિન થઇ ઓશીઆળી જીન્દગી ગુજારતો હોય, તેમ સુનો સુનો ફરતો હતો. એના મુખ પર ગ્લાનિ છવાએલીજ રહેતી. રસિકા એને ખૂશ રાખવા ઘણોએ યત્ન કરતી, પરંતુ એના મુખ પર આનંદની છટા આવીજ નહિ. આજે સ્હવારથી રમણનું મગજ વિચારોના ચકડોળે ચઢયું હતું. બપોરના જમી જરા વામકુક્ષી માટે પલંગમાં આડો થયો ત્યાં ચંદનદાસ, છગન, સુમન, વગેરેની મૂર્તિઓ દૃષ્ટિમા સન્મુખ ખડી થતી દેખાઇ. એક પછી એક આવીને જાણે એને સમજાવતી હોય કે પાછા અમારા મંડળમાં આવો, એવા ભાસ થવા લાગ્યા. આમ કેટલોક સમય ચાલ્યું એટલે રમણ મુઝાયો, અકળાયો, ઉઠયો, બીડી સળગાવી બારી પાસે આવી ઉભો રહ્યો; પરંતુ એ છાયાઓ આંખ આગળથી દૂર નજ થઈ. રમણે તરંગમાળાના મણુકા મૂકવા માંડયા:—ચંદનદાસ, ભાઈ, ત્હારી વાત સત્ય છે. સુમન, તું વ્યાકુળ થઇ નિસાસા નાખે છે તેનું પાપ મ્હને જરૂર લાગશે. મોજમઝાના વિચારો મૂકી દઉં છતાં એ, ચંદનદાસ, ભાઇ! તું કહે છે તેમ સુમનના નિર્દોષ હૃદયને પ્રેમપાશમાં નાંખી આમ કકળતું મૂકી તજી જવાનું પાપ તો મ્હારે શિરે ખરૂંજ. સુમન, નહિ, હું એટલો બધો

ઠુર હૃદયનો નિર્દય મનુષ્ય નથી કે ત્હને આમ ટવળાવું. જો હું
ને હવે મારો પ્રેમ આપ્યા પછી આમ રખડતી મુકું તો મ્હને
કા પાપ લાગે ! ને એ પાપનું પ્રાયશ્ચિત મ્હારાથી કોટી ઉપાયે
ણુ ન બને. સુમન, તું મ્હને શુધ્ધ સ્નેહથી નિઃસ્વાર્થ ભાવે
કાય છે તો પછી હું ત્હને ન ચાહું એ કેમ બને ? મ્હારે ત્હને
જીઆત ચહાવી જોઇએ. હા, મ્હેં ત્હને વચન આપ્યું છે તે
ારે પાળવું જોઇએ. ત્હારૂં હૃદય મેં જીતી લીધું છે તો ત્યાં
ારે વસવું જોઇએ ...........બસ, હું હવે પાપ કર્મ નહિ
; છગન વિલાસીની છે, વેશ્યા છે, અધમ છે; તો એ
ધમનો સંગ નહિ કરૂં. પરંતુ સુમન તું શુધ્ધ છે. મ્હારા પર ત્હારો
ને ‑સિકાનો સરખો હક છે. રસિકાને હું વિનવીશ, કરગરીશ,
ો પડીશ, પરંતુ ત્હમને બન્નેને સરખા સ્નેહથી ચાહીશ. રસિકાની
ન મેળવીશ, પછી તો પાપ નહિ ગણાય. રસિકા પૂર્ણ પ્રેમી છે,
રજા આપશેજ. બસ, પછી પાપ માર્ગે નથી વિચરવું. " માળાનો
ણુકો ગબડી ગયો, હોલાઈ ગએલી બીડી સળગાવીને પલંગમાં
ન: આડો થયો ત્યાં ચંદનદાસની છાયા નેત્ર સમક્ષ આવી ઉભી
ો ને દયામણું મુખ કરી જાણે કહેતી હોય તેમ લાગી. " રમણુ-
લ, ત્હમારા માટે હું નિરાધાર બન્યો ! ત્હમારા શુભને માટે મ્હેં
રો સ્વાર્થ ત્યાગી મ્હારૂં સર્વસ્વ હોમ્યું. આપને ખાતરજ મ્હેં માતા
તાનો ત્યાગ કર્યો. હું હવે અસહાય છું. મ્હને આપ મદદ નહિ
ા તો પછી મ્હારે કોને આશરે રહેવું ? " છાયા બોલતી બંધ
ઇ ને પાછી રમણે વિચારમાળા ફેરવવા માંડી, " ખરેખર, ચંદનદાસ,
ને પણ મ્હેંજ ફસાવ્યો. મ્હારી મોજશોખમાં મ્હને સરળતા કરી

ાપવા ત્હેં માતા પિતાનો ત્યાગ કર્યો. ભાઇ, તું નિર્દોષ છે. જગત
મે તેમ માને ને ભલે ત્હને દોષ દે પરંતુ સર્વ દોષ મ્હારોજ છે.
ાઈ, ત્હને નહિ ભૂલું. ભલે, સર્વ ના કહે, પરંતુ ત્હારા સરખો
ાચો સ્નેહી મિત્ર મ્હને અન્ય નહિ મળે. જરૂર હું ત્હને મદદ
રીશ. નહિ, આપણે પાછા હતા તેવાજ મિત્રો બની રહીશું. ભાઈ,
ાપણે વેશ્યા વિલાસ અને મદિરાનો ત્યાગ કરીશું. ને આપણે શુદ્ધ
ઇશું. હું ત્હને એ સલાહ આપીશ. પછી આપણું જીવન શાંત અને
દ્ધ બનશે. ભાઇ, હું ત્હને કાંઈ ધંધે વળગાડીશ, તું નિરાધાર છે,
ારે ખાતર ત્હેં ત્હારા આશ્રયસ્થાનનો ત્યાગ કર્યો છે, તો હું
ને જરૂર આશ્રય આપીશ." થોડી પળ અટકી ગયો વળી પાછી
ાચારમાળા ચાલી, "હા, પરંતુ બાપુ તેને મળવા ના પાડે છે;
ને ઘરમાં પણ પેસવા દેવા ના પાડે છે. તો પછી શું કરવું?...
ઇ નહિ, બારોબાર મળીશું ને બાપુથી ગુપ્ત રાખીશું.......હાં,
રંતુ બાપુથી ગુપ્ત રાખવું તેનું નામ પાપ નહિ?......ના રે, એમાં
ાપ શેનું? બાપુના દિલને એ કાર્ય રૂચતું નથી માટે એમને ન
ણાવવું, જેથી એમનું દિલ નહિ દુઃખાય, ને બારોબાર મળવાનું
ાખવાથી ચંદનદાસ તેમજ સુમનના આત્માને પણ દુઃખ નહિ
ાય. આમ એક સાથે ત્રણ આત્માને શાંતિ અને સંતોષ રહેશે;
છી કહો એ કાર્યમાં શેનું પાપ? ચાલો ત્યારે, આજ સાંજેજ
હાર ફરવા જાઉં ને સર્વને મળું. આમ નિર્દોષ આનંદ કરવામાં
નેહીઓ સાથે ફરવામાં કાંઇ પાપ છેજ નહિ."

આવા આવા અનેક તર્ક તરંગમાં રમણ તરતો હતો. પશ્ચાતાપ
રી શુદ્ધ થયો માની, આવા ભોળા મગજના ખોટા તર્ક પ્રવાહમાં

શુાતો હતો. હા, રમણનું અંતર શુદ્ધ બન્યું છે ખરૂં, પરંતુ એના ચારબળ પર પેલા ઝેરી પત્રનો અમલ થયો છે. પોતે શુદ્ધ સાત્વિક ની, શુદ્ધતાને અગ્રસ્થાને ગણી પશ્ચાતાપથી મુલાયમ બનેલા હૃદ-ને વધુ નરમ બનાવી આવા અનેક વિચાર કરતો હતો. પરંતુ ને થોડુંજ ભાન છે કે પોતે પાછો પાપની પ્રજળતી જ્વાળાઓમાં ડે છે. પોતે જેને સાત્વિક ભાવે નિહાળે છે તેજ પાપના પુંજ છે. તે વિચારોનું પરિબળ વધ્યું. રમણ ઉઠયો, ઓરડાનું દ્વાર બંધ ર્યું, ને ટેબલ પાસે બેસી ચંદનદાસને એક ટુંકો પત્ર ઉતાવળે લખી ખ્યો. સરનામું કરી બંધ પણ કર્યો, પરંતુ પછી પ્હોંચાડવો કેવી તે એ સવાલ ઉભો થયો. થોડો વિચાર કર્યા પછી ચંદનદાસનો ત્ર લાવનાર મોટરવાળો ધ્યાનમાં આવ્યો. રમણે બહાર આવી માને મોટરવાળાને મોકલવા કહ્યું. પાંચ મીનીટમાં મોટરવાળો ાવ્યો ને સલામ કરી ઉભો રહ્યો. રમણે પત્ર આપ્યો ને જલદી દનદાસને પ્હોંચાડી આવવા કહ્યું, ને જણાવ્યું કે જવાબની જરૂર થી. 'વારૂ સાહેબ" કહી મોટરવાળો બ્હાર નીકળ્યો અને રસિકા ંદર દાખલ થઇ. તેણે મોટર ડ્રાઇવરને નીકળતો જોઇ સ્વાભાવિક શ્ન કર્યો, "કેમ વ્હાલા, મોટર ડ્રાઇવરને બોલાવ્યો હતો? શું કાંઇ કાર જવાનો વિચાર ચાલે છે?"

"હા જરા વિચાર થાય છે ખરો?" રમણે ટુંકો ઉત્તર આપ્યો ને એનું શુદ્ધ થવા યત્ન કરતું અંતર કલુષિત હોય તેમ પ્યું. આગળ શું જવાબ આપવો તેના વિચારમાં રમણ પડયો.

"અત્યારે તો ઘણો તાપ પડે છે. સાંજનાજ જવાનું

ાજો ને. ક્યાં જવા ધારો છો, વ્હાલા ? " રસિકાએ પ્રેમથી પ્રશ્ન કર્યો.

" ઘણા દિવસથી બ્હાર નથી નીકળ્યો ને મન અકળાય છે, ા આજે જરા એમજ મન થયું કે બ્હાર ક્યાંક ફરી આવું. ાવા તરફ કે એ બાજુ જરા કોટમાં જઇ આવશું. " રમણે ાત્ય ઉચ્ચારણ કર્યું. એને જરા ક્ષોભ તો થયો પરંતુ ભીરૂ મનના ણથી સત્ય વાત ન કહી શકાઇ.

" હા વ્હાલા, બ્હાર તો જવુંજ જોઇએ, પરંતુ સાંજનાજ ાનો વિચાર રાખો. " રસિકા વળી વ્હાલથી બોલી.

" હા, સાંજનાજ જવાનો છું; પરંતુ આ તો જરા આગળથી ને કહી રાખ્યું હોય તો ઠીક, એમ માની બોલાવ્યો હતો. વ્હાલી ા પાણી આપ જોઇએ. " રમણે વાત ફેરવી.

રસિકાએ રમણને પાણીનું પ્યાલું આપ્યું. રમણે પીધું ને વધ્યું પોતે પી ગઇ. પછીથી પાનનો ડબો લઇ પલંગમાં આડા પડેલા તેના પગ આગળ બેસી પાન બનાવવા લાગી. બન્ને પ્રેમીઓ વાતે ાગ્યાં. પોતાના વિચારો અમલમાં મૂકાશે ને પાછા યથેચ્છ ફરીશું ની રમણ પણ આજે રોજના કરતાં વધુ આનંદી જણાતો હતો. તાવિનોદમાં રસિકા રસથી ભાગ લેતી હતી અને કાંઈ કાંઇ રમ- ાય પ્રસંગો યાદ કરતી હતી.

આજે બપોરના સમયે જે વખતે રમણલાલે ચંદનદાસને ચિઠ્ઠી ાકલી તે વખતે ચંદનદાસ, કેનેરી પુલ પરના છગનવાળા બંગલામાં વે આગળ શું કરવું અને આ બધા સામાનની તથા ડોસીની શું

ાવસ્થા કરવી તે સંબંધી વિચાર કરતો છગન સાથે બેઠો હતો. ાટલા દિવસથી ચંદનદાસ સુમનને તો વાયદા પર વાયદા કરી ાશા આપ્યા કરતો હતો. આજે તે ખાસ છગનની બાબતનો નિર્ણય રવા આવેલો હતો. એ અને છગન દિવાનખાનામાં એક કોચ પર ાઠાં હતાં. કેટલીક આડીતેડી વાતો કર્યા પછી છગન બોલી, "વ્હાલા, ૂમે એક અઠવાડીઆમાં આ બધું નક્કી કરવાનું કહેતા હતા, તે ું થયું ? અઠવાડીઉં તો વહી ગયું. "

" હા, પ્યારી છગન, હું એજ વિચારમાં છું. ડોસીને રહેવા માટે ારી જગાનો સવડ થાય એટલે આ સરસામાન ઉપાડી લઇએ. મ્હારી ાલીમાં તો રસોઇઆ મારફતે એવી વાત ચલાવી છે કે ચાલુ માસમાં ઠનાં લગ્ન થનાર છે ને એટલા માટે પોતે દેશમાં ઉપડી જનાર . આથી સર્વ પાડોશીને આનંદ થયો છે, વ્હાલી !" ચંદનદાસ બોલ્યો.

" તે વ્હાલા, આપણે ક્યાં જવાનું છે ? " છગને ભાવ-ર્વક પૂછ્યું.

" કેમ વ્હાલી ? ત્હને રૂચે ત્યાં, આબુ કે એ તરફના કોઇ ણુ સારા શહેરમાં થોડા દિવસ રહી આવીશું. આથી સર્વની સમ-ઽમાં એમ ઉતરશે કે શેઠ લગ્ન કરી આવ્યા. વ્હાલી, આપણે ણુ થોડા સમય પ્રેમામૃતનું પાન કરતાં આનંદમાં સુખથી વિતાવી ાવશું. આથી તો મ્હારી પ્યારી છગનને અનહદ આનંદ શે, નહિ મ્હાલી ? " કહી ચંદનદાસે ચકોર નયનનો દષ્ટિપાત કર્યો, ગન હસી પડી ને ચંદનદાસે છગનનો મુખચંદ્ર ઉંચો કરી મધુર ુમ્બનદાન દીધું.

" વ્હાલા, એ બધુંએ ખરૂં, પરંતુ ક્યારે ? " પ્રેમાતુર પંખિણીએ પ્રશ્ન કર્યો.

" આજે રહવારથી મહારાજને ઓરડી ખોળવા મોકલ્યો છે તે હવે આવતો હશે. ઓરડીનું નક્કી થાય એટલે હું પેલું લખાણુ તૈયાર કરી લાવ્યો છું તે પર ડોશીની સહી કરાવી લઇએ. પછી આ બધો સરસામાન ફેરવી લઇને આ બંગલાનું ભાડું અને આ લોકોનો પગાર ચુકવી આપીએ. એટલે પત્યું. તો એ વ્હાલી, હજુ રહેજ બે ત્રણુ દિવસ નીકળી જશે, વધારે તો નહિ. " ચંદનદાસે અધીરી અબળાને ધીરજ આપી. આમ આ લોકોનો વાર્તા પ્રસંગ ચાલતો હતો ત્યાં રમણુલાલનો મોટરવાળો ચંદનદાસને ઘેર જઇ, ખોળતો ખોળતો, અહીં આવી પહોંચ્યો, તેણે ભૈયાને પૂછયું ને ભૈયો એને ઉપર દિવાનખાનામાં લઇ આવ્યો. મોટરવાળાએ સલામ કરીને ચંદનદાસના હાથમાં પત્ર મૂકયો. ચંદનદાસે અક્ષર ઓળખ્યા ને આનંદથી ઉઘાડી વાંચવા માંડયોઃ—

ન્યુક્વીન્સ રોડ.

સ્નેહી બન્ધુ ચંદનદાસ,

દિલગીર છું કે આપના પત્રનો પ્રત્યુત્તર વેળાસર આપી શકયો નથી, ને તેને માટે આપની ક્ષમા ચાહું છું. ભાઇ, આપની સર્વ વાત સત્ય છે, મ્હને હાલમાં અત્રે એકલા બંધન જેવું લાગે છે. જો કે આપણે પ્રમાદમાં કેટલાંક પાપ કર્મ કર્યાં છે, પરંતુ હવેથી આપણે એ માર્ગે નહિ વિચરીએ એટલે બસ. આપને માટે મ્હને

ઘણું લાગી આવે છે, હું આપનો ઘણો ઓશીંગણ છું. આપના મ્હારા પર અનહદ ઉપકારો છે. આ સર્વનો વિચાર કરતાં આપની મિત્રાચારી મ્હને અણમૂલી લાગે છે. એ અમૂલ્ય લાભને હું નહિ ત્યાગું. આટલો સમય આપને વિસ્મૃત કર્યા ત્હેને માટે આપની ક્ષમા યાચું છું. સુમનને માટે પણ લાગણી ધરાવવીજ જોઇએ. એના શુદ્ધ પ્રેમનો બદલો એને મળવોજ જોઇએ, એનું હૃદય મ્હેં જીતી લીધું તો મ્હારે એને સામું મારૂં હૃદય આપવુંજ જોઇએ. વધુ વાતચિત રૂબરૂમાં દિલ મળવા તલપી રહ્યું છે. સાંજે સ્હાડા પાંચ વાગે ' હેન્ગીંગ ગાર્ડન્સ ' માં હિલપર મળીશ. જરૂર ! હાલ તો એજ.

આપનો સ્નેહાધીન રમણ.

ચંદનદાસે પત્રને પુનઃ પુનઃ બે ચાર વખત વાંચ્યો; મોટરવાળાના હાથમાં એક રૂપીઓ ખુશાલીનો આપ્યો ને રજા આપી. મોટરવાળો સલામ કરી ખુશી થતો ચાલ્યો ગયો. ચંદનદાસ આનંદથી ખુશ થતો બોલ્યો, " વ્હાલી પોબાર, ફતેહના ડંકા વાગે છે, આપણું કાર્ય સર્વ વાતે સફળ થતુંજ જાય છે. "

" વ્હાલા, એટલું બધું શું છે ? " છગને પ્રશ્ન કર્યો.

" ગાંડી, જો, રમણ પાછો મ્હારી સલાહ મુજબ ચાલવા ઇચ્છે છે; પાછો મ્હારી મિત્રાચારી માગે છે. મ્હને મળવા અધીરો બન્યો છે. જો વ્હાલી, આમ રમણ પાછો હાથમાં આવ્યો એટલે પાછી લીલા લ્હેર. " ચંદનદાસે હર્ષથી ઉદ્દગાર કહાડ્યા. આમ

આનંદનો પ્રસંગ ચાલે છે ત્યાં મહારાજ આવ્યો ને ખબર લાવ્યો કે માધવબાગની સામે એક સારી હવા અજવાળાવાળી ચાલી છે; તેમાં એક સારી રૂમ ખાલી છે, ને ભાડું પણ ઘણું થોડું એટલે નવજ રૂપીઆ છે. ચંદનદાસને ઓરડી પસંદ પડી તેણે છગનને ડોસીની જરૂર પડતી ચીજો પૂછીને આજેજ ત્યાં મોકલાવા કહ્યું. મહારાજને પણ આખો દિવસ ત્યાંજ રહેવા તથા આ સર્વનો બરાબર બંદોબસ્ત કરવા હુકમ કર્યો. પછી ચંદનદાસ ડોસી પાસે પેલો કાગળ લઇ સહી કરાવા ગયો. નિરૂપાય અને નિરાશ બનેલી ડોસીએ એક અક્ષર પણ બોલ્યા ચાલ્યા સિવાય સહી કરી આપી. આ બધું પરવારી પોતે જવા તૈયાર થયો; છગન એની સાથે નીચે ઉતરી બન્ને ફુવારા પાસે ઉભાં રહ્યાં. છગનને કાંઇ યાદ આવ્યું હોય તેમ બોલી, " વ્હાલા, બધા દાગીના ડોસીને લઇ જવા દેવાય કે ? "

" ના રે, એમ કાંઇ બને, હું સાંજે આવીશ. ત્હારે પ્હેરવા હોય તેટલા પ્હેરજે. બાકીનામાંથી અર્ધા ડોશીને આપી હું સમજાવીશ. " સાંજનો વાયદો કરી, એક સ્નેહ ભર્યું ચુમ્બનદાન દઇ ચંદનદાસ ગૃહ પ્રતિ ચાલ્યો.

ગૃહે આવી ચંદનદાસે સુમનને ટેલીફોન કર્યો ને છ વાગતાં રમણલાલને લઇ આવવાનું વચન આપ્યું. આ સાંભળી પ્રેમ ઘેલી પ્રેમદાનો હર્ષ ઊભરાઇ જવા લાગ્યો. હજુ ત્રણ કલાકની વાર છે તો પણ અધીરી અભિસારીકાની અધીરાઇ રોકી રોકાય તેમ નહતી. તેણે પોતાના મનમાન્યા મહેમાન, દિલભર–દિલારામ, હૃદયના આ-

રામ રમણને રીઝાવવાના ઘાટ ઘડવા માંડયા. આભરણો અને આભૂષણોની પસંદગીમાં, તે ધારણ કરવામાંજ પાછો આપણી આ અધીરી અભિસારીકાએ અધીરાઇથી સમય વિતાવવા માંડયો. આશરે એક કલાકમાં પોતે સર્વ શણગાર સજી, બની ઠની, તૈયાર થઇ. દિવાનખાનામાં આવી બેઠીને વારે વારે ઘડીઆળ પર દૃષ્ટિપાત કરવા લાગી. સમય જાણે જાણી બુઝી લંબાતો હોય તેમ આ અધીરી અબળાને લાગ્યું. તે ઉઠીને દિવાનખાનામાં આંટા ફેરા કરવા લાગી. ન્હેની નજર ઘડીઆળ પર ને ઘડીઆળ પરથી બગીચાના દરવાજા પર વારા ફરતી ફરવા લાગી. એનાં અંગે અંગ પ્રેમથી મસ્ત બની તનમનાટ કરી રહ્યાં હતાં. પુષ્પધન્વાએ પોતાનું શર બરાબર તેના હ્રદય પર સાંધ્યું હતું, તેથી હૃદય હેલારે ચઢયું હતું. અંતે ન્હેનો ઉરો ભાગ કોઇ અનેરો કંપ અનુભવતો હતો. ક્ષણે ક્ષણે તે ઘડીઆળમાં જોતી, વળી નિરાશ થતી, ને બોલતી હજુ તો વાર છે. આમ અધીરાઇમાં ઘડીક ફરે વળી ઘડીક દિવાનખાનાના કોચપર આડી પડે, વળી ઘડીક બાજુપર પડેલી હારમોનિયમની પેટી પર બેસી કાંઇ વિરહગાન લલકારે. અંતે અધીરાઇ વધી. ઘડીઆળ પણ જાણે વૈરી બની ધીમું ચાલતું હોય તેમ એને ભાસવા લાગ્યું, ને ઉઠી ઘાટીને બોલાવી બાજુના બંગલાના ઘડીઆળમાં વખત જોવા મોકલ્યો. ઘાટી જોઇ આવ્યો પરંતુ તેમાં કાંઈ ફેર પડે ? આમ અધીરાઈમાં ને અકળામણમાં વખત ગાળતાં સ્હાડા પાંચનો અમલ થયો. " હવે તો જરૂર આવશે, સમય થવા આવ્યો. " વિચારી અધીરી અભિસારિકા ઉઠી, પાછી શયનગૃહમાં આવીને પુનઃ ટાપટીપ કરવા લાગી.

રમણુ તથા રસિકાએ આજનો બપોરનો સમય સંપૂર્ણ આનંદમાં ગાળ્યો. આશરે ત્રણેક વાગે રસિકા ચા કરી લાવી. સાથે કાંઇક નાસ્તો પણ આણ્યો હતો. ચા પાણી અને નાસ્તામાં કલાકેક નીકળી ગયો. રમણે રસિકાને કપડાં કાઢવું કહ્યું. કબાટ ઉઘાડો અંદરથી કોટ પાટલુનનું નવું સુટ કાઢયું. ટોપીને બ્રશ મારી એક નવો રૂમાલ કાઢી સેન્ટ નાખી મૂકયો, પછી વળી બુટ લઇને સાફ કર્યા તથા પાલીસ લગાવીને મૂકયા. સર્વ સાહિત્ય તૈયાર કરી રસિકા પાછી આવી બેડી, ને વળી થોડી આડીતેડી વાતો કરી. પાંચ વાગ્યા ને રમણુ કપડાં પહેરી તૈયાર થયો. મોટર નીચે તૈયાર જ ઉભી હતી. રસિકાએ વ્હાલથી કહ્યું; "વ્હાલા, સાંજે વહેલા આવજો." "જરૂર વહેલો આવીશ" કહી, રમણે રસિકાના ભાલ પ્રદેશ પર એક અપૂર્વ ચુમ્બનદાન દીધું. શુદ્ધ થએલા અંતરનો રમણુ પાછો અશુદ્ધિના આગાર તરફ ચાલ્યો; પરંતુ પ્રેમભીની પતિવ્રતા પત્નિને લેશ પણુ શંકા આવી નહિ. આટલા દિવસોમાં એક પણુ વખત રસિકાએ પાછલી જીન્દગી સંબંધી એક શબ્દ પણુ ઉચ્ચાર્યો નથી, કે ચંદનદાસનું નામ પણુ સંભાર્યું નથી. દેવી જેની શુદ્ધ ભોળી પ્રેમી રસિક બાળાના મનમાં પતિ પાછા ભ્રષ્ટ થશે એવો એક પણુ શંકાસ્પદ ખ્યાલ સરખોએ આવ્યો નથી.

રમણુ મોટરમાં બેસી સીધો મલબાર હિલ પર ચાલ્યો. કહેવાની જરૂર નથી કે ચંદનદાસ ત્યાં હાજરજ હતો. તે બાગના રસ્તા પરજ ઉભો હતો. રમણુની મોટર થોભીને તે અંદરથી ઉતરે તે પહેલાં તો ડગારો ચંદનદાસ દોડતો મોટર સન્મુખ આવી હસત

ે હસ્ત લંબાવી બોલ્યો; " સાહેબજી, શેઠ, આજે આપનાં
ન કરી સેવક કૃતાર્થ થયો !"

" નહિ, ચંદનદાસ, હું કૃત કૃત્ય થયો, તું નહિ! આવ ભાઈ,
ી મારી આપ. " કહી રમણે ચંદનદાસનો હસ્ત ગ્રહી, મોટરમાં
ાડયો. બન્ને સાથે બેઠા અને વાતે વળગ્યા.

" ચંદનદાસ, આપણી જીન્દગી જરા ખરાબ તો હતીજ, નહિ
? રમણે કહ્યું.

" શેઠ, આપ તો ભલા અને ભોળા માણસ છો! આપને એ
ા ખોટો વ્હેમ છે! આપણે શું લુચ્ચાઇ કે લફંગાઇ કરી છે?
નીતિને માર્ગે રહી જીવનના આસ્વાદો અને આમોદપ્રમોદનો
ભોગ ન કરવો જોઇએ? અરે વાહ, જો જો, એવા ગાંડા વિચાર
ા! મુકી દો એવા ઘેલા તર્ક. જુઓ, જુવાનીમાં જુવાનીના
ા, ઘડપણમાં પ્રભુ સ્મરણ એમ બધું યથા સમયે નિયમિત થયાં
છે. તો પછી શું માણસ જગતના રંગરાગ જોવા ન જોઇએ?
એનો જરાપણ સ્વાદ ચાખવો ન જોઇએ? શું એ બધા જગત્-
અનુભવથી બીનઅનુભવી-મૂર્ખ રહેવું જોઇએ? ના. એ
રાગમાં લુબ્ધ થવું ન જોઇએ! બાકી જગતમાં મૂર્ખ
ા સમજ વિનાના લેખાઈએ એ વાત તો મ્હારી ધ્યાનમાં ન
ા! આપણે તો ખરી વાત કરીએ!" મહાન તત્વજ્ઞાની હિતેચ્છુ
ે હિતોપદેશ કરવા માંડયો.

" હા, ચંદનદાસ, ત્હારી સલાહ સર્વ સમયે શુભજ હોય છે.

ભાઈ, મ્હારે માટે ત્હેં ઘણું કર્યું, મ્હેં ત્હારે માટે કાંઇ ન કર્યું. હવે આપણે કયો માર્ગ ગ્રહણ કરવો?" રમણે હિતેચ્છુ મિત્રની સલાહ લેવા માંડી.

"નાજી, એમ કેમ બોલો છો? મ્હેં તો કાંઇજ નથી કર્યું! માત્ર મ્હારો મિત્ર ધર્મ બજાવ્યો છે. કાંઈ વિશેષ નહિ! આપના મ્હારા પર અનેક ઉપકાર છે! હવે તો આપણે થોડો સમય આમ બારોબારજ મળીશું ને આનંદમાં દિનો ગુજારીશું." ચંદનદાસે સલાહ આપી.

"હા પરંતુ, છગનને ત્યાં જવાનું તો હવે બંધજ કરી દઇએ; બાકી સુમનને તો મળવુંજ જોઇએ, નહિ?" આત્મામાં થોડો પણ ઉજાસ રહેલો એટલે રમણ કંપ્યો ને બોલ્યો.

"શેઠ, છગન તો મુંબાઇમાંજ નથી. પરંતુ સુમન તો આપને માટે રડી મરે છે. આપે એને મળવુંજ જોઇએ. ને એ સિવાય ઘણીએ મોજમઝા છે!" ચંદનદાસે રમણને પુનઃ પાપ માર્ગમાં દોર્યો. રમણના આત્માનો ઉજાસ ઉડી ગયો. **એ દેવ એના એ** થઇ ગયા.

"ચાલ દોસ્ત, સુમનને બંગલે અધીરી અબળા અકળાતી હશે, મ્હારા વિના સુની પડેલી એ પ્રેમપંખિણી પોકાર કરતી હશે. અત્યારે એને ગૃહે તો કોઇ નહિ હોય, કેમ?" રમણે અસલ સ્થિતિમાં આવતાં કહ્યું.

"હાજી, કોઇ નહિ હોય, ચાલો!" કહી ચંદનદાસે મોટર-

ાળાને મોટર ચલાવવા કહ્યું ને રમણલાલની મોટર પાંચ મીનીટમાં
ુમનસુંદરીના સુશોભિત બંગલાના મનોહર બગીચામાં આવી
ાભી રહી. હજુ તો રમણલાલને ચંદનદાસ મોટરમાંથી નીચે ઉતરી
ાગથીઆં ચઢે છે તે પ્હેલાં તો સુમન દિવાનખાનામાંથી દોડતી આવી
મણનો હસ્ત ગ્રહી, જાણે ખેંચી લઈ જતી હોય તેમ ઉતાવળા
ાલે એને સીધી શયનગૃહમાં લઈ ગઇ. અંદર દાખલ થતાં એવા
ા જોરથી હૃદયદાન દીધું કે જો રમણને સ્થળે કોઈ નબળા બાંધાનો
મન્ય પુરૂષ હોત તો જરૂર મુઝાઇ જાત. પુનઃ બેચાર પાંચ વખત
માલિંગનસહ હૃદયદાન દીધું ને રમણના મુખચંદ્ર પર ચુમ્બનામૃતનો
રસાદ વરસાવી ત્હેને ગુંગળાવી નાખ્યો. છતાં પણ આ અધીરી
મભિસારીકાના અંતરનો ઉભરો ન શમ્યો ને અંતે રમણલાલના
મભા પર મસ્તક મૂકી ન્હાના બાળકની પેઠે બેધડક રૂદન કરવા
ાગી. વ્હાલા વાચક ! પતિને ઠગવા જે અબળાની આંખમાં ખોટાં
મશ્રુ હતાં તેજ ઠગારી મન મોકળું મૂકી પુષ્કળ અશ્રુપાત કરવા
ાગી. રમણનું ભોળું હૃદય આ અશ્રુવર્ષણથી પીગળી ગયું. તે
ાર્ર અવાજે બોલ્યો: “ સુમન, વ્હાલી, મ્હને માફ કર. હવે હું
ારાથી અળગો નહિ થાઉં. ” એની આંખમાંથી પણ અશ્રુ બિન્દુઓ
પક્યાં.

“ વ્હાલા, એક ક્ષણભરનો વિયોગ પ્રેમી આત્મા સહન કરવાને
મશક્ત છે. તો આપ તો પ્રેમામૃત પાઇને પછી નિર્દય થઈ જતાજ
હ્યા. વ્હાલા, હવે તો કદિ વિલા નહિ મૂકું. ” કહી સુમને પુનઃ
ુમ્બનવર્ષણ વરસાવ્યું.

" વ્હાલી સુમન, વરસોનાં વરસો પર્યંત પ્રેમીઓને વિરહ
પથા વેઠવી પડે છે, તો આપણો વિયોગ તો બે ચાર દિવસનોજ
તો. વ્હાલી, વિરહ એ પ્રેમની કસોટી છે. ચાલ ઉઠ, ગાંડાં મૂકી
." કહી રમણે સુમનને સ્નેહદાન દીધું.

સુમન સાવધ થઈ ઉઠી. મ્હોં ધોઈ બ્હાર જઈ થોડો નાસ્તો
ઇ આવી. કબાટ ઉઘાડી તેમાંથી મદિરાની શીશી કહાડી ગલાસ
ર્યાં ને એક રમણને ધર્યું. રમણ જરા કંપ્યો પણ મન લોભાયું.
મન સમજી ગઇ, તે આગ્રહ કરતી બોલી, " વ્હાલા, શું વિચાર
રો છો? પ્યારા પ્રેમપાન કરો. "

" કેમ શેઠ, એમાં વળી વિચાર કરવાનો હોય કે? એ તો
કેલા મનને રાહત આપનાર અત્યુત્તમ ઔષધ છે. હદબ્હાર
નય તો તો ખોટું. " ચંદનદાસે ચતુરાઇ ચલાવી. થઈ ચુકયું. એ કલાક
હેલાંનો રમણ હવે ન રહ્યો, પાછો બદલાઇ ગયો. રમણે મદિરા
ાન કર્યું, ને એનું વિલાસી મગજ વિલાસના ચકડોળે ચઢયું.
ણે ઉછળતા અંતરે ઉમળકાથી સુમનને આલિંગન સહ ચુમ્બનદાન
ધું. ત્રણેએ સાથે બેસી નાસ્તો કર્યો; ને પછી ચંદનદાસ સુમનનો હાથ
બી ચાલ્યો ગયો. સુમને સર્વ યથાસ્થાને મૂકયું. પછી પાન બ-
ાવી રમણના મુખમાં સ્વહસ્તે મૂકયું. રમણને હસ્તગ્રહી પલંગપર
સાડયો ને પોતે સોડમાં સંતાઇ તેની ગરદન પર કમળનાળ સમ
સ્ત વીંટાળી લાડ કરતી બોલી. " વ્હાલા રમણ, હૈયાહાર, મનજીવન
ાધાર, આવુંજ વચન પાળ્યું ને. હવે પ્રતિજ્ઞા પૂર્વક કહો કે

સુમન ત્હને હરરોજ દર્શન દઈશ. બોલો, અધીરીના આધાર બોલો ? " સુમન સુંદરીએ અભિસારીકાનો સંપૂર્ણ ભાવ ભજવ્યો.

" હા. વ્હાલી સુમન, હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે ત્હને હંમેશાં જરૂર મળીશ. ત્હારા સ્નેહામૃતના પાન વિણુ એક પળ પણુ હું જીવી ન શકું ! પ્યારી, પિતાનુંજ વચમાં નડતર છે. બાકી રસિકા તો મ્હારો પડતો બોલ ઉપાડે, મ્હારી આજ્ઞાનું ઉલ્લંઘન એ ભોળી બાળા કરેજ નહિ. ત્હને તથા રસિકાને સાથેજ રાખું. એક ક્ષણુ પણુ વ્હીલી ન મૂકું. પરંતુ પ્યારી, મ્હેં કહ્યું કેની કે આપણા સુખ માર્ગમાં એક ડોસાનોજ કંટક છે. " રમણે સુમનને સ્નેહથી સોડમાં લેતાં કહ્યું. વ્હાલા વાચક ! રખે આશ્ચર્ય પામતો કારણુ પ્રથમ જે રમણુ હતો તેજ રમણુ હવે પાછો અસલ અવતારમાં આવ્યો છે. વચ્ચે આઠ દિવસ જે બન્યો હતો તે નહિ. આથી જો આવા ઉદ્‌ગાર કહાડે તો તેમાં નવાઈ નહિ.

" વ્હાલા ! આપ સ્વતંત્ર ધંધો આદરો એટલે સર્વ છુટ મળશે. " પ્રેમાંધ પ્રેમદા બોલી.

" વ્હાલી સુમન, બાપુ હાલ પૈસા આપે નહિ તો ! " રમણે વાંધો દર્શાવ્યો.

" વ્હાલા રમણુ, પૈસા પૈસા શું કરો છો ? શું બાપુ આપે તોજ આપનો ધંધો ચાલે ? છટ, બોલો વ્હાલા, પાંચ પંદર હજાર જોઇએ તેટલા હું આપું. " સુમને સ્નેહના ઉમળકાથી કહ્યું.

" વાહરે સુમન, મ્હારા પર આટલો બધો પ્યાર, પ્યારી ? " રમણે પ્રેમાલિંગન આપતાં કહ્યું.

" અરે, પૈસા તો શું પરંતુ મ્હારા દિલના દિલારામ, અંતરના આરામ, મ્હારા રસિક રમણને માટે આ આપની દાસી પ્રાણ પણ પાથરે તો પછી શું ? " કહી પ્રેમાંધ બનેલી પ્રેમદાએ ઉછળતા અંતરે રમણને પરિરંભણ કર્યું. બન્ને પલંગમાં લેટી પડયાં.

વાચક ! થઈ ચુકયું. રસિકાનો સુધરેલો ભવ પાછો બગડી ચુકયો, એનો હૃદયેશ્વર રમણ અન્યનો થઈ ચૂકયો. કાળાં કૃત્યના કરનાર કુટીલ મનુષ્યોના ફંદામાં રસિકાનો ભોળો ભરથાર ફસાઇ ચૂકયો. જન્મભરની દુઃખિણી રસિકા જરા તરા સુખનું સ્હવાર જોઇ પુનઃ દુઃખ રાત્રિના અંધકારમાં આવી પડી.



## પ્રકરણ ૧૫ મું.



### સાધુ કે શયતાન.

" ધન હરે, ધોખો ના હરે, એ ગુરૂ શું કલ્યાણ કરે ? "
( અખો )

" હિંદમાં હાલ એક લાખ ભગવાં વસ્ત્રધારી સાધુઓ ભમતા, ને દેશને બરબાદ કરતા નજરે પડે છે, તેમાં એકસો સાધુઓ પણ સન્માર્ગી અને જ્ઞાની હોય તો હિંદનાં મહા ભાગ્ય !'

" જે દેશમાં સાધુ-ભિક્ષુકોની સંખ્યા જેમ વિશેષ તેમ દેશ ની પડતી પણ વિશેષ "

રમણ અસલ રમણ બન્યાને ને સુમનને પુનઃ તેનો પ્રેમી પ્રાપ્ત થયાને એક અઠવાડીઆ જેટલો સમય વહી ગયો છે. બે ચાર દિવસથી ચંદનદાસ 'હું લગ્ન કરવા જાઉં છું' કહી છગન સહ મુંબાઇથી ઉપડી ગયો છે. વૃદ્ધા હાલ તો માધવ બાગની સામેની ચાલીમાં સંતોષથી રહે છે. રમણ હવે દરરોજ બપોરના બે વાગ્યા પછીથી સુમનની સ્નેહભરી સોડમાં સંતાવાને જાય છે પરંતુ બિચારી ભોળા દિલની પતિવ્રતા રસિકાને પતિ બદલાઇ ગયાની ગંધ પણ આવતી નથી. હાલ તો આપણાં આ સર્વ પાત્રોની ગાડી સરળ માર્ગે ગબડે છે; આગળ પહાડ ટેકરા કે ખીણો આવશે કે નહિ તે આગળ ઉપર સમય આવ્યે જોવાનું છે, પરંતુ તે સમય આવે તે પહેલાં આપણે ઘણા સમયથી વિસ્મૃત કરેલાં આપણાં અન્ય પાત્રોની ખબર લેવી જોઇએ.

મહાત્મા શ્રી અખંડાનંદ, ભક્તાણી હંસાદેવી, ને આપણાં સુધરેલાં શેઠાણી ધનગૌરીની ત્રિપુટી સંપૂર્ણ છુટથી યથેચ્છ વિહાર કરે છે. બિચારા સોલીસીટર સાહેબ સ્હવારના અગીઆર વાગે જમીને ઓફીસે જાય તે છેક સાંજરે આઠ વાગ્યા પછીથી ઘેર આવે આ સમયનો સંપૂર્ણ લાભ લઇ મહાત્મા શ્રી ધનગૌરીનાજ આવાસમાં બિરાજમાન રહે છે. તેઓશ્રી બપોરનો રાજભોગ પણ ધનગૌરીના હસ્તનો આરોગે છે તેમજ વામકુક્ષી પણ ત્યાંજ કરે છે. છેક સંધ્યાકાળે છ વાગે લક્ષ્મીનારાયણના મંદિરે પધારી એક કલાક

હરિકીર્તન કરે છે. ધનગૌરી પોતાના તેમજ આજુબાજુના મા-ળાઓમાં મહાન ધર્મનિષ્ટ ગણાય છે. સર્વ કોઇ એમ કહે છે કે આ સોલીસીટરની સુધરેલી પત્નીનો ભવ મહાત્મા શ્રી અખંડાનંદે સુધારી નાંખ્યો. ખરેખર સુધારીજ નાંખ્યો હતો! ધનગૌરી મહા-રાજની તન, મન તથા ધનથી સેવા કરે છે. મહારાજ એક માસ થયા ધનગૌરી પર ઔષધ પ્રયોગ કરે છે ને તે સારી અસર કરી ફતેહમંદ થતો જણાય છે. ધનગૌરી હવે અખંડાનંદને પુછ્યા સિવાય પાણી પણ પીતી નથી. નિત્ય નવા નવા ભાવથી ભોજન કરી મહારાજને પ્રીતિ પૂર્વક જમાડે છે, ને ત્યાર પછીજ પોતે જમે છે. ભોજન કાર્યથી નિવૃત થઇ મહારાજ મુખવાસ આરોગી ધનગૌરીના શયન મંદિરમાંના પલંગને પવિત્ર કરવા તે પર વામ-કુક્ષી કરે છે, ને તે કાળે ધનગૌરી મહારાજશ્રીની ચરણ સેવાર્થે ત્યાં હાજર થાય છે. આથી આ ભોળી અંધ શ્રદ્ધાળુ પુત્ર લાલસા-વાળી લલના આ ભામટાની સંગે વધુ ભ્રષ્ટ બને છે. અખંડાનંદ ધનગૌરી સાથે સંપૂર્ણ છુટથી વર્તે છે. આ વિહારમાં પણ એ ભગવાં વસ્ત્રમાં છુપાએલાં સેતાન સાધુની મતલબ કાંઇ ઓરજ છે. તેની ગણત્રી એવી છે કે દિન પ્રતિદિન ધનગૌરીને અતિ વિલાસ પ્રિય અને વિષય લોલુપ્ત બનાવી એનું ધન હજમ કરી પોતે માલદાર થઇ અત્રેથી પલાયન કરી જવું. મૂર્ખ ધનગૌરીના સમજ્યામાં આમાંનું લેશ પણ આવતું નથી. પુત્ર પ્રાપ્તિની ઇચ્છાએ તે ભ્રષ્ટ વ્યભિ-ચારીણી બની છે. કામાંધ શયતાનના ચાતુર્યમાં ફસાઈ છે. તેમજ સાથે પતિની લક્ષ્મીની પણ ખુવારી કરે છે. આમ સર્વ વાતે ધનગૌરી દિવસ દિવસે વધુ અને વધુ અધમ બનતી જાય છે છતાં મૂર્ખ

ધર્માંધ સ્ત્રી પુરૂષો એને મહાન ધર્મિષ્ઠ ગણે છે અને એનો ઉદ્ધાર થયો માને છે. પરંતુ જો સ્હેજ અક્કલનો ઉપયોગ કરવામાં આવે, જરા બારિકાઇથી નિરીક્ષણ કરવામાં આવે તો સ્હેજમાં સમજાય છે કે ધર્મને ઓથે પાપના મોટા પુંજ ઉભા થાય છે. આવા અનીતિના અનેક અખાડા આપણા હિંદમાં હયાતિ ધરાવે છે. વ્હાલા વાંચક ! એકલો અખંડાનંદજ એવો છે એમ નહિ, પરતુ મહાન ધર્માચાર્યો ગણાતા ગાદીપતિ મહારાજો પણ આવા અનીતિના અખાડાજ છે. તેઓ ધર્મને નામે અનેક ધતિંગ ચલાવે છે છતાં મુર્ખ મનુષ્યો તેઓને દેવ માની પૂજે છે ! મહાન આશ્ચર્યની વાત છે કે મનુષ્ય જેવું મનુષ્ય પ્રાણી ઉલટું દુર્ગુણોથી ભરેલુંને એશ આરામમાં ડુબેલું તેને મુર્ખ મનુષ્યો દેવ માની આરાધે છે ! વાહ ! આમજ દેશનું સત્યાનાશ વળવાનું ! ! !

ધનગૌરી આ પ્રમાણે પણ ધર્મના બ્હાના હેઠળ પાપના માર્ગમાં પ્રવર્તતી હતી અને ઠગાતી હતી.

મહારાજની સાથેના સતત વિલાસથી તથા ઔષધિના સેવનથી કાંઇક ગર્ભની આશા બંધાઈ હતી. આજે અખંડાનંદ આવ્યો, જમ્યો ને વામકુક્ષી અર્થે શયનમંદિરમાં જઇ પલંગપર આડો થયો ત્યાં ધનગૌરી હાથમાં પાન લઇને આવી. મહારાજે અર્ધપાન આરોગ્યું ને બાકીનું અર્ધ એ ભામટાના ભ્રષ્ટ મુખવાળું વ્યભિચારિણી વામાએ ખાધું. ધનગૌરી શયનગૃહનું દ્વાર બંધ કરી પંખો લઇ મહારાજની સેવામાં હાજર થઇ. સમય જોઇ શઠ સાધુડાએ સ્વાર્થની વાત કહાડી.

" ધનગૌરી, ખરેખર, તું મહાન ધર્મનિષ્ટ છે. તું મ્હારી વ્હાલીમાં વ્હાલી સેવિકા છે ! શ્રી કૃષ્ણ પ્રભુ અનેક ગોપીકાઓ સંગે વિહાર કરતા હતા છતાં પ્યારી પટરાણી તો શ્રી રાધિકાજ હતાં; તેમ વ્હાલી, તું પણ મ્હારી રાધિકાજ છે. જો મ્હારો પ્રયોગ સફળ થયો છે, નહિ વારૂ ? પરંતુ હજુ ખાત્રી પૂર્વક ન કહેવાય. હજુ તો ગર્ભ શાંતિ અર્થે મ્હારે પ્રભુ કૃષ્ણચંદ્રનો જાપ કરવો પડશે, યજ્ઞ યાગાદિથી રીઝવવા પડશે ! સમજી વ્હાલી ? " શયતાન સાધુએ મંગળાચરણ કર્યું.

" દેવ, આપ તો મ્હારા સાક્ષાત પૃથ્વી પરના પ્રભુ છો. હું આપની ચરણરજ દાસી છું. પ્રભુ ! આપને યોગ્ય લાગે તેમ કરો. જે કરવું પડે તે કરો. દેવ, દાસીની એટલી અભિલાષા પૂર્ણ કરવા આટલો શ્રમ લ્યો. હું આપની જન્મોજન્મની ઓશીંગણ થઇ રહીશ." ભ્રષ્ટ થએલી ભામાએ પુત્ર લાલસાને વશ થઇ અખંડાનંદને પગે પડી પગના અંગુઠે ચુમ્બન કર્યું.

" હા, હું જરૂર શ્રમ લઇશ ! મ્હારી પ્યારી રાધિકા માટે આ કૃષ્ણ વન વન રઝળશે ને યમુનાનાં ઉંડાં જળ ઉથામશે ! " નરાધમે વધુ મોહજાળ પાથરવા માંડી.

" પ્રભુ, આપ એ કાર્યની શરૂઆત ક્યારથી કરશો ? દેવ !" વળી ધનગૌરીએ કરગરતાં કહ્યું.

" બે ત્રણ દિવસમાં શરૂ કરવાનો ઇરાદો છે. પરંતુ જોઇશે

બંદોબસ્ત થઇ જાય તો કામ જલ્દી ઉકલે !" મહાત્માએ મુદ્દો આગળ કરતાં કહ્યું.

"પ્રભુ, આપ જોઇતો બંદોબસ્ત કરી લેજો ને ખર્ચ થાય તે લઇ લેજો. અત્રે એ ધાંધલ લઇ બેસવાથી ફોગટનાં ફજેત થઇએ, નહિ દેવ ?" ધનગૌરી બોલી.

"હા, વ્હાલી, હવે સર્વ વાત તું બરાબર સમજતાં શીખી." કહી અખંડાનંદે આલિંગન સહ ધનગૌરીને ચુમ્બનદાન દીધું ને વિલાસી બનેલી ભ્રષ્ટ ભામા શયતાનની સોડમાં સ્નેહથી સંતાઇ તેણે ઉમળકાથી પૂછયું.—

"પ્રભુ, કેટલા પૈસાની જરૂર પડશે ?"

"હાલ તો હજારેક રૂપીઆ બસ થશે." અખંડાનંદે ઘણો મોડો આંકડો બતાવ્યો.

"પ્રભુ, આપ સાંજના પધારો ત્યારે લેતા જજો." ધનગૌરીએ કહ્યું. એને એટલો પણ સંશય ન આવ્યો કે હજાર રૂપીઆની દેવ પૂજા તે કેવી ? સંશય ન થાય તેમાં કાંઈ નવાઇ જેવું નથી, કારણ આવી રીતે આપણા હિંદુસમાજમાં અનેક ધર્માંધ સ્ત્રીઓ ઠગાય છે.

"પ્યારી, સાંજે આપજો. હું મ્હારા શિષ્ય પાસે સર્વ મંગાવી લઇશ, ને હાલ તો આઠેક દિવસ આ કાર્યને માટે આશ્રમ્ પરજ રહીશ ! મ્હારે સમાધી સાધવી પડશે ને પ્રભુને રીઝવવા પડશે !" ધુતારાએ લલના પર ધુતારાઇની જાળ જમાવી દીધી.

" ધન્ય ! ધન્ય ! દેવ, આપનો આ કિંકરી પર અથાગ પ્રેમ છે, પ્રભુ ! " કહી ધનગૌરીએ ખરા અંતરના ઉમળકાથી મહારાજને દૃઢ આલિંગન કર્યું.

સાંજ પડી ને અખંડાનંદ મંદિરે જવા તૈયાર થયો ત્યાં પૈસા સાંભર્યા. ધનગૌરીએ તિજોરી ઉઘાડી હજાર રૂપીઆના નોટ પત્તિશી છાના કહાડી આપ્યા. તે તિજોરી ઉઘાડતી હતી તે વખતે આ ધુતારો પણ ત્યાં હાજર હતો. તિજોરીમાં ઝગઝગાટ પ્રકાશતા હજારો રૂપીઆના દાગીના જોઇ ભામટાનું મન લલચાયું. રૂપીઆના નોટ અંચળાનાં ખીસ્સામાં મુકી તે નીચે ઉતર્યો. ધનગૌરીની મોટર નિયમ પ્રમાણે એને મંદિરે પ્હોંચાડવા હાજર હતી. અખંડાનંદ મોટરમાં બેઠો તો ખરો, પરંતુ ધનગૌરીની તિજોરીમાંના લાખોના દલ્લાને જોઇ એનું મન ચકડોળે ચઢયું હતું. તે મન સાથે હજારો ઘાટ ઘડતો હતો, " આ દલ્લો જો હજમ થાય તો હજારો રૂપીઆનો માલ હાથમાં આવે ને જીવનભરની નિરાંત થાય. પરંતુ એને ઉડાવવો કેમ ?...... તિજોરી ફાડીને ચોરી કર્યા સિવાય સિદ્ધિ નથી.........ધનગૌરીને ગમે તેટલી ભોળવીએ તો પણ કાંઈ આટલું બધું મળે નહિ...... તો હવે કરવું કેમ ? કોઇપણ પ્રકારે માલદાર તો થવુંજ જોઇએ. " આ અખંડાનંદની વિચારમાળા ફરતી હતી ત્યાં મોટર માધવ બાગના દરવાજામાં દાખલ થઇ ઉભી રહી. મહાત્મા અંદરથી ઉતરી પગથીઆં ચઢયાં. અનેક ભાવિક ભક્તજનો ટોળે મળી રાહ જોતાંજ બેઠાં હતાં. મહાત્માને જોઇ સર્વેએ પ્રણામ કર્યા. "જયશ્રી કૃષ્ણચંદ્ર" નો ઉચ્ચાર કરી મહારાજ અંદરના ઓરડામાં ચાલ્યા ગયા. પાછળ

એમની અનન્ય ભક્ત હંસા પણ દાખલ થઇ. અખંડાનંદે હંસાને જોઇ કહ્યું, "હંસા દેવી, સર્વ ભાવિક મંડળને વિદિત કરો કે મહાત્મા શ્રીની પ્રકૃતિ અસ્વસ્થ હેવાથી કિર્તનનો લાભ આપી શકશે નહિ." હંસા મહાત્માનું ફરમાન લઇ બ્હાર આવી ને સર્વને સમાચાર વિદિત કર્યા. કેટલાંક ભાવિક જનનાં નેત્રમાંથી અશ્રુ વર્ષણ થયું ને પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યાં કે એ દયાળુ પ્રભુ મહાત્માશ્રીને ઝટ આરામ બક્ષે. મંડળ નિરાશ થઇ એકેએક વેરાયું. હંસા અંદર આવીને મહારાજ પાસે બેઠી. તેણે પૂર્ણ પ્રીતિપૂર્વક પ્રશ્ન કર્યો; "પ્રભુ, આપને શું થાય છે?"

"કાંઇ નહિ, હંસાદેવી, એતો સહેજ!" કહી મહારાજે શિષ્યને બ્હાર જવાની આજ્ઞા કરી. શિષ્ય બ્હાર ગયો એટલે અખંડાનંદે બોલવા માંડયું "હંસા, સાચું કહે, શું તું મ્હને પ્રીતપૂર્વક શુદ્ધ અંતરથી ચહાય છે?" શઠે શઠતા આદરી.

"હા પ્રભુ, હું આપને શુદ્ધ અંતરથી ચાહું છું. જન્મોજન્મ આપનીજ સેવા યાચું છું. દેવ!" હંસાએ કહ્યું.

"તો, હંસા, હું ત્હને પૂછું છું કે તું જીવનભરને માટે મ્હારી સાથે જોડાવા ખુશી છે?" વળી ધુતારાએ ધૂર્તતા કરીને એક સાથે લક્ષ્મીને લલના બન્ને પ્રાપ્ત કરવાનો યોગ સાધ્યો.

"હાજી, સદા આપની સેવામાં રહેવા તૈયાર છું." ભ્રષ્ટ થએલી ભક્તાણીએ ઉત્તર આપ્યો.

" હંસા, વ્હાલી, મ્હારા સર્વ ભેદ તું સાચવી રાખશે ? મ્હારી સાથે દગો તો નહિ રમે ?" લુચ્ચાએ લુચ્ચાઇથી પૂછયું.

" પ્રભુ, એ શું બોલ્યા ? આ જીવ જાય તો પણ આ મુખમાંથી એક શબ્દ ન નીકળવા પામે. વ્યભિચારિણી વિધવાએ છાતી ઠોકી ખાત્રી ભર્યો ઉત્તર આપ્યો.

" તો હંસા, આપણે અહીંથી એક બે દિવસમાં ઉપડી જાઇએ. મથુરામાં આનંદે દિવસ ગુજારીશું. કેમ તું તૈયાર છે ને ?" અખંડાનંદે આનંદથી કહ્યું.

" હા બાપજી, હું તૈયાર છું પરંતુ ત્યાં ગયા પછીથી આપણો નિર્વાહ કેમ ચાલશે ? મ્હારી પાસે તો હાલ માંડ માંડ બે એક હજારની મુંડી છે. " વંઠેલી વનિતા બોલી.

" ધનગૌરીની સર્વ સંપત્તિ મ્હેં જોઇ છે. કાલે બપોરે હું એ સર્વ હજમ કરીશ. પછી આપણે સાંજની ટ્રેનમાં ઉપડી જઇશું." મહાત્માએ સરળ માર્ગ બતાવ્યો.

" પરંતુ પકડાઇ જઇશું તો ? એવી મ્હોટી ચોરી છાની કેમ રહે ?" અબળા ડરી ને ભયગ્રસ્ત મુદ્રાથી બોલી.

" ત્હને વ્હાલી, સમજ ન પડી ? હું નિયમાનુસાર કાલે ત્યાં જઇશ, ધનગૌરીને ઘેનની દવા આપીશ, એટલે એ ઉંઘી જશે. પછી મ્હેં કુંચી જોઈ છે, તે લઇ તિજોરી ઉઘાડી એક ન્હાની પેટીમાં સર્વ પેક કરી રાખીશ; ને આ છોકરાને કહી રાખીશ. તે એક વાગ્યે

આવીને પેટી લઈ જશે. પછી હું મંદિરે આવીશ. તું પણ પરવારીને બપોરે આવજે. પછીથી આપણે પાંચ વાગ્યે અત્રેથી ઉપડતા પંજાબ મેલમાં પ્રયાણ કરી જઇશું. બસ સમજ પડીને ? કેમ ઉપાય તો ઠીક શોધી કહાડયો છે ને ? શયતાને સાગ્રીતને સમજ પાડી, ને વંઠેલી વ્યભિચારિણી હંસા પણ ખૂશ થઇ. બન્ને એ સર્વ ગોઠવણ ગોઠવી રાખી. મહારાજે શિષ્યને સમજ પાડી કે કાલે અત્રેથી મુકામ ઉપડી જનાર છે, માટે સર્વ તૈયારી કરી રાખવી. મોડી રાત્રે હંસા ઘેર આવીને આનંદથી જવાની તૈયારી કરતી સરસામાન બાંધવા લાગી. વળી મહારાજને યાદ આવ્યું એટલે શિષ્યને મોકલી, ગૃહસ્થનો પોષાક મંગાવી રાખ્યો. આમ સર્વ વાતે તૈયાર થઇ આ શઠ સાધુ શયનાન બીજા દિવસના બપોરની કાગને ડોળે રાહ જોવા લાગ્યો.

* * * * *

અંતે બીજા દિવસનો સૂર્યોદય થયો; અખંડાનંદના ભાગ્યનો માનેલો ઉદય પણ સાથે શરૂ થયો. તેની આશા પૂર્ણ થવાનો સમય નજીક આવી લાગ્યો. અખંડાનંદ આજે અતિ આનંદી જણાતો હતો. સર્વ તૈયારી પ્રાતઃકાળથીજ શિષ્ય પાસે કરાવી રાખી મહારાજનો સર્વ સામાન એક નવીજ ખરીદ કરેલી ટ્રંકની પેટીમાં સમાઇ રહ્યો. આ ઉપરાંત કંઇક વધ્યું ત્હેનું ન્હાનું પોટકું બાંધ્યું તથા મહારાજની કામળ વગેરેનો એક બિસ્તરો તૈયાર કર્યો. બાકીનું સર્વ શિષ્યની ગાંસડીમાં સમાઇ ગયું. આમ બાંધબંધ ને મેલમૂક કરતાં દસ વાગ્યા ને મહારાજ સ્નાનાદિ વિધિથી પરવારી ધનગારીના ધન હરણના કાર્ય માટે તૈયાર થઈ સમયની રાહ જોતા બહાર

આવી વિરાજમાન થયા. નિયમાનુસાર ધનગૌરીની મોટર બરાબર મુંબાઇ અગીઆર વાગે મહારાજને તેડવા આવી. મહારાજ જોઇતું સાહિત્ય સાથે લઇ શિષ્યને કેટલીક સૂચના કરી, "જય નારાયણુ" નો ઉચ્ચાર કરી મોટરમાં આરૂઢ થયા. સોલીસીટર સાહેબને ત્યાં આવતાંજ દ્વારમાં ધનગૌરી નિત્ય નિયમ અનુસાર રાહ જોતી ઉભેલી દૃષ્ટિ ગોચર થઇ ત્હેણે મહારાજને સાષ્ટાંગ પ્રણામ કર્યાં ને કર ગ્રહી દિવાનખાનામાં તેડી ગઈ. આ પછી ઘણીજ પ્રીતિ પૂર્વક મહારાજને ભોજન કરાવ્યું. અખંડાનંદ પ્રીતિનાં ભોજનિયાં આરોગી શયન મંદિરમાં પધાર્યા. પાએક કલાક પછી ધનગૌરી જમી પરવારી મહાત્માશ્રીની ચરણુ સેવામાં હાજર થઇને પાનનો ડબો લઇ મહારાજના ચરણુ આગળ પલંગ પર બેઠી. ત્યાં મહાત્માશ્રીએ મંગળાચરણુ કર્યું. "પ્યારી ધનગૌરી, આજે પાન રહેવા દે."

"કાં બાપજી, આપ પાન આરોગવા ના પાડો છો ? શું કિંકરીનો કાંઈ દોષ થયો છે ?" ધનગૌરીએ હાથ જોડયા.

"નહિ, પ્યારી, ત્હારો તે દોષ થાય ? જે ક્રિયા હું કરવાનો છું તેની ફલ પ્રાપ્તી ઝટ થાય તે માટે પ્રભુ કૃષ્ણુચંદ્રને પ્રીતિ પૂર્વક ધરાવેલી પાનની બીડી હું ત્હારે માટે ખાસ લાવ્યો છું." ધુતારાએ ધતિંગ ચલાવ્યું.

"ધન્ય પ્રભુ, આપની મહત્ કૃપા છે, દેવ !" ધનગૌરીએ મહારાજના ચરણુ ચુમ્યા ને અખંડાનંદે અંચળાના ગજવામાંથી એક નાજુક મનોહર ચાંદીની ડબી કહાડી તેમાંથી એક સોનાના વરખ

લગાડેલું પાન ધનગૌરીને આપ્યું. તે તેણે અતિ આનંદથી લીધું ને પ્રેમ પૂર્વક આરોગી ગઇ. પાનમાં કોઈ એવી અલૌકિક લ્હેજત લાગી કે ધનગૌરીનું અંતર આનંદથી ઉછળવા લાગ્યું. તેણે આ સાધુ શયતાનને પૂર્ણ પ્રેમથી પરિરંભણ કર્યું ને પલંગમાં આડી પડી ત્યાં તો એનાં નયન ઘેરાવા લાગ્યાં. તે બોલી; " પ્રભુ, આજે મ્હને પણ નિદ્રા આવતી લાગે છે. "

" ઘણી ખુશીથી નિદ્રસ્થ થઇ જાઓ પ્યારી ! " અખંડાનંદે પ્રયોગ સફળ થતો જાણી આનંદથી કહ્યું.

દશેક મીનીટ બાદ ધનગૌરી નિદ્રાધીન થઇ ગઈ. એ ધસધસાટ ઉંઘવા લાગી એટલે મહારાજ ઉઠયો ને આસપાસ ભયગ્રસ્ત નજર કરી ધનગૌરીની કેડેથી ચાંદીની સાંકળીએ લટકાવેલો કુંચીઓનો ઝુડો આસ્તે રહી લઇ લીધો. આ પછી પલંગ નીચે પડેલો એક ન્હાનો ઇસ્કોતરો ઉપાડયો. તેને ઉઘાડયો ને અંદરનો સામાન બ્હાર કાઢી નાખી ખાલી કર્યો. આ પછી ગઇ કાલે જોએલી તિજોરી ઉઘાડી તેમાંના સર્વ કિંમતી દાગીનાઓ એક પછી એક ઇસ્કોતરામાં ગોઠવ્યા, ને ઉપર સર્વ રોકડ રકમ ભરી. આ સર્વને બરાબર પેક કર્યું. આશરે એંસી એક હજાર જેટલો દલ્લો થયો. તિજોરી ઠાલીજ વાસી અંદરથી કુંચી કહાડી લીધી. તે પછી ઝુડામાંથી ઇસ્કોતરાની ચાવી કહાડી લઈ પોતાની જનોઇએ લટકાવી, ને કુંચીઓનો ઝુડો પાછો ધનગૌરીની કેડે લટકાવી દીધો. આ સર્વ કાર્યથી પરવારી આ પાપી, વિષયી, શયતાન સાધુ એ ધનગૌરીના મનોહર

મુખચંદ્ર પર એક છેલ્લું પ્રેમ ચુમ્બન કર્યું. પછી તુરતજ ઇસ્કોતરો લઇ બ્હાર દિવાનખાનામાં આવી બેઠો. શિષ્યને કરેલા ફરમાન મુજબ તે બરાબર મુંબાઇ એક વાગે હાજર થયો. ત્હેને ઇસ્કોતરો આપ્યો તથા કાંઇક સૂચના કરી. શિષ્ય દલ્લો ઉપાડી સીધો ગુપચુપ માધવ બાગમાં આવી લાગ્યો વ્હાલા વાચક વૃંદ ! આ સ્થળે ત્હને શંકા થશે કે આટલો ભયંકર પ્રયોગ બની ગયો ત્યાં સુધી ઘરનાં માણુ-સોમાંથી કોઇએ કાંઇપણ ન જાણ્યું ? ઘરનાં માણસને બિચારાંને ક્યાંથી સમજ પડે કારણ કે ધનગૌરીનો એવો સખ્ત હુકમ હતો કે જ્યારે પોતે મહારાજની સેવામાં હોય ત્યારે કોઇએ પણ બોલાવ્યા સિવાય દિવાનખાના તરફ બિલકુલ આવવુંજ નહિ. તો પછી અંદરના શયન ગૃહની તો ક્યાંથીજ ખબર પડે ? શિષ્ય પેટી લઇ નીચે ઉતર્યો ત્યારે ઘાટી સામો મળ્યો હતો. તેને લાગ્યું કે કાંઇ મહારાજનો સામાન હશે. આપણે શું ? આવું ધારી એ પોતાના કામે વળગ્યો. શિષ્યના ગયા પછી અર્ધા કલાકે અખંડાનંદ ઉઠયો ને આજુબાજુ ગુપચુપ નજર નાખી દાદર ઉતરી ઉતાવળે પગલે પસાર થઇ ગયો. મંદિરે આવી શિષ્યને ગાડી લેવા મોકલ્યો ને હંસા આવી બેઠી હતી ત્હેને કહ્યું કે તું ત્હારો સરસામાન લઇ બારોબાર કોલાબાના સ્ટેશન પર આવી લાગ. હું ટીકીટ લઈ રાખું છું. હંસા ગઈ ને શિષ્ય ગાડી લઇને આવ્યો. મહારાજે ગૃહસ્થનો સર્વ પોશાક પ્હેરી ઉપર અંચળો ઓઢી લીધો, ને પછી સર્વ સામાન ગાડીમાં ભરી શિષ્ય અને મહાત્મા ઉપડયા. બરાબર ચારેક વાગ્યા પછી મહારાજની ઘોડાગાડી કોલાબાના સ્ટેશન પર આવી લાગી. મહારાજે સામાન ઉતારવા શિષ્યને હુકમ કર્યો અને પોતે ટીકીટો લેવા ગયા. અખં-

ડાનંદ ટીકીટ લઇને આવ્યો કે તુરતજ હંસા પણ આવી પહોંચી. સર્વે નોર્થન એકસ્પ્રેસમાં દાખલ થયાં.. એક ખાલી ડબ્બો જોઇ સર્વ સામાન બરાબર ગોઠવ્યા પછીથી મહાત્માએ બીસ્તરો બીછાવ્યો. આમાંથી એક ન્હાની ગાંસડી હતી તે ઓસીકે મુકીને સંડાસમાં જઈ અંચળો ઉતારી નાખી ગડી કરી લઇ આવ્યો. તે પેલી ન્હાની ગાંસડીમાં બાંધ્યો. બરાબર પાંચ વાગે 'પંજાબ મેલ' ઉર્ફે નોર્થન એક્પ્રેસ ઉપડી ને તેની સાથે આ શઠ સાધુ શયતાન પણ એક સાથે લક્ષ્મી અને લલનાનું હરણ કરી મનમાં મગ્ન થતો ને હજારો તર્ક વિતર્ક કરતો ઉપડયો. ટ્રેનના વેગ સાથે એના મગજનો વેગ પણ વધવા લાગ્યો. ને હજારો શેખચલ્લીના તરંગોમાં તરવા લાગ્યો. આ શયતાન ઉઠાઉગીરને હાલ તો મથુરા નગરીની વાટે મુસાફરી કરતો છોડી વ્હાલાં વાચક! આપણે પાછા મોહમયીમાં આવીએ.

પંજાબ મેલ જ્યારે સુરત નજદીક પહોંચ્યો હશે ત્યારે, એટલે કે રાત્રે નવેક વાગ્યાને સુમારે સોલીસીટર સાહેબ ઘેર આવ્યા. ઉપર આવી બારોબાર પોતાના શયનગૃહમાં કપડાં ઉતારવા ગયા. અંદર પ્રવેશ કરતાંજ એમની નજર સહસા પલંગ પર પડી ને જુએ છે તો ધનગૌરી એક પ્રચંડ વાઘણની પેટે અસ્વસ્થ હાલતમાં ઘોર નિદ્રાધિન પડેલી છે. સોલીસીટરને કોઇ દીવસ નહિ ને આજે પત્નીને આમ ઉંઘતી જોઇ ઘણીજ નવાઈ લાગે છે. તેમણે કપડાં ઉતાર્યાં ને પલંગ પાસે જઇ "વ્હાલી, કેમ કાંઈ આજે અત્યારથી ઉંઘવા માંડ્યું છે?" કહી ધનગૌરીના ઉરો ભાગ પર હસ્ત મુકી હલાવી

ર તુ ધનગૌરીની અડગ નિદ્રાનો ભંગ ન થયો, શેઠ વિમાસણમાં
ડ્યા કે ચતુર ધનગૌરી નિદ્રામાં અજાણતાં સ્પર્શ થતાં જાગી
ડનાર તે આજે ઢંઢોળવા છતાં એ જાગતી નથી તેનું શું કારણ?
રેરે, એને શું થયું હશે? પુનઃ ખૂબ જોરથી હલાવી, બે ચાર વખત
ધન! ધન!" કરી બૂમ મારી પરંતુ પત્નીની ઘોર નિદ્રાનો
ગ ન થયો. શેઠ અકળાયા ને રામાને દ્વાર સન્મુખ આવી બૂમ
ડી ત્યાં તો સામે અર્ધ ઉઘાડી તિજોરીપર નજર પડી, ને સોલી-
ટર સાહેબ ઓચિંતા તિજોરી પાસે દોડી ગયાને જોર કરી લોખંડી
વાજો ઉઘાડ્યો ત્યાંતો "હાય, હાય, સર્વ નાશ થયું!" નો
કાર પાડી, ધબ દઇ, મૂર્છાગત થઇ, વૃદ્ધ શેઠ નીચે ગાલીચાપર
ડી પડ્યા. શેઠની બૂમ તથા હાયનો પોકાર સાંભળી, રસોઇઓ
. રામો બન્ને દોડતા આવી લાગ્યા. જુએ છે તો શેઠ ભોંયપર
માન પડેલા છે ને તિજોરી ઉઘાડી—ખાલી છે. ચાલાક મહારાજ
તામાં સર્વ મામલો સમજી ગયો. તેણે રામાને પાણી લેવા મોક-
, ને પોતે કબાટ પરથી કોલન વૉટરની બાટલી લઇ ...
તકપર છાંટવા લાગ્યો. ઠંડા પાણીની તથા કોલન વૉટરના સામટા
ારથી શેઠની મૂર્છા પા એક કલાકમાં છુટી, ને આજુબાજુ નજર
મી તો મહારાજ તથા રામો બે જણ નજરે પડ્યા. સોલીસીટર
ડ્ડેબે સાવધ થઇ મહારાજને પ્રશ્ન પૂછવા માંડ્યાઃ—

"મહારાજ, આજે કોઇ આવ્યું હતું?"

"ના શેઠ, રોજ આવે છે તે મહારાજ સિવાય કોઇ નહોતું
ય્યું." રસોઇઆએ કહ્યું.

" ત્યાર પછી તમે કોઇ અંદર આવ્યા હતા ? સાચું બોલો. તમે મ્હારા વિશ્વાસુ નોકર છો. જો સત્ય વાત કહેશો તો માફ કરીશ નહિ તો પોલીસને સ્વાધીન કરીશ." શેઠે દમ દેવા માંડયો.

" ના શેઠ, અમો અંદર આવ્યાજ નથી; બાઇનો અમને હુકમજ નથી. આપની બૂમ સાંભળીનેજ આવ્યા. બાઇ નિયમ મુજબ અખંડાનંદ મહારાજ આવ્યા હતા પરંતુ તે તો આજે ઘણા વ્હેલા ચાલ્યા ગયા. ત્યારબાદ બાઇને પણ બ્હાર નીકળેલાં જોયાં નથી." મહારાજે સત્ય વાતનો સ્ફોટ કર્યો.

સોલીસીટર સાહેબ કાંઇક જાણતા હતા કે અખંડાનંદ ઘેર આવે છે ને ધનગૌરી ધર્મનીતિ પાળે છે. એટલે મહારાજનું કહેવું થોડું સમજ્યા અને થોડું ન પણ સમજ્યા. તેથી પ્રશ્ન કર્યો:- ' એટલે તું શું કહેવા માગે છે ? "

" શેઠ, અખંડાનંદ મહારાજ રોજ આવતા, અત્રે જમતા, ને સાંજ સુધી અત્રેજ રહેતા. જ્યાં સુધી મહારાજ અત્રે રહેતા ત્યાં સુધી બાઇ મહારાજની સેવામાં રહેતાં, ને તે કાળે અમોને આ તરફ આવવાનો હુકમ નહતો. આજે મહારાજ જમીને દિવાનખાનામાં ગયા, ને પછી બે વાગે નીકળી ચાલ્યા ગયા; પરંતુ બાઇ બ્હાર નીકળ્યાંજ નહિ ને મહારાજ રોજ કરતાં બે કલાક વ્હેલા ગયા તે કાંઇ અમારાથી પૂછાય ? શેઠ ! આ સિવાય વધુ હું નથી જાણતો." ચપરાક મહારાજે ટુંકામાં સર્વ સમજાવ્યું ને વૃદ્ધ અનુભવી સોલીસીટર સર્વ સમજી ગયા, એમને લાગ્યું કે સ્ત્રીના સ્વચ્છંદ ને છુટાપણાનું પરિણામ છે. તેમણે રામાને પ્રશ્ન કર્યો:—

" રામા, તું શું જાણે છે ? "

" શેઠ મહારાજે સાંગીતલા તે મીં જાણે છે. હોઈ શેઠ, મીં ખાલની સીવર એલોસ તવા મહારાજના ચેલા દાદર વરતી માલા ભેટલા, ત્યાચ્યા હાથા મધી એક લ્હાન બાકસ હતા. માલા વાટલા કે શેઠાણીને મહારાજલા કાટા દેલા હોસે. શેઠ, બાકસ આપણા સરખાજ હોતા. " રામાએ પોતાની ગુજરાતી ભાષામાં દીઠું હતું તે કહ્યું.

શેઠને શંકા થઇ ને શયનમંદિરમાં ગયા. પલંગ નીચે નજર કરી તો ઇસંકાતરો નથી. શેઠ સમજ્યા, તેમને ખાત્રીપૂર્વક લાગ્યું કે અખંડાનંદ ચોરી કરી ગયો. પરંતુ શંકા થઈ કે એવા ધર્મિષ્ટ માણસનું ખાત્રીપૂર્વક જાણ્યા સિવાય એકદમ નામ કેમ દેવાય ? અંતે પુનઃ ધનગૌરીને જગાડવા યત્ન કર્યો. પરંતુ નિષ્ફળ. મહારાજને દાકત ને બોલાવા મોકલ્યો. ને પોતે ટેલીફોનપર જઇ પોલીસ ચોકીપર ટેલીફોન કર્યો. છુપી પોલીસના ઈન્સપેકટરે વિગત પુછી ને ટેલીફોનપર જણાવી શકાય તેટલું ટુંકામાં સોલીસીટરે સમજ પાડી, ઇન્સપેકટરે આવું છું નો જવાબ આપ્યો ને દસ મીનીટમાં ઈન્સપેકટર મી. દુબાસને બે પોલીસના સિપાઈ આવી લાગ્યા. શેઠે તેઓને દિવાનખાનામાં માનપૂર્વક બેસાડયા, ને રામાને ચા કરવા મોકલ્યો. પછી ધીમેથી મહાત્મા અખંડાનંદની તથા મહારાજે તેમજ રામાએ કહેલી હકીકત કહી; ને પૂર્ણાહુતિ કરતાં બોલ્યા. " પરંતુ મી. દુબાસ એવા ધર્મિષ્ટ મહાત્મા એવું નીચ કાર્ય ન કરે. કોઇ અન્યનો હાથ હશે. "

આ સાંભળી મી. દુબાસ કે જે ડીટેક્ટીવ ખાતાનો એક હોશિયાર, અનુભવી ઇન્સપેકટર હતો તે ખૂબ હસવા લાગ્યો. ને બોલ્યોઃ– “ મી સોલીસીટર, આપ તદન ભોળા માણસ છો ! એક સોલીસીટર હોવા છતાં આવું સમજો છો એ જાણી મ્હને ઘણી નવાઇ લાગે છે ! સરકારની છુપી પોલીસ ઉંઘતી નથી, તે જાગે છે. હરામનો પગાર નથી ખાતી તે હલાલ કરે છે. સમજ્યા ? જેને તમે મ્હાત્મા માનો છો તે મ્હારી તપાસમાં એક અઠંગ ઉઠાવગીર ઉતરી ચૂકયો છે આપણો હિંદુ સંસાર આમ અંધ શ્રદ્ધામાં જ ખરાબ થાય છે. જુઓ, હું આપની ખાતરી કરી આપું. ” કહી ઇન્સપેકટરે બ્હાર ઉભેલા બન્ને સિપાઇઓને બોલાવ્યા ને એકના કાનમાં કાંઇ કહી ઓફીસે મોકલ્યો તથા બીજાને માધવબાગમાં મહાત્મા અખંડાનંદની તપાસ કરવાને બાતમી લાવવા તથા જો હોય તો જાપતો રાખવાનો હુકમ કરી મોકલ્યો. બન્ને સિપાઇઓ સલામ કરી ગયા. ડીટેકટીવ સોલીસીટરને લઇ ધનગૌરીના શયન મંદિરમાં દાખલ થયો. ત્યાં તેણે બારિકાઇથી તપાસ કરવા માંડી. ઇસ્કોતરાની વિગત પૂછી. પલંગ નીચે તેમાંનો વેરાએલો સામાન જોયો, તેમજ ધનગૌરીની કેડે લટકતો કુંચીઓનો ઝુંડો જોયો ને શક મજબુત થયો. તેણે સોલીસીટરને પૂછયું કે તેમાં તિજોરીની કુંચી હતી કે નહિ સોલીસીટરે હા પાડી ને મી. દુબાસે કુંચી લઇ તિજોરીને બેસાડ જોઇ, સર્વ વાતે શક મજબુત થતો ચાલ્યો બન્ને પાછા ખુરસીપર આવી બેઠા ને ચા પીવા લાગ્યા. એટલામાં દાકતરને તેડી મહારાજ આવ્યો. મી. ભોળાનાથે દાકતરને ટુંકામાં આફત સમજાવી. દાકતરે ઘણીજ કાળજીપૂર્વક

ધનગૌરીને તપાસી. પછી દિવાનખાનામાં આવી બેઠા ને ટેબલ પરથી કાગળનો કટકો લઇ પ્રીસ્ક્રીપશન્ લખવા માંડયું, સોલીસીટરે પૂછયું:—

" કેમ દાકતર સાહેબ કાંઇ સમજ પડે છે કે શું થયું છે ? "

" કાંઇ ચિંતા કરવા જેવું નથી એમને સખ્ત ઘેનનું ઔષધ આપવામાં આવ્યું છે અને તેથીજ તેઓ ઉંઘે છે. હું દવા આપું છું તે મંગાવી મસ્તકપર ખૂબ રેડજો ને એક બીજી લાલ રંગની દવા છે તે મ્હોં ઉઘાડી એક માપ પાઈ દેજો. એટલે બે કલાકમાં જાગૃત થશે." દાકતરે સમજ પાડી.

" બે કલાક ! એટલો બધો વખત ! " સોલીસીટરે અધીરાઇથી પ્રશ્ન કર્યો.

" હાજી, પ્રયોગ ઘણો સખ્ત અજમાવામાં આવ્યો છે. મ્હેં અકસીર ઔષધ આપ્યું છે એટલેજ બે કલાકમાં જાગૃત થશે નહિ તો આવતી કાલે દિવસના બે વાગે જાગશે અને તે પણ એમના તંદુરસ્તી ઘણીજ સારી છે માટે. નબળાઇ પણ ઘણી લાગશે. જો શરીર સારૂં ન હોય તો તો ઘણાજ જોખમ જેવું છે. હું વખતસર આવી પ્હોચ્યો છું આપ બિલકુલ ફીક કરશો નહિ." દાકતરે કહ્યું.

" દાકતર, તમને સમજ પડી શકે છે કે શું ઔષધનો ઉપ-

યોગ કરવામાં આવ્યો છે ?" અત્યાર સુધી દૂર બેઠે બેઠે લખતા ડીટેકટીવ ઇન્સપેકટર મી. દુબાસે પૂછ્યું.

"હા, મ્હને કાંઇક સમજ પડે છે. હું ધારૂં છું કે અફીણનો અર્ક અગર તો એવીજ કાંઇ દવાનો ઉપયોગ કરવામાં આવ્યો છે. સબુર કરો હું પુનઃ એમના મુખમાં તપાસ કરૂં," કહી દાકતર ઉઠયો. એને લાગ્યું કે કોઇ પોલીસખાતાનો અમલદાર છે એટલે ચોકસ નિર્ણય કરવો જોઇએ. અંદર જઇ જોરથી મ્હોં ઉઘાડયું ને તપાસ કરતાં અંદરથી અર્ધ ચાવેલું મહાત્મા શ્રી અખંડાનંદની પ્રસાદીવાળું પાન એક બાજુના ગાલમાંથી મલી આવ્યું. દાકતરે પાન લીધું ને આનંદથી બ્હાર આવ્યો. તેણે પાનના કુચાઓને ખૂબ ફેંદીને તપાસ્યા, સુંઘી જોયા, પાણીમાં નાંખી હલાવીને રસ કર્યો ને પછી ખૂશ થતાં બોલ્યો, "અફીણનો અર્ક છે, ને તે સખ્ત પ્રમાણમાં વાપરવામાં આવ્યો છે. પરંતુ સારા ભાગ્યે બધો પેટમાં જવા પામ્યો નથી, એટલે કાંઇ ગભરાવાનું કારણ નથી."

આમ દિવાનખાનામાં વાત ચાલતી હતી ત્યાં એક પોલીસનો સિપાઇ આવ્યો. તેના હાથમાં આલ્બમ જેવું કાંઇક હતુ. મી. દુબાસે તે લીધું ને પાનાં ફેરવવા માંડયાં. દાકતરે પ્રીસ્ક્રીપશન્ તૈયાર કરી શેઠને આપ્યું ને શેઠે મહારાજને દવા લેવા મોકલ્યો. મી.દુબાસે પેલા આલ્બમમાંથી અખંડાનંદનો ફોટો કહાડી સોલીસીટરને બતાવ્યો. તે હસતાં હસતાં બોલ્યો, "કેમ સાહેબ આજ આપના મહાત્મા ને ? કેમ હોય કે નહિ ?"

"અહો ! શું તમે આટલી બધી ચોકસી રાખો છો ?" શેઠે આશ્ચર્યથી ઉદ્દગાર કહાડયા.

"કેમ નહિ ? આપ કાયદાઓ જાણવા છતાં કેમ નવાઇ પામો છો ? જુઓ સાંભળો," કરી ફોટાની પાછળથી વર્ણન વાંચવા માંડયું; "અખંડાનંદ નામનો એક તરુણ ખૂબસુરત સાધુ આજે કેટલાક દિવસ થયાં માધવબાગમાં આવી ઉતર્યો છે. તે કૃષ્ણ કથા કરે છે ને સ્ત્રી સમાજમાં ઘણો જાણીતો થયો છે. હંસા નામની કાલબાદેવી પર રહેતી વિધવા ભાટીઅણને અને એને મહોબત છે. ચહેરા પરથી તથા રહેણી કરણી પરથી સારો નથી લાગતો. પોલીસ દેખરેખ ચાલુ છે. પાછલો ઇતિહાસ મેળવવા પ્રયત્ન થાય છે." આ પછી તેના પર તારીખ હતી. હવે મી. દુબાસ બીજો સિપાઇ જઇને આવ્યો હતો તેના તરફ ફર્યો ને શું સમાચાર છે ? એમ પૂછયું. તેણે સમાચાર કહ્યા કે આજે ચાર વાગે મહારાજનો મુકામ અત્રેથી ઉપડી ગયો છે. વધુ તપાસ કરતાં એવી બાતમી મળી કે નૉર્થન એક્સ પ્રેસમાં ચાલી ગએલ છે.

ઉપરની સર્વ હકીકત ધ્યાનમાં લઇ થોડો સમય વિચાર કરી મી. દુબાસે સોલીસીટરને જણાવ્યું કેઃ–" મી. ભોળાનાથ સર્વ બાબત પર બારીક નજર નાખતાં મ્હારી ખાત્રી થાય છે કે અખંડાનંદ સંપૂર્ણ ગુન્હેગાર છે. હું મ્હારૂં બનતું કરીશ આપ સંપૂર્ણ ખાત્રી રાખજો કે આપનો માલ આવશે. મી. દાકતર ત્હમારે એક સરટીફીકેટ આપવું પડશે, ને ત્હેમાં ત્હમારી તપાસની વિગત લખવી પડશે મી સોલીસીટર, દાકતર સાહેબની રૂબરૂ એક પંચકયાસ નામું પણ કરવું પડશે."

આપણો બાહોશ ડીટેકટીવ બોલી રહ્યો કે દાકતર સરટીફીકેટ લખવા લાગ્યા. તે દરમીઆન ઇન્સપેકટરે પુનઃ ધનગૌરીના શયન-

ગૃહમાં પ્રવેશ કર્યો ને બારીકાઇથી સર્વ તપાસવા માંડયું; ધનગૌરીનો ચહેરો તેણે જરા બારીકાઇથી નિહાળ્યો ને લક્ષમાં ઉતાર્યો. તેનું મુખારવિંદ નિહાળતાં ડીટેકટીવને લાગ્યું કે ત્હેના જમણા ગાલ પર કાંઇક લાલ ચાઠું છે. તે નીચો નમ્યો, ચાઠું ધ્યાન પૂર્વક જોયું, હસ્યો અને બોલ્યો, " યા ખુદા ! તવંગર, સુધરેલા કુટુંબમાં આ સડો ! શેઠાણીને સાધુ એક છે ! શેતાને જતાં જતાં એક આલિંગન સહ ચુમ્બન પણ કર્યું છે ! બસ એતો એજ ." તે બ્હાર આવ્યો. પંચ-ક્યાસનામું તૈયાર કર્યું." હું સઘળે સ્થળે તાર કરૂં છું ને રાતની રાતમાં બનતી તપાસ કરી કાલે આપને મળીશ. આપ બેફીકર રહજો. સાહેબજી !" કહી આપણો બાહોશ ડીટેકટીવ ગયો. દાકતર પણ રજા લઇ વીસ રૂપીઆના નોટ ખીસામાં સેરવી ખૂશ થતા ગયા.

અંતે મોડી રાત્રે છેક એક વાગ્યાના સુમારે ધનગૌરીને ઘેન ઉતર્યું. પરંતુ એની તબિયત ઘણીજ નરમ હતી. સોલીસીટર સાહેબે ખૂબ દમ ભરાવ્યો ને સર્વ બનાવ જણાવ્યો. ધનગૌરીએ રોતાં રોતાં સર્વ કથા જણાવી. પોતે કેવી રીતે પુત્ર લાલસામાં ફસાઇને લોભે લેવાઈ તે પણ જણાવ્યું. ને " આવો નીચ ઉઠાવગીર શેતાન સાધુના વેશમાં છુપાએલો હશે તેની મ્હને શી સમજ પડે ? વ્હાલા !" કહી વૃદ્ધપતિની ખૂબસુરત યુવાન પત્નીએ આંખમાં શ્રાવણ ભાદરવો આણી, ધર્મને ઓથે રહેલા આ દુષ્ટ વ્યભિચાર પુરાણની પૂર્ણાહુતિ કરી. પુત્રલાલસાને વશ થવાથી આ બન્યું; ને હવે પુત્ર થશે માની, વૃદ્ધ સોલીસીટર સાહેબે, " હશે, ચાલ વ્હાલી, છાની રહે હવેથી ખૂબ સંભાળીને ચાલવું, એવા ઘણા ધુતારાઓ ફરે છે." કહી પત્નીને ભાલ પ્રદેશ પર એક ચુમ્બન દાન દઇ માફી આપી.

---

# પ્રકરણ ૧૬ મું.

## વર્તમાન પત્રો.

બીજે દિવસે સ્હવારમાં આખી મોહમયીમાં સોલીસીટર ભી. ભોળાનાથના ઘરની ચોરીની વાત ચાલી. બજારે બજારે, ચકલે ચકલે, મંદિરે મંદિરે ને ગલીએ ગલીએ સૌ કોઈ એજ વાત કરતાં હતાં. કેટલાક સુધારાવાળા અતિ ધર્માંધપણાનું આ પરિણામ જોઈ પેમલા ભક્ત વૈષ્ણવજનોને હસતા અને વખોડતા હતા; જ્યારે ધર્માંધ ભક્ત કે જેઓ અખંડાનંદની કિર્તન મંડળીમાં આવતા જતા હતા તેઓ છાતી ઠોકી બચાવ કરતા ને કહેતા કે "સુધારાવાળા તો ભ્રષ્ટ ભામ-ટાઓ છે. સાક્ષાત્ શ્રી કૃષ્ણ ભગવાન જેવા દેવ પુરૂષ પર આવો ખોટો આરોપ કરતાં એમના મુખમાં આગ કેમ નથી લાગતી? એવા મહાન મહાત્મા પુરૂષ ચોરી કરે ખરા કે? એવી વાત કેમ મનાય? હરિ, હરિ કરો!" વૈષ્ણવ મંડળ આમ વાત કરતું તો કોઈ ધનગૌરીના ધર્માંધપણાની ખોડ કહાડતું તો કોઇ સોલીસીટરે યુવાન પત્નીને આપેલી અતિ છુટનું આ પરિણામ આવ્યું ગણતું; કોઇ મહાત્મા અખંડાનંદને સાધુના વેશમાં શયતાન ગણતું, તો વળી કોઈ અખંડાનંદનો બચાવ કરતું. આમ હજારો વાતો ચાલતી. કોઇ કહે "ધનગૌરીને ઝેર આપ્યું;" કોઇ કહે "ધનગૌરીએ પોતાના યારને દ્રવ્યનો દલ્લો આપી નસાડી મૂક્યો ને પોતે વેશ કહાડયો; કોઇ કહે લુટારાઓએ લુટ કરી;" કોઇ કહે "ચોકસ મહારાજ લઇને નાસીગયો;" આવી, આવી અનેક કપોલ કલ્પિત દંતકથાઓ ચાલતી

હતી. પરંતુ સત્ય વાત તો મુંબાઈ નગરીના ખુણે ખુણા ખોળી બાતમી મેળવનાર રાજીંદા વર્તમાન પત્રોએ રહવારમાંજ પ્રગટ કરી હતી. વળી આ બનાવથી પારસી પત્રોને તો એક મહાન ચર્ચાસ્પદ વિષય પ્રાપ્ત થયો હતો તેઓએ તો કોલમોના કોલમ ભરી હિંદુ સમાજની ધુળ કાઢી નાખી હતી. તેમાંના એક જાણીતા છાપામાં મોટા અક્ષરે લખેલાં મથાળાં નીચે સર્વ વૃત્તાંત આ પ્રમાણે હતો:—

**ધર્મને નામે હિંદુ કોમમાં ચાલતાં ધતિંગ.**

**મૂર્ખ હિન્દુઓનું અતિ ધર્માંધપણું.**

**મહાન ધર્મિષ્ઠ ગણાતા ધુતારૂઓ.**

**દિવસે દિવસે મંદિરોમાં વધતો સડો.**

**મુંબાઇના જાણીતા સોલીસીટર, મી. ભોળાનાથને ત્યાં મોટી ચોરી.**

**ઉઠાઉગીરે કરેલી રૂપીઆ એક લાખની ઉચાપત.**

**પત્નીના અતિ ધર્માંધપણાનું પરિણામ.**

**મહાત્મા અખંડાનંદ સંપૂર્ણ શકદાર.**

**પંજાબ એક્સપ્રેસમાં તેણે કરેલું પલાયન.**

**ડીટેક્ટીવ ઇન્સ્પેક્ટર મી. દુબાસની બાહોશી.**

મુંબાઈમાં આજ કેટલાક દિવસ થયાં એક હિંદુ ઠગ સાધુ નામે અખંડાનંદ આવીને રહ્યો હતો. તે માધવ બાગમાં કૃષ્ણ કથા કરતો હતો, મૂર્ખ સ્ત્રીઓનું મંડળ એકઠું કરી તે ભોળી અબળાઓને ફસાવી, સમજાવી મોજ ઉડાવતો હતો. આપણી સરકારના જાણીતા ડીટેકટીવ ખાતાના બાહોશ અમલદાર મી. દુબાસે એ શેતાન સાધુની છબી પણ લઇ લીધી હતી. એ ઠગ એક હંસા નામની વિધવા ભાટીઅણ બાઇ સાથે પીયારમાં હતો તે પણ એઓ સાહેબ જાણતા હતા. આ અખંડાનંદ સાધુએ હંસા મારફત અત્રેના એક જાણીતા વૃદ્ધ સોલીસીટર મી. ભોળાનાથની તરૂણ સ્ત્રીને ભોળવી પુત્રલાલચમાં ફસાવી હતી. તે ધુતારો દરરોજ સોલીસીટરને ત્યાં જતો હતો ને સોલીસીટરની મૂર્ખ, વ્હેમી બૈરી ધનગૌરી એવણને એક મહાત્માની કાણી પૂજતી હતી, ગઇ કાલે બપોરના રાએતા મુજબ એવણ સોલીસીટરને ઘેરે ગયો ને ધનગૌરીને ભોળવી પાનના બીડામાં ઘેનની દવાઇ આપી, જેથી એ ભલીબાઇને ગાઢ નિદ્રા આવી ગઇ. આ પછી બાઈની કેડેથી કુંચીઓનો ઝુંડો લઇ તિજોરી ખોલી, એ સાધુ સેતાન રૂપીઆ એક લાખના દાગીના તથા રોકડ રકમ ઉપાડી ગયો છે. સાંજના ઓફીસેથી આવતાં મી. સોલીસીટરને ખબર પડી, ને એવણે પોલીસ સ્ટેશને ખબર આપી. ખબર મળતાંજ મી. દુબાસ ઇન્સ્પેકટર દોડતા આવી લાગા. એવણ સાહેબે બહુ બારીક તપાસ કરી, ખાત્રીપૂર્વક જણાવ્યું કે અખંડાનંદનો હાથ છે. પોતાના બનતા ઉપાયે સર્વ લાવી આપશે. આ પછી મોડી રાતના ખાનગી તપાસમાં મી. દુબાસને વધુ બાતમી મળી છે કે અખંડાનંદ ને હંસા બન્ને પંજાબ મેલમાં મથુરાની ટીકીટો

થઇ ભાગી ગયાં છે. મી. દુબાસે મથુરાંની પોલીસને તારથી ખબર આપી છે તેમજ આ ગંભિર કેસની વધુ તપાસ માટે એવણુ સાહેબ મથુરાં તરફ ઉપડી જનાર છે. મૂર્ખ હિંદુ કોમમાં ચાલતા અતિ ધર્માંધપણાનો આ એક મહાન ઝગઝગતો દાખલો છે. આ એનુંજ પરિણામ છે; ને અજ્ઞાન સ્ત્રી વર્ગનોજ આ બધો સમાજમાં સડો છે. સ્ત્રી શિક્ષણમાં હિન્દુ કોમ ઘણીજ પછાત છે, ને જ્યાં સુધી આમ પછાત રહેશે ત્યાં સુધી આવી રીતે વ્હેમી અને ધર્માંધ રહેવાની, ને આવા લુચ્ચાઓના ભોગ બનવાની તથા તેનાં ઘણાંજ માઠાં પરિણામો ખસુસ ભોગવવાની !" આવું આવું અને બીજું ઘણુંએ વર્તમાનપત્રોએ છાપ્યું હતું. અંગ્રેજી વર્તમાનપત્રોમાં પણ આવીજ હકીકત હતી.

અગીઆર વાગ્યા પછી સોલીસીટર સાહેબ આજે ઓફીસે આવ્યા. ઓફીસના કલાર્કોમાં પણ આજે એજ ચર્ચા ચાલતી હતી. ભાગીદાર સોલીસીટરો અને બેરીસ્ટરો પણ એજ વાત કરતા હતા સર્વ કોઈ સોલીસીટરને જુદા જુદા પ્રશ્ન કરતું હતું. મી. ભોળાનાથ બધાને જવાબ દેતાં દેતાં ઘણાજ કંટાળી ગયા. એમનું માથું દુ:ખી આવ્યું ને ટુંકામાં એમણે અંતે ઉત્તર આપ્યો, "ભાઈ, નસીબમાં નહિ એટલે ગયું."

"વાહરે, તમે પન એક સોનજ્જા સોલીસીટર અને વેલ એજ્યુકેટેડ જેન્ટલમેન ( well educated gentleman ) થઇ આમ બૈરાંની કાણી વ્હેમ રાખતાં કયાંથી સીખીઆ વારૂ ?" તેમની ફર્મના એક સુધરેલા પારસી બેરીસ્ટર મી. પટેલે કહ્યું.

" મી. પટેલ ! આનું નામ ફોરચ્યુન ( Fortune ) નહિ તો બીજું શું ? " મી. ભોળાનાથે બચાવ કર્યો.

" અરે જાવ મ્હારા સાહેબ, એમ કાંઇ ફોરચ્યુન આવી જતું હોશે ! જો વાત લાવ્યા છે તે ! એ બધો તમારી વાઇફ ( wife ) નોજ વાંક છે ! તમારાં હિન્દુઓનાં બૈરાં એજ્યુકેશનમાં ( education ) ઘનાંજ પછાત છે. હિન્દુઓમાં ફીમેઇલ એજ્યુકેશન ( female education ) બીલકુલ છેજ નહિ. તમારાં વાઇફ આવાં વ્હેમી થઇ એ શેતાન સાધુડાની સેવામાં નહિ જોડાયાં હતે તો આય વખત આવતેજ નહિ. માફ કરજો, મી. ભોળાનાથ ! આપણે તો બાવા રાઇટ ફેક્ટ ( right fact ) કહીએ છીએ. " મી. પટેલે એક ભાષણ આપતા હોય તેમ કહ્યું.

" હા, તમો કહો છો તેવું કાંઇક ખરૂં તો ખરૂંજ. ફીમેઇલ એજ્યુકેશનની ( female education ) જરૂર તો ખરી. " મી. ભોળાનાથે ઉત્તર આપ્યો.

" નહિ રે બાવા, જરૂર તો શું, પરંતુ હિંદુ કોમને ફીમેઇલ એજ્યુકેશન ( female education ) ની ગ્રેટ નીડ ( great need ) છે. શું સમજ્યા ? મી. ભોળાનાથ ! " મી. પટેલે સ્ત્રી કેળવણીની સખ્ત હિમાયત કરી. આમ આ ઓફીસમાં આજનો બપોરનો સમય ચાલતો હતો. લગભગ બે વાગતા સુધી આ સુધરેલા ગૃહસ્થોમાં શિક્ષણના વિષય પર ગરમાગરમ ચર્ચા ચાલી. ચાનો સમય થયો ને બધા ચા પીવા લાગ્યા કે ઓફીસના સિપાઇએ આવી મી. ભોળાનાથના હાથમાં મી. દુબાસના નામનું કાર્ડ

મૂક્યું. કાર્ડ જોતાંજ આપણા સોલીસીટર સાહેબ સફાળા ઉઠયા ને દ્વાર ખોલી "યસ, કમ ઇન, પ્લીઝ" ( yes, come in please ) થી આદર સત્કાર કરી તેને હસ્તગ્રહી અંદર તેડી લાવ્યા. સર્વ સાથે હસ્ત ધુનન કરી આપણો આ બાહોશ ડીટેક-ટીવ એક ખુરસીપર ગોઠવાયો. ને ચા પીવાની શરૂઆત કરતાં હા-થમાં ચાનો પ્યાલો લઈ બોલ્યો; "મી. ભોળાનાથ, મ્હને અત્યારે આમ અચિંતો આવેલો જોઇ આપને નવાઇ લાગતી હશે, પરંતુ હું આપના કેસની તપાસ માટે આજે પંજાબ એકસપ્રેસમાં મથુરાં જનાર છું. તે બાબતમાં મ્હારે તમારી સાથે ફકત એટલીજ વાત કરવાની છે કે મ્હારા તરફથી મથુરાંની પોલીસને તાર કરવામાં આવ્યો છે ને હું ધારૂં છું કે અત્યાર અગાઉ તે મલી પણ ગયો હશે. તે ઉપરથી ત્યાં પોલીસ તપાસ ચાલુ પણ થઇ હશે. છતાં મ્હારા ગયા સિવાય કામ નહિ બને, માટે અત્રેનાં કેટલાક કામ મુ-લત્વી રાખી હું જનાર છું........"

"આપનો મ્હોટો આભાર છે, મી. દુબાસ! આઇ વીલ બી હાઇલી ઓબલાઇજ્ડ ( I will be highly obliged ) !" મી. ભોળાનાથે વચમાંજ આભાર માન્યો.

"થેંક્યું ! ( thank you ) મ્હને વખત થોડો છે. હું મૂળ વાતપર આવું છું, તે એ છે કે અમારા નિયમ મુજબ જો આપ ખર્ચની રકમ અગાઉથી આપો તો સારૂ. હમો હિસાબ આપીએ છીએ, નહિ તો પછીથી અમારૂં ડીપાર્ટમેન્ટ ( depart-ment ) બીલ મોકલી વસુલ કરી લેશે. આપ શ્રીમંત છો માટે

ખાતાને અડચણમાં ઉતારવાથી શું લાભ થવાનો છે ? આપ ક્યાં કાયદા જાણતા નથી ? " મી. દુબાસે મુદ્દાની વાત કરીને એક ઘુંટડે ચાનો પ્યાલો ગટગટાવી ગયો.

" હાજી, બોલો, આપને કેટલા મનીની [ money ] જરૂર છે ? " સોલીસીટરે પુછયું.

મી. દુબાસે એક હજાર રૂપીઆનો આંકડો જણાવ્યો જે સોલીસીટર સાહેબે તુરતજ આપ્યો. ઇન્સ્પેકટરે સરકારી છાપેલી ખાતાના ઉપરીની સહી સાથેની પહોંચ લખી આપી. ત્યારબાદ સોલીસીટર સાહેબને સાવધ રહેવાની સુચના કરી તથા હિમ્મત આપી આ ભલો અમલદાર રવાના થયો.

મી. ભોળાનાથને કહ્યા મુજબ આપણો આ બાહોશ ડીટેકટીવ અમલદાર બરાબર તેજ સાંજના પંજાબ મેલમાં મથુરાં જવા નીકળ્યો. બીજે દિવસે સ્હવાર થતાં ગાડી ગોધરા સ્ટેશને થોભી ત્યાં તપાસ કરતાં એવી બાતમી રેલ્વે પોલીસના જમાદારે જણાવી કે ગઇ કાલે આપના કહેવા મુજબના ચ્હેરાવાળો એક પુરૂષ તથા એક બાઈ અને એક જુવાન છોકરો થર્ડ કલાસમાં હતાં. હા ! પરંતુ ગૃહસ્થના પોશાકમાં હતા, નહિ કે આપ કહો છો તેમ સાધુના લેબાસમાં. હશે, ચાલો, કાંઇક તો ખબર મળી, કહી આ અમલદાર પાછો ગાડીમાં બેઠો. ગાડી ચાલી ને મી. દુબાસે તર્ક વિતર્કની પરંપરા ચલાવવા માંડી, વખતે એણે વેશ બદલ્યો હશે તો ? મામલો ગંભિર જણાય છે હવે તે સાધુ નથી. હવે તો એને ગૃહસ્થના લેબાસમાંજ ખોળવો પડશે. હાં, પણ તે એ નક્કી કેમ કહેવાય ? " આમ વિચાર કરતો, કેસના મુદ્દાઓ મેળવતો, સ્ટેશને સ્ટેશને બનતી હકીકત ભેગી

કરતો તે મથુરાં તરફ ચાલ્યો. લગભગ ગાડી મથુરાં સ્ટેશનથી ત્રણેક માઇલના અંતર પર હશે તે વેળાએ ગાડીના ડબાની બારી પર કોણી ટેકવી બેઠેલા આપણા આ બાહોશ ડીટેકટીવની નજર રેલ્વે લાઇન પર ઉગેલા આછા ઘાસમાં અર્ધ ઢંકાએલી એક ભગવા રંગની પોટકી પર પડી. એક ક્ષણમાં આપણા આ ચતુર અમલદારના અનુભવી મગજમાં અનેક તર્ક તરંગો આવી ગયા. નજીક આવતાં પોટલી સ્પષ્ટ જણાઇ ને ડીટેકટીવનો શક મજબુત થયો. તેણે ઓચિંતા ઉઠી અકસ્માત વખતે ગાડી અટકાવવાની સાંકળ ખેંચી ને ત્રણ ચાર મીનીટમાં ગાડી થોભી. બીજા ઉતારૂઓને નવાઇ લાગી કે આણે વિના કારણ ગાડી કેમ થોભાવી ? ગાડી ઉભી રહી ને ઇન્સ્પેકટર એક કુદકો મારી નીચે ઉતર્યો, સાથે ગાર્ડ પણ ઉતર્યો. ગાર્ડને ટુંકામાં પોતાની ઓળખ આપી, ને આપણા આ બાહોશ ઇન્સ્પેકટરે ઝાંખરાં અને પત્થરવાળી ભૂમિપર દોટ મુકી; લોકો બારીઓમાંથી ડોકાં કાઢી અજાયબીમાં જોઇજ રહ્યા. તે પાંચ મીનીટમાં પોટલી લઇ આવ્યો. ગાર્ડને સલામ કરીને ઝડપથી ડબામાં ચઢી ગયો. સર્વને કૌતુક થયું કે એની પાસે પોટલી હતી નહિ, તો પછી પડી કયાંથી અને લાવ્યો કયાંથી ? ઘણાક લોકો પ્રશ્ન કરવા લાગ્યા, પરંતુ ઇન્સ્પેકટરે પોતાનો અમલદારી પોશાક ધારણ કરતાં ટુંકામાં બતાવ્યું કે, " તુમેરે જાણનેકી કયા જરૂર ? " ને વિચારવા લાગ્યો કે આ પોટલી એનીજ હશે. કાંઇક પણ મહત્વની બાતમી એમાંથી મળશે. મુકામ પર જઇ તે તપાસશું.

પંજાબ એક્સપ્રેસ નિયમ કરતાં અર્ધો કલાક મોડી મથુરાંના સ્ટેશને પ્હોંચી. મી. દુબાસે અગાઉથી તાર મારફતે ખબર આપવાથી મથુરાંનો સીટી ફોજદાર મી. હમીદખાન સ્ટેશન પર હાજર હતો. મી. દુબાસને ગાડીમાંથી ઉતરતાંજ સલામ કરીને પોતાની ગાડીમાં બેસાડી ગવર્નમેન્ટ ગેસ્ટ હાઉસમાં ( Government guest house ) લઈ ગયો. અત્રે પોલીસના પાંચ સિપાઇઓ ઇન્સ્પેકટરની વ્યવસ્થા માટે હાજર હતા. ઇન્સ્પેકટરને લઇને મી. હમીદખાનની ગાડી વીસ મીનીટમાં યમુનાના રમણિય તટે બાંધેલા આ મનોહર સરકારી મકાનના ઝાંપામાં દાખલ થઈ. આ બંગલો બેઠા ઘાટનો પરંતુ સર્વ વાતે સંપૂર્ણ અને સવડવાળો અંગ્રેજી ઢબનો હતો. બંગલાને ચોફેર ફરતો સુગંધ વિનાનાં પરંતુ મનોહર નેત્ર રંજીત કરે તેવાં વિલાયતી પુષ્પવૃંદ અને આમ્રતરૂ આચ્છાદિત રમણિય બગીચો હતો. ઉત્તર તરફનો બંગલાનો ઓટલો બરાબર યમુના રાણીનાં કાળાં જળ સાથે ઘસાતો હતો. આ વખતે સંધ્યાનો સમય થવા આવ્યો હતો ને યમુનાનાં જળ પરથી વ્હેતો સુગંધમય અનિલ તથા સંધ્યાની શિતળતા બંગલાની શોભામાં વૃદ્ધિ કરતાં હતાં. અત્રે ઘણું અલ્હાદક લાગતું હતું. બન્ને ગુન્હાશોધક અમલદારો બંગલામાં દાખલ થયા ને પોલીસના સિપાઇઓએ સામાન લાવી દિવાનખાનામાં મૂક્યો. મી. દુબાસે કપડાં ઉતાર્યા અને બન્ને બહાર આવી યમુના તિરે ખુરસીઓ મુકાવી બેઠા ને વાતે વળગ્યા.

"સાહેબ, મેલ આવી ગયા પછીથી એક કલાકે આપનો તાર મળ્યો. તુરત બનતી તપાસ કરી તો એક ખુબસુરત યુવાન ગૃહસ્થ એક સૌભાગ્યવતી બાઇ તથા એક યુવાન છોકરી સાથે ઉતર્યો છે.

બાતમી ચ્હેરા પરથી કાંઇક આપના લખાણને મળતી આવે છે. એ લોકોએ મોટા બજારમાં મંદિરના એક પુજારીને ત્યાં મુકામ કર્યો છે. દર બે કલાકે એ લોકો પર ખાનગી તપાસ રાખવા સખ્ત હુકમ કર્યો છે, ને અત્યાર સુધી એ લોકોનો મુકામ ત્યાંજ છે." મથુરાંના ફોજદારે પોતાની તપાસની વિગત જણાવી.

"વારૂ મી. હમીદખાંન ! આપે ઠીક ઉપાય યોજ્યો છે તથા શ્રમ પણ સારો લીધો છે. મ્હને પણ અત્યાર સુધી એવીજ કાંઇક બાતમી મળી છે. વધુમાં મથુરાં સ્ટેશનથી ત્રણેક માઇલ પર રેલ્વે હદમાં પડેલી એક ભગવા રંગે રંગેલા કપડામા બાધેલી પોટલી મળી આવી છે. ગાડી થોભાવી હું લઇ આવ્યો છું. આપણે જરા સ્વસ્થ થઇને પછીથી એને તપાસશું." મી. દુબાસે જણાવ્યું.

"હાજી, વખતે એ બદમાશેજ એ કપડાં ઉતારી ફેંકી દીધાં હોય અને ગૃહસ્થનો લેબાસ ધારણ કર્યો હોય તો ? એમ બનતું પણ શક્ય છે." મી. હમીદખાન ફોજદારે જણાવ્યું.

એક પોલીસનો સિપાઈ ચિનાઇ ટ્રેમાં ગરમ કોફી તથા થોડો નાસ્તો લાવ્યો. બન્નેએ નાસ્તો કર્યો. નાસ્તો કરી રહ્યા બાદ ફોજદારે સિપાઇને બત્તી લાવવા કહ્યું. સિપાઇ એક ન્હાની ટ્રીપોય પર 'હીંચકોક'નો ઝગઝગાટ બળતો લમ્પ મુકી ગયો. બન્ને પાછા વાતે વળગ્યા. કેટલાક આડીતેડી વાત કરી ત્યાં મી. દુબાસને પેલી પોટલી યાદ આવી. તે ઉઠયા. દિવાનખાનામાં જઇ પોતાની બેગ ઉઘાડીને અંદરથી પેલી પોટલી કહાડી, પાછી બરાબર બેગ બંધ કરી, લઇ

બ્હાર આવ્યો. તે બન્નેએ ઉત્સુકતાથી તપાસવા માંડી. પોટલી એક મ્હોટા ભગવા રંગના ટુવાલે બાંધેલી હતી. તેની ગાંઠો છોડતાં અંદર બે રેશમી ભગવા રંગના અંચળા, એક કોપીન, એક બે માળાઓ, થોડું ગોપીચંદન, ને તે ઉપરાંત એક ન્હાની પરંતુ સુંદર પીત્તળની પેટી-લગભગ પાનના ડબા જેવડી, આટલો સામાન મળી આવ્યો. પેટી ને કળ દઈ બંધ કરવામાં આવેલી હતી. ઇન્સ્પેકટર મી. દુબાસે ઉઘાડવા યત્ન કર્યો પરંતુ ઉઘડી નહિ. તે ઉઠયો, પુનઃ દિવાનખાનામાં ગયો; બેગ ઉઘાડીને અંદરથી એક હુક ( hook ) જેવું લોખંડનું બારીક ઓજાર કાઢયું, ને પાછી બેગ બંધ કરી બ્હાર આવ્યો. ઓજાર વતી પેટી ઉઘાડવા માંડી, ને બે ચાર ક્ષણમાં પેટી ઉઘડી ગઇ. પેટીની અંદર એક ન્હાની સુવર્ણની શાલિંગરામની મૂર્તિ હતી તથા એક મહોર કંકુવાળી પુજા કરેલી હતી. થોડાં ગુલાબનાં પુષ્પ જાણે પુજામાં ચઢાવ્યાં હોય તેવાં સુકાં થઇ ગએલાં પડયાં હતાં,-અને હજુ તો આપણા આ અમલદારો આગળ વધુ તપાસ કરે ને કાંઇક બાતમી મેળવે તે પ્હેલા એક પોલીસનો સિપાઇ દોડતો આવ્યો ને સલામ કરી ઉભો રહી હાંફવા લાગ્યો. બન્ને અમલદારોનું ધ્યાન ખેંચાયું ને તપાસનુ કામ અધુરૂં રહી ગયું. હમીદખાને પુછ્યું, "કેમ શું છે?"

"સાહેબ, કલ જો આદમી પર વ્હાં બડા બજારમેં પહારા રખાથા, વોહી આદમી વ્હાં પર નહિ હય! ઓરત ઓર લડકા અભી તલક વાંહી હય, મગર ચાર ઘંટાસે વો બદમાશ કહાં ગયા ઉસ્કા પતા નહિ! બમન સીધા જવાબ દેતા નહિ, હમેરી પ્હેલી

"તપાસમેં બોલા, વો ભીતર હય" ફીર દો ઘંટા પીછે પુછા તો બોલતા હય કે વો તો ચાર ઘંટા હુવા ઇધરસે કીધર બી ગયા હય, દેખો તો સહાબ સાલે બમનકા જવાબ!" મીયાંએ દમમાંજ વાત કહી નાંખી ને ગોરને, બે પાંચ સ્વસ્તિ વચન ચોપડાવી દીધાં.

" મી. હમીદખાંન, તમે જાવ ને બરાબર તપાસ કરો. બાઇ અને છોકરો છે ત્યાં સુધી એ ક્યાંએ જનાર નથી પરંતુ સાવચેત રહેજો. વખત પર છટકી ન જાય જરૂર પડે તો મ્હને બોલાવજો." મી. દુબાસે કહ્યું.

"વારૂ સાહેબ!" કહી હમીદખાન ઉઠ્યો ને ગયો.

મી. દુબાસ વિચારમાં પડી ગયો કે "હાથ આવેલો શિકાર શું છટકી ગયો?"



## પ્રકરણ ૧૭ મું.



### વીરક્ષેત્રમાં વ્હાલાંઓ.

શ્રીમંત ગાયકવાડ સરકારના મહાન પાટનગર વીરક્ષેત્ર વડોદરાની મુલાકાતે આજે આપણે આવ્યા છીએ. દશેરાનો તહેવાર હોવાથી આખું વડોદરા શહેર અને મુખ્યત્વે કરીને જાહેર રસ્તાઓ પરના ભાગો ધ્વજા, પતાકા તથા તોરણો વડે, તથા જરૂખા અને અટારીઓ જાત જાતના તોરણો તથા રંગ બેરંગી પડદા ઝાલર વિગેરેથી,

અને દુકાનોની હારની હાર વિજળીક રોશની અને રંગબેરંગી ચિત્રાવલીથી શણગારવામાં આવી છે. જનસમુહ નૂતન પોશાકમાં સજ્જ થઇ આમથી તેમ આનંદમાં વિચરી રહ્યો છે; અબળાઓ તેમજ બાળકો નવીન વસ્ત્રાભૂષણ ધારણ કરી સ્થળે સ્થળે આનંદમાં ઘુમી રહ્યાં છે. તેઓના જાત જાતનાં સાળુઓનાં રંગ, જાત જાતના પહેરવેશ અને ભિન્ન ભિન્ન અભિનયો, જોનારને સહસાજ અનેક તરંગમાં ડુબાડી દેવાને બસ છે. અન્ય સ્થળે નહિ અને વડોદરામાંજ આજે આટલી ધામધુમ હોવાનું મુખ્ય કારણ એ છે કે દર દશેરાએ રાજ્ય તરફથી એક મહાન સ્વારી નીકળે છે. સાંજના ચાર વાગતામાં તો રાજમહેલથી તે ઠેઠ માંડવીના મનોહર પ્રવેશ દ્વારોની અગાસીઓ સુધી જનસમુહની તથા ગાડીઘોડાની ભારે ઠઠ જામી ગઇ છે. સાડાચારનો અમલ થતાં તો સ્વારી 'ન્યાયમંદિર સમક્ષ આવી લાગી. પ્રજાજનોએ ભક્તિ ભાવે મહારાજાનો દિર્ઘાયુષ્ય ઇચ્છી, યશસ્વી કાર્કિર્દી બક્ષવા પ્રભુ પ્રાર્થનાનો જયઘોષ કર્યો. સૌથી મોખરે એક પ્રચંડ વીર ઘોડેસ્વાર થઇ હાથમાં જય ધ્વજા લઇ ચાલતો હતો. રાજ્યપતાકા તે તેજ હતી કે જેણે સૈકાઓ પહેલાં હજારો ગૌબ્રાહ્મણ અને અબળાની વ્હાર કરી, હિંદની મહાન મોગલ સલ્તનતને રંડાપો આપ્યો હતો, મુસલમાનોનું અભિમાન ઉતાર્યું હતું, મોગલ ગૌરવને તોડયું હતું; ને ત્યારપછી પણ ઘણાં વર્ષો સુધી સૌના પર વીરહાક ગજાવતી એ ભારત માતાના વીર પુત્ર શિવાજી મહારાજની ભગવા પતાકા હતી. આ પછી ઘોડેસ્વારોની ટુકડીઓ હતી, તે પાછળ પાયદળ ત્યારબાદ લાન્સરસને તે પછી એટલે કે લગભગ સ્વારીના મધ્યમાં શ્રીમંત મહારાજાના ખાસ અંગરક્ષક

સૈનિકોની ટુકડીઓ હતી. એ ટુકડીઓની મધ્યમાં એક ઘણીજ સુશોભિત અંગ્રેજી ઢબની ચાર ઘોડા જોડેલી ગાર્ડમાં શ્રીમંત મહારાજા સાહેબ તથા રેસીડંટ સાહેબ વિરાજેલા હતા, ને તેઓની સ્હામેની બેઠક પર વડોદરાની પ્રજાના માનીતા અમાત્ય હતા. આ ટુકડીઓની પાછળ સુશોભિત અલંકારોથી શણગારેલા અને સુવર્ણ તથા રજકતા હોદાઓમાં રાજ્ય કુટુંબને ધારણ કરેલા ગજરાજોનું યુથ હતું. આ ગજરાજોની પાછળ સુવર્ણ અને રજતની તોપો હતી. આ પછી પાછું પાયદળ, હયદળ, એમ સ્વારી વીરક્ષેત્રના નેક ન્યાય મંદિર આગળથી પસાર થઇ ગઈ.

વ્હાલા વાચક ! આપણે આ સ્વારી નિરખવા ભેગી મળેલી મેદનીમાં સુરસાગર સરોવરને તટે ઉભેલી એક સુશોભિત ઘોડા ગાડીમાં જરાક નજર કરીએ. જો તે ગાડીમાંથી ઉચી ગ્રીવા કરી સ્વારી જોનાર બે વ્યક્તીઓ આપણી પૂર્વ પરિચીન હોય એવો ભાસ થાય છે. મન લલચાય છે કે એ વ્યક્તીઓ સાથે પ્હેલાં આપણને ઘણો પરિચય પડયો છે. તો શું આપણે વિસ્મૃત તો નથી થયા ને ? અરે, હા, હા ! એક તો આપણો ચાલાક ચતુર ઉપનાયક ચંદનદાસ છે. હાં પરંતુ, તેની સાથે આ સુધરેલા ગુજરાતી સ્ત્રી સમાજની ઢબના સ્વચ્છ અને સાદાં વસ્ત્ર અલંકારોમાં આચ્છાદિત થએલી રંભા સમી રઢીઆળી મનોહર માનુનિ કોણ હશે વારૂ ? વાચક ! જરા બારીક નજરે નીહાળ. કાંઇ ઓળખ પડે છે ? અહાહા ! એ તો આપણી પુર્વ પરિચીત નાયકણ છગન ! વાહ છગન વાહ ! આ ગુજરાતી પોશાકમાં ખરેખર તું દીપી નીકળે છે ! ત્હારો આ પેહેરાક

અને આ ઠબછબ જોતાં કોઇપણ હવે ત્હને મોહમયીમાં ઓળખે તેમ નથી. અરે વાહ, ત્હારી જાત પ્રમાણે વેશ ભજવતાં તો બરાબર આવડયો ! સ્વારી ગઇ ને ચંદનદાસવાળી ગાડી વડોદરાના જાણીતા અને માનીતા રમણિય ઇંદિરા એવન્યુ તરફ ચાલી. વાચક ! આપણે સ્વારી તો જોઇ, હવે તેની પાછળ જવાથી કાંઇ વધુ જોવાનું મળનાર નથી. પરંતુ હા, આપણાં પાત્રોની પાછળ રહેવાથી ઘણું નવું જાણવાનું મળશે. ચાલો ત્યારે !

ગાડી ત્યાંથી નીકળી, સપાટાબંધ સ્ટેશન પર આવેલા ટ્રાવેલર ( Traveller ) નિવાસ ગૃહ આગળ આવી ઉભી રહી. અંદરથી ચંદનદાસ અને છગન બન્ને ઉતર્યા ને ચંદનદાસે રાત્રે નવ વાગે ગાડી લાવવાનો હુકમ કર્યો, ને " વારૂ, સાહેબ, " કહી ગાડીવાળો ગયો. આ નિવાસ ગૃહ એક સુશોભિતને સુવ્યવસ્થીત સારૂં લોજ છે. અંદર ફર્સ્ટ કલાસ, સેકન્ડ કલાસ, થર્ડ કલાસ એમ જુદા જુદા વર્ગની ગોઠવણ છે. ફર્સ્ટ ક્લાસમાં બે માણસ માટે એક ખાસ ઓરડો, બે પલંગ, વિજળીની બત્તિ અને પંખો. એક ડ્રેસીંગટેબલ ચાર ખુરસીઓ, એક ઇઝીચેર, તથા એક ટ્રાઇપોડ એટલું ફર્નીચર છે. આ ઉપરાંત ખાસ ખોરાકની સગવડ તથા એક છોકરો વેઇટર તરીકે આપવામાં આવે છે. ચંદનદાસ મહારાજને સાથે લાવ્યો હતો એટલે છોકરાની જરૂર નહોતી. ઉપર પોતાની રૂમમાં આવી, ચંદનદાસે કપડાં ઉતાર્યા ને મહારાજને બે કપ ચા બનાવી લાવવા કહ્યું છગને પણ કપડાં બદલ્યાં. રેશમી સાડી ક્હાડી મનમગનુ છાયલ પ્હેર્યું ને રેશમી પોલકું ઉતારી સાદું સ્વચ્છ સુતરાઉ પોલકું પ્હેર્યું. ચંદનદાસ

વિજળીક પંખાની કળ દાબીને પલંગમાં આડો પડ્યો. પલંગ પર ચંદનદાસની પીઠ પાછળ કુણી ટેકવી હથેળીમાં મુખચંદ્ર લઈ તેના મુખ સામે નિહાળતી છગન અર્ધ આડી પડી ને બોલી, "વ્હાલા, સ્વારી તો ઘણી ભભકાદાર હતી. અહા, શું રાજ્યની જાહોજલાલી? શું ઉત્તમ શણગારો ને શું ઉમદા વ્યવસ્થા!"

"હા. વ્હાલી છગન, કેમ ન હોય વારૂ? વડોદરા રાજ્યની આવક ઘણી સારી છે, તેમજ શ્રીમંત મહારાજા સાહેબનો સ્વભાવ ઘણો રસિક છે." ચંદનદાસે જવાબ આપ્યો.

"નાથ, વળી પાછા ભૂલ્યા કે?" છગને લાડથી ચંદનદાસના મુખ પર હાથ ફેરવતાં કહ્યું.

"હા, હા!" ચંદનદાસે હાસ્ય કરતાં છગનના ગુલાબી ગાલ પર એક મૃદુ ચુંટી ખણતાં કહ્યું, "ભૂલ્યો, પ્યારી શારદા, ભૂલ્યો! જુનું નામ ઝટ યાદ આવે છે, નવા નામમાં ભુલ થાય છે. વ્હાલી!" બોલી જરા ઉંચા થઈ પોતાના પર ઝુકી રહેલા મુખચંદ્રને મધુર ચુમ્બન કર્યું.

વ્હાલા વાચક! હવે આપણે છગનને શારદાગૌરીના નવા નામથીજ ઓળખીશું. કારણ હવે તે છગન નાયકણ નહિ પરંતુ એક આદર્શ આર્ય અબળા, ચંદનદાસ શેઠની પત્નિ અને મુંબાઈની શેઠાણી થઇ છે.

"વ્હાલા, આપણને આવ્યે લગભગ દસેક દિવસ થઇ ગયા, નહિ? હવે આપણે પાછાં મુંબાઇ ક્યારે જઇશું?" શારદાએ પૂછ્યું.

" કાં શારદા, અત્રે નથી ગોઠતું ? વ્હાલી, મુંબાઈ વધારે ગમે છે " ચંદનદાસે સામો પ્રશ્ન કર્યો.

" નહિ વ્હાલા, મુંબાઇની ધમાલવાળી જીન્દગી કરતાં અત્રેનું શાંત, આનંદી જીવન મ્હને વધુ પ્રિય છે. પરંતુ, નાથ, આપનો ઉદય ત્યાં છે એટલે ગમે ત્યારે પણ ત્યાં ગયા સિવાય કાંઇ છુટકો છે માટેજ મ્હેં સ્વાભાવિક પ્રશ્ન કર્યો હતો. " શારદાએ સ્મિત કરતાં કહ્યું.

" શારદા, તું ઘણી સ્વાર્થી અને લોભી જણાય છે. લોકો લગ્ન પછી એક બે મહિના આવી શાંત જીન્દગી ગાળે છે તો તું દસ દિવસમાં કંટાળી ગઇ ? " ચંદનદાસે જરા અડપલું કર્યું.

" જાઓ, જાઓ, વ્હાલા. હું એવું કયાં કહું છું કે કંટાળી ગઇ છું. આપની સંગે આવું શાંત જીવન સદાએ ગાળવાનું હોય તો મહારે મનથી એ તો સ્વર્ગીય સુખ ! આપનો સ્વાર્થ ત્યાં છે માટે પુછું છું. " શારદાએ જરા મરકાઇ સ્મિત કરતાં ઉત્તર આપ્યો.

" ઘેલી શારદા, સ્હેજ હાસ્ય વિનોદમાં આમ રીસાય છે કે ? હવે બે ચાર દિવસમાં જઇશું. " ચંદનદાસે શારદાને મનાવતો હોય તેવા ભાવથી કહ્યું.

" ના જી, હું કયારે રીસાઉં છું વ્હાલા ? એવું કેમ કહો છો ? ના, મ્હારે ખાતર ઉતાવળ ન કરશો. અમો અબળાનો માયા વ્હાલી. સમજ્યા વ્હાલા ! આપની ઇચ્છા થાય ત્યારે જજો. " શારદાએ સ્નેહથી ચંદનદાસને આલિંગન કરતાં કહ્યું.

આમ વિનોદ ચાલે છે ત્યાં મહારાજ એક નોકર પાસે ઉંચકાવી ચાનાં કપ લઇ આવ્યો. પલંગ પાસે ટ્રાઇપોડ ખેંચી તે પર કપ મુક્યાં ને બાજુએ ખસી ટેબલ પર હાથ દઇ વિનયપૂર્વક ઉભો રહ્યો. બન્નેએ ચા પીવા માંડી. ચંદનદાસને કાંઇ યાદ આવ્યું હોય તેમ બોલ્યો, "મહારાજ કેટલા વાગ્યા છે?"

"જી પાંચ વાગી ગયા છે." મહારાજે ઉત્તર આપ્યો.

ચંદનદાસ ચા પી ઉઠયો. ગજવામાંથી કુંચીઓનો ઝુમખો લઇ બેગ ઉઘાડીને માહીથી પાંચ રૂપીઆની નોટ કહાડી મહારાજના હાથમાં આપતાં બોલ્યો "બ્લેક એન્ડ ઉવાઇટ વીસ્કી (Black & white whisky)નું અડધીઉં લાવજે ને બાકી પૈસા વધે તેમાંથી સીઝર સીગ.રેટના બે પાકીટ લાવજે." "વારૂ સાહેબ!" કહી મહારાજ ચાના કપ લઇને ગયો. આ વ્હાલાંઓ વિનોદે વળગ્યાં.

છગન ઉર્ફે આપણી શારદા હવે તદન શુદ્ધ અંતઃકરણની થઇ છે. પૂર્વની નાયકણની જીન્દગીનો એક છાંટો સરખો પણ રહ્યો નથી. શુદ્ધ સાધ્વી સ્ત્રીની પેઠે તે ચંદનદાસની સાચા સ્નેહથી એક પતિવ્રતા પત્નીની પેઠે પૂર્ણ પ્રેમથી સેવા ઉઠાવે છે, હવે તે મદિરા પાન કરતી નથી: હવે તે બીડી પણ નથી પીતી. હવે તો શુદ્ધ સ્વચ્છ ગૃહરખુ ગૃહીણી બની છે. આજે દશ દિવસથી એ દરરોજ ચંદનદાસના સર્વ કાર્યની ખરા અંતઃકરણથી જાતે કાળજી રાખે છે. સહવારે સ્નાન પછી એના વસ્ત્રની ગોઠવણી, બપોરે ભોજન છી વામકુક્ષીની તૈયારી માંકડ ખાંચાની મરામત, સાંજે બ્હાર જતી

વખતે કપડાંની સાફ્સુફ, ને શયનકાળે પાછી પલંગની બિછાત, પોતે જાતેજ કરે છે. એનો પડતો બોલ ઉઠાવી લે છે. ટુંકામાં સર્વ વાતે શુદ્ધ બની, શારદાના અવતારમાં, એક આદર્શ આર્યગૃહિણીનો ધર્મ પાળે છે. ચંદનદાસ પણ હાલ તો એક પ્રેમી પતિ પેઠે શારદા પ્રત્યે પૂર્ણ પ્રેમથી વર્તે છે. ચા પીધા બાદ શારદાએ પાનનો ડબો લીધો અને પલગ પર આવી બેઠી. ચંદનદાસ બેગ બંધ કરી સીગારેટ સળગાવી પાછો પલંગપર આડો પડયો. શારદાએ પાન તૈયાર કર્યાં. એક સ્વહસ્તે પતિના મુખમાં મૂકયું બીજું પોતે આરોગ્યું ને બોલી, " વ્હાલા, આપે પત્ર તો લખ્યો હતો પરંતુ રમણલાલનો કાંઈ પ્રત્યુત્તર ન આવ્યો, શું કારણ હશે વારૂ ? " શારદાએ સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

" કાં ? વ્હાલી શારદા, આપણે તો નુતન પ્રેમનો આસ્વાદ લઇ મસ્ત આનંદમાં રહીએ છીએ તો રમણલાલ પણ સુમન સંગે પ્રેમાસ્વાદનો ઉપભોગ કરતો પત્રનો પ્રત્યુતર આપવો ભુલી જાય તો કાંઈ તેનો દોષ ન કહેવાય. " ચંદનદાસે ચાતુરી ભર્યો ઉત્તર આપ્યો.

" નારે ના, એમ તો શું બને. વખતે મોડો વ્હેલો લખ્યો હશે. આપણું શરનામું બરાબર લખ્યું છે ને વ્હાલા ? " શારદાએ પુછ્યું.

" હા, સરનામું બરાબર લખ્યુ છે ને સાથે એમના નવાં ભાભી શ્રી શારદા સુંદરીનું વર્ણન પણ કર્યું છે. " ચંદનદાસે રમુજ કરી.

" બધી વખત આમ મ્હને ઉડાવતાજ રહેશો કે ? હાં,

મ્હાલા, આપણી વાતનો ભેદ રમણુલાલ આગળ કેમ ગુપ્ત રહેશે ?" શારદાએ શંકા કરી.

"અરે રહેશે ! મ્હારાં શારદા સુન્દરી એવાં તો આબેહુબ ગુજરાતી ગૃહિણી બન્યાં છે કે રમણુને તો શું પરંતું ડોસીને ઓ-ળખવાં ભારે થઇ પડે. વ્હાલી, મ્હેં લખ્યું છે કે લગ્ન કરી તુરત બીજેજ દિવસે હું અત્રે હનીમુન (Honey-moon) કરવા આવ્યો છું એટલે સર્વ ગુપ્ત રહેશે." ચંદનદાસે ચાલાકી ચલાવી.

"વારૂ વ્હાલા, તો પછી કાંઇ વાંધો નહિ પરંતુ કોક દીવસ પણ મ્હને તો ઓળખશેજ." શારદાએ પુનઃ શંકા કરી.

"હા, પરંતુ આપણાં મુંબાઇ છોડતાં પહેલાંજ રમણુને મ્હેં સમજાવ્યું હતું કે છગન મુંબાઇમાં છેજ નહિ. એનો કાંઇ પતોજ નથી. એટલે રમણુલાલને શંકા થશેજ નહિ ને." ચંદનદાસે શંકાનું નિવારણ કર્યું.

"વાહરે મ્હારા ચતુર ચંદનદાસજી, આપે તો ખૂબ કરી. વ્હાલા" કહી શારદાએ સહર્ષ ઉમળકાથી એક દૃઢ આલિંગન સહ પતિને ચુમ્બન કર્યું.

મહારાજ વીસ્કી લઇને આવ્યો ને બાટલી ટેબલ પર મુકી ટેબલ નીચેની એક સોડાની બાટલી લીધી તથા વાઇન ગલાસમાં થોડો બરફ નાખ્યો. ચંદનદાસે બાટલી ખોલવા કહ્યું. બાટલી ખોલી ગલા-સમાં બે પેગ જેટલી વીસ્કી નાંખી, થોડો સોડા નાંખ્યો. બાટલી બંધ કરી ને ગલાસ પલંગમાં બેઠેલા ચંદનદાસને આપી મહારાજ

બહાર ચાલ્યો ગયો. ચંદનદાસે શરાબ પાન શરૂ કર્યું. થોડું પીધું ને પછી જરા રમુજને ખાતર બેઠો થઇ શારદાનો મુખચંદ્ર ઉંચો કરી થોડું પીવા આગ્રહ કર્યો.

"નહિ નાથ. માફ કરો. હવે હું એક આર્ય ગૃહસ્થની ગૃહિણીછું. અમો સ્ત્રીઓને એ ન છાજે." શારદાએ સત્ય કથન કર્યું.

"નહિ વ્હાલી, આટલી વખત. ફરી કદી પણ આગ્રહ નહિ કરૂં. આજે નાટક જોવા જવાનું ને ઉજાગરો થશે ને તબિયત બગડશે માટે જરાક લેશે તો ઠીક પડશે! પ્યારી શારદા, જો ન લેતો મારા સમ છે. હું રિસાઇશ." કહી ચંદનદાસે શારદાને બાથમાં લઇ મુખ આગળ ગલાસ ધર્યું. અને આ પ્રેમાળ પ્રેમદાએ "વ્હાલા, આપે સોગન દીધા માટેજ એક ઘુંટડો ભરીશ. પરંતુ મ્હારા સોગન છે ફરીથી આગ્રહ કરો તો" કહી મને કે કમને એક ઘુંટડો ભર્યો. બાકીનું ચંદનદાસ પી ગયો. પછી શારદાએ પાન આપ્યું, ને પોતે પણ ખાધું. ચંદનદાસે વળી બીજો આગ્રહ કર્યો. કાંઇક ગાવા માટે કહ્યું. કાંઈક આનાકાની પછીથી શારદાએ હા પાડી ને પોતાને માટે હાલજ નવાં ખરીદેલાં પુસ્તકોમાંથી ન્હાના ન્હાના રાસ ઉઘાડી નીચેનું કાવ્ય ગાવા માંડયું:—

હાંરે, મ્હને ઝેરી નાગોએ ડંખ દીધા,
હો સંત! હાવાં કેમે ઉતારશો એ ઝેર;
હાંરે, મ્હને ઘેરી સચોટ બાણ વીંધ્યાં.
હો સંત! ઘાવ ઉરના રૂઝાવશો શી પેર.

* * * *

ઉંચી ઉંચી તારલી તો મીટ માંડી મટકે,
સંતાપ મ્હારાં પાંપણુ વિશે દીનરૈન.
રહી, રહી; ઝીણું ઝીણું હોસંત ! એ તો ખટકે,
અંજાય મ્હારાં લોચન વિશે મદઘેન.

\+ × × + ×

ઢળી ઢળી આસો પાલવ કેરી ડાળી;
ઉપર કોયલ ટહુકા કરે મધુ ઘોષ,
હતી એક ઇક્ષુના દંડ સમી બાળી,
નજર કેમ કાળી, ગોરંભે ભર રોષ.

( રા. ન્હાનાલાલ ]

અહાહા ! કોકિલને શરમાવે તેવો એક સંપૂર્ણ સંગીતની તાલીમ પામેલી કિન્નરીનો કોમળ કંઠ અંતરના ઉલ્લાસથી ગવાતો અંતર આંદોલિત કરે તેવો અહાલાદક મરશીઆનો રાગ, વળી સંધ્યાનો રમણિય સમય આ સર્વેએ આખા લોજમાં આનંદની વૃષ્ટિ વરસાવી દીધી. લોજમાં રહેતાં અન્ય જનો પોતાનું કામ પડતું મુકી ગાન સાંભળવામાં ગુલતાન થઈ ગયા. ગાન જેમ જેમ આગળ વધતું હતું તેમ તેમ સર્વનાં અંતર ઢળી પડતાં હતાં અધુરામાં પુરૂં લોજમાં ઘણાખરા પાઠશાળાના વિદ્યાર્થીઓજ હતા ને તેઓનું પ્રિય પરિચીત ગાન આવા મનોહર કંઠને આવી અહાલાદક છટાથી આવા રમણીય સમયે ગવાતું સાંભળી સર્વને જાણે કાંઈ અલૌકોક જાદુની અસર થઈ હોય તેમ ભાસ થયો. અંતે ગાન વિરમ્યું. સર્વ શ્રોતાજન જાણે

નિદ્રામાંથી જાગતા હોય તેમ અંદર અંદર પોતાની રૂમોમાં ચર્ચા કરવા લાગ્યા. ચંદનદાસ જેવા પાષાણ હૃદયના પુરૂષનું અંતર પણ આ ગાને પીગળાવી નાંખ્યું. ગાન પુરૂં થતાંજ "શાબાશ ! વ્હાલી શારદા !" કહી તે ઉમળકાથી ભેટી પડયો ને તેની આંખમાંથી પાંચ સાત ઉષ્ણ અશ્રુબિંદુઓ ટપકી પડયા. તે લુછી શારદાને ઉછરંગમાં રમાડતાં તે બોલ્યોઃ "વ્હાલી શારદા ત્હારા જેવી દેવી દેવાંગના પ્રાપ્ત કરાવવા માટે હું પરમકૃપાળુ પરમાત્માનો અનેકધા ઉપકાર માનું છું ને મ્હને પોતાને ઘણોજ ભાગ્યશાળી લેખું છું.

"વ્હાલા, એમ કાં બોલો છો ? મ્હારામાં એટલું બધું શું વિશેષ છે ? પતિને રીઝવવા દરેક સુન્દરીએ સંગીત જાણવુંજ જોઇએ ને તે શીખવુંજ જોઇએ ને તે શીખવું તે તેની ફરજ છે. હું તે જાણું છું ને તે મ્હારો ધર્મ છે તો પછી તેમાં વિશેષ શું છે વ્હાલા ? ઉલટી હું મ્હને પોતાને ભાગ્યશાળી ગણું તો તો ખરૂં. કારણ કે આપ જેવા પતિને પ્રાપ્ત કરવા નસીબવાન નીવડી છું તો હું અધમ દશામાંથી ઉન્નતિના માર્ગે વળી." શારદાએ સ્નેહથી પતિ સંગે લાડ કરતાં કહ્યું.

" નહિ વ્હાલી, કયાં ત્હારા પૂર્વનાં હિન્દુસ્તાની શૃંગારિક કાવ્યો અને કયાં આજનું આ મનોહર હૃદયંગમ સંગીત. બન્નેમાં આસમાન જમીનનો ફરક છે. એ ભ્રષ્ટ કામોત્તેજક સંગીત કરતાં આ સાહિત્ય કલાના નમુનાઓમાં કેવા મધુર હૃદયના ભાવો વહે છે." ચંદનદાસે ચુમ્બનદાન દેતાં કહ્યું.

આવી રીતે આપણાં આ પ્રેમીઓનો સમય જુદા જુદા વિનો-

દમાં વહેતા હતા. યથા સમયે લોજનો રસોઇઆે બે થાળીઆે પી-રસી મૂકી ગયો. બન્ને જમી પરવારી જરા આરામ લઈ નાટક જોવા જવાની તૈયારી કરતાં કપડાં પ્હેરવા લાગ્યાં. કપડાં પ્હેરી બન્ને તઇયાર થઈ બેઠાં. શારદા પાનની બીડીઆે તઇયાર કરવા લાગી ત્યાં મહારાજે ખબર આપી કે “ શેઠ, ગાડી આવી છે. ”

“ તુ જંમ્યો કે ? ” ચંદનદાસે પ્રશ્ન કર્યો.

“ હાજી, જમી લીધું છે. ” મહારાજે ઉત્તર આપ્યો,

“ ચાલ ત્યારે કપડાં પ્હેરી લે ને રૂમને બરાબર બંધ કરી તાળું માર. ” ચંદનદાસે મહારાજને પણ નાટક જોવા લીધો. પોતે મેનેજરને ખબર કરવા ગયો. તેણે મેનેજરને કહ્યું કે પોતે ‘ સુર-દાસ ’ નું નાટક જોવા જાય છે, જરૂર પડે ઓરચેસ્ટ્રા કલાસમાં તપાસ કરાવજો. નીચે ઉતરી બન્ને પ્રેમી પંખીડાં એ ગાડીમાં જગા લીધી ને મહારાજ ગાડીવાળાની સાથે ગોઠવાયો. ગાડી સપાટાબંધ કમાટી–ગાર્ડન્સ આગળથી વળી ઇંદિરા એવન્યુના શાંત રસ્તે પસાર થઇ મદનના ઝાંપે આવેલી મનોહર નાટક શાળાના દરવાજામાં દાખલ થઇ.

વડોદરાની મોજીલી પ્રજાનો માનીતો ભકતરાજ સુરદાસનું નાટક અને વળી ભજવનારી મંડળી પણ ઘણી સારી અને લોકોમાં જાણીતી અને માનીતી થએલી, ત્યાં પછી જનસમુહનું શું કહેવું ? પરંતુ આપણાં પરિચીત પ્રેમી પાત્રોએ તો અગાઉથી ટીકીટ લીધી

હતી એટલે ગાડી સીધી ઓરચેસ્ટ્રા ક્લાસ આગળ હંકાવી ઉભી રાખી. બન્ને અંદરથી ઉતર્યા ને મહારાજને એક રૂપીઓ ટીકીટ લેવાનો આપી ચંદનદાસ શારદાનો કર ગ્રહી અંદર દાખલ થયો. અનેક નેત્રોની દ્રષ્ટિ આ મનોહર માનુની પ્રત્યે ખેંચાઇ. ભક્ત રાજ સુરદાસની કથા સર્વને સુવિદિત હોવાથી અત્રે દર્શાવવી એ અસ્થાને છે. જેમ જેમ પ્રવેશો આગળ વધતા ગયા તેમ તેમ શારદાનું મન વધુ અને વધુ પીગળતું ગયું. પ્રત્યેક પ્રવેશે ચિંતામણી નાયકા સાથે પોતાની તુલના કરવા લાગી. " અહાહા ! એક નાયકા છતાં એને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું. એણે પોતાનો તેમજ પોતાના પ્રિયતમનો ઉદ્ધાર કર્યો. બન્નેનો સાથે ઉદ્ધાર થયો. તો શું હું હવે નાયકણ નથી રહી તો મ્હારો ઉદ્ધાર નહિ થાય ? હા, નહિ કેમ થાય. જરૂર થશે. પ્રભુ મ્હારો ઉદ્ધાર કરશે. હું હવે કદિ પણ મ્હારાં સ્ત્રી ધર્મથી વિમુખ નહિ થાઉં. મ્હારા નાથની સેવામાં નહિ ચુકું. મ્હરા પૃથ્વીપરના પ્રભુની પૂર્ણ પ્રેમથી ભકિત કરીશ તો જરૂર પરમ કૃપાળુ પરમાત્મા રીઝશે. " આવા અનેક તર્ક કરતી તે પ્રવેશે પ્રવેશે વધુ અને વધુ હૃદયને શુદ્ધ કરતી હતી. આમ વિચારમાળા મન ફેરવતું હતું ત્યાં ભકતરાજ સુરદાસે પ્રભુ નામપર ચીરેલા કલેજાનું દશ્ય આવ્યું ને આપણી આ કોમળ અબળા કંપી ઉઠી. એનાં નેત્રમાંથી અશ્રુ બિન્દુઓ ટપકી પડયાં. ચંદનદાસે અશ્રુવર્ષણ જોયું ને સ્હેજ મધુર ઠપકાસહ દિલાસો દીધો. બીલ્વમંગળ ઉર્ફે સુરદાસની બદલાયલી જીવન જ્યોતિનો આવો વિરલ પ્રકાશ જોઇ એના અંતરમાં પણ જબરો ફેરફાર થતો હતો ને તર્ક પરંપરા ચાલતી હતી. સુરદાસ સાથે પોતાને સરખાવતો હતો; કાંઇક પસ્તા-

પણ થતો હતો. હવે બનતા સુધી પાપ કર્મથી દૂર રહેવા શ્ચય કરતો હતો. વળી શંકા થતી કે શું આ ઘટના સત્ય હશે? તે એનું પાપ કર્મથી પરિપૂર્ણ પાપી અંતર એને પુરાણની કલ્પિ કથા માની સંતોષ પામ્યું.

આમ આ નાટય પ્રયોગ ચાલતો હતો અને જુદી જુદી વૃત્તિના પ્રેક્ષકોપર જુદી જુદી અસર કરતો હતો. છેલ્લા બે ચાર શ બાકી હતા તે સમયે એક તાર ઓફિસનો સિપાઇ તથા એક લર નિવાસગૃહનો નોકર બહાર આવી ઓરચેસ્ટ્રાના દ્વાર સન્મુખ ા. લોજના નોકરે દ્વારપરના ' ડોરકીપર ' ( Door keeper ) જણાવ્યું કે અંદર બેઠેલા શેઠનો તાર છે અને તે તેમને આપવો કયા શેઠનો છે એમ ડોરકીપરે પુછ્યું. નોકરે આંગળી લાંબી ી ઓળખાવ્યા. એટલે અંદર ગરબડ ન થાય તેમ ડોરકીપર દનદાસને બ્હાર તેડી લઇ આવ્યો. ચંદનદાસે તાર લીધો ને જરા કાશીલ મને ફોડયો. તાર રીપલાય ( reply ) હતો અને તેમાં ણુની સહી સાથના ફક્ત ચારજ અક્ષર હતા.—Come soon ther dangerously ill ચંદનદાસે તુરતજ આનંદિત બની થેના ફોર્મપર જવાબ લખી આપ્યો—

" Starting to morrow by mail." સહી કરી તારવાળાના થમાં આઠ આના ઇનામના મૂકી તાર આપી, પાછો અંદર વી બેઠો.

" વ્હાલા, શું હતું ? " શારદાએ પુછ્યું.

" વ્હાલી, ત્હારે મુંબાઇ જવું હતું ને? તેથી લે ત્હારે માટે જ તેડું આવ્યું છે. રમણલાલના પિતા બહુ બિમાર છે અને મ્હને ત્યાં તેડે છે. મ્હેં જવાબ લખી આપ્યો કે આવતી કાલે મેલમાં નીકળી આપના તરફ આવીશ. કેમ બરાબરને?" ચંદનદાસે હર્ષિત વદને કહ્યું.

" હા, વ્હાલા, ઠીક કર્યું. " શારદાએ પણ કિંચિત આનંદથી ઉદ્ગાર કહાડયા કારણકે તે પણ પોતાના ગૃહસંસારમાં પડવા ઉત્સુક હતી.

બરાબર રાત્રિના અઢી વાગે નાટક પુરૂં થયું ને આ બન્ને વ્હાલાંઓ ખૂશ થતાં લોજ તરફ ભાડાની ગાડીમાં ભવિષ્યના જુદા જુદા તરંગોમાં તરતાં ચાલ્યાં.

## પ્રકરણ ૧૮ મું.

### પિતાનું મરણ.

વાચક ! હજુ તો ચંદનદાસને નુતન પ્રેમાસ્વાદ લેવા આવ્યા ને દસજ દિવસ થયા છે ત્યાં અણ–ચિંતવ્યો તાર શો ? રમણલાલના પિતાનો અચાનક મંદવાડ શો ? આ સૌ વળી કાંઈ નવીન ઘટના જણાય છે.

સુમન સુન્દરીના સ્નેહમાં પુનઃ ફસાયા પછીથી રમણુલાલ હરરોજ ચાર વાગે નિયમિત સુમનને બંગલે જાય છે. હવે સુમનને મલબાર હિલપરની વિહાર વાટિકાઓમાં વ્હાલાની વાટ નથી જોવી પડતી; હવે તો એનો વ્હાલો વ્હેલો વ્હેલો ચાલી ચલાવીને પોતેજ આવે છે. આ અભિસારિકાનો અભિસાર આમ ગુપ્ત ચાલ્યો જાય છે. રમણ હવે બહુ નિશો કરતો નથી અને વખતપર થોડો શરાબ પીએ છે તો તે પણ ચાર વાગે એટલે રાત્રે આઠ વાગે ઘેર આવતા સુધી દુર્ગંધ રહેતી નથી. ભોળી ભલી બિચારી રસિકા કાંઈ જાણતી નથી. રમણુલાલ પણ હવે રસિકાને પ્રથમની પેઠે તોછડાઇથી નહિ પરંતુ કાંઇક ભાવથી બોલાવે છે. આથી એનો ભજવાતો અન્ય વેશ ઢંકાય છે. ભલી બિચારી, શુદ્ધ અંતરની સ્નેહાળ બાળાને પતિ દેવની વર્તણુકમાં હવે લેશ પણ શંકા નથી. એનું નિર્દોષ પ્રેમથી છલબલ હૃદય પતિને પણ નિર્દોષ, શુદ્ધ, અને પ્રેમાળ ગણે છે ને શુદ્ધ પ્રેમથી પતિભકિતમાં તલ્લીન રહે છે. ચંદનદાસને તાર મળ્યો તેના બે દિવસ અગાઉ, જ્હાંજે રમણ બ્હાર ગયો હતો તે વેળા એટલે કે લગભગ સ્હાડા ચાર વાગે આનંદરાવ શેઠની તબિયત એકાએક બગડી આવી. એમની છાતીમાં ઓચિંતી ગભરામણ થવા લાગી. હાથમાંનું પેપર પડતું નાખી ઉઠયા ને શયનગૃહ તરફ જવા લાગ્યા. બે ચાર ડગલાં ભર્યાં ને વૃદ્ધ શરીર નીચે ગાલીચાપર ફસડાઇ પડયું. પડતાંજ "બેટા, રસિકા!" કરી બૂમ મારી. વડીલની ગભરાટ ભરી બૂમ સાંભળી રસિકા દોડતી આવી. જુવે છે તો વડીલ બેભાન અવસ્થામાં પડેલા છે. તેણે જાલમને બૂમ મારીઃ જાલમ, રામો. મહારાજ સર્વ એકદમ ભેગાં થઇ ગયાં. રસિકા વૃદ્ધ-

નું શરીર ખોળામાં લઇ આક્રંદ રૂદન કરવા લાગી. રામા અને જાલમે વૃદ્ધને ઉપાડી પલંગપર સુવાડયા. રસિકાએ સર્વ બારી બારણાં ખોલી નાખ્યાં ને માથાપર પુષ્કળ કાલનઉવૉટર છાંટયું. જાલમ દોડતો જઇ તેઓની સામે રહેતા એક પ્રસિદ્ધ દાકતરને તેડી લાવ્યો. દાકતર એમ. ડી. પાસ થએલો ઘણો અનુભવિ અને હોંશિયાર હતો. તેને અને આનંદરાવને મિત્રાચારી હતી. તે દોડતો આવ્યો. દાકતર તથા જાલમને ઉપર આમ ઉતાવળે ચઢતા જોઇ રતિ વિમાસણમાં પડી કે શું હશે ? પાછળ એ પણ ઉપર આવી, રસિકાની બાજુમાં ઉભી રહી. દાકતરે વૃદ્ધને તપાસ્યા ને અભિપ્રાય આપ્યો કે એમને પક્ષાઘાત એટલે કે લકવો થયો છે. આઘાત થવાથી બેભાન થયા છે. તેણે દવા લખી આપી. એક પાવાની અને બીજી રૂમાલમાં છાંટી મસ્તકે મુકવાની. વળી જતાં જતાં ધીરજ આપી કે દવાનો એક ભાગ ગયા પછી અર્ધા એક કલાકમાં જાગૃત થશે. કાંઈ ગભરાવા જેવું નથી. વખત જરા લાંબો થશે પરંતુ પ્રથમજ વખત છે એટલે મટશે. જરૂર પડે તો રાત્રે આઠ વાગ્યા પછીથી બોલાવજો. દાકતર ગયો અને રસિકાએ જાલમને દસ રૂપીઆની નોટ કહાડી આપી ને દવા લેવા મોકલ્યો. પછી પલંગની ધાર:પર બેસી વડીલને પવન નાંખવા લાગી. રતિ પણ પાસે પડેલા એક સ્ટુલ પર બેઠી ને બન્ને સખીઓ વાતોએ વળગી. રતિ વચ્ચે વચ્ચે રસિકાને દિલાસો દેવા લાગી.

જાલમ એકદમ સીધો " પૅાવેલ " કંપનીમાં દવા લેવા ગયો. કંપાઉંડરને પીસ્ક્રીપશન્ આપી બ્હાર આવી ઉભો રહ્યો, ત્યાં સ્હામેથી એક મોટરકાર પુર જોશમાં દોડતી આવી. જાલમ ચમક્યો.

એણે શું જોયું ? એણે મોટરમાં રમણલાલ તથા સુમનને એક બીજાનો સોડમાં ભરાયેલાં જોયાં. મોટર સીધી લેમીંગ્ટન રોડપર ચાલી. જાલમને કૌતુક લાગ્યું તે એકદમ નીચે ફુટપાથપર ઉતરી મોટરની પાછળ જોઇજ રહ્યો. મોટર " ઇમ્પીરિયલ " સીનેમા આ-ગળ થોભી. અંદરથી બન્ને ઉતરી સીનેમાના બગીચામાં દાખલ થયાં. જાલમ વિચારવમલમાં ગોથાં ખાવા લાગ્યો. તે દવા લઇ બંગલે આવ્યો. પરંતુ એના મગજમાં એજ વિચાર ઘોળાયા કરતો હતો કે રસિકાબાને કહું કે ન કહું. રસિકા દવા આપવામાં રોકાયેલી હતી. માથે રૂમાલ પલાળી મૂકયો અને મ્હોંમાં પણ એક ભાગ દવાનો રેડયો. જાલમને અંતે એમ લાગ્યું કે લાવો રતિ બ્હેનને કહું. તે બોલ્યો, રતિ બ્હેન, આપને નીચે બોલાવે છે. " રતિ ઉઠી બ્હાર ચાલી. પાછળ જાલમ પણ આવ્યો તેણે સર્વ વાત ટુંકામાં કહી. " હશે, સર્વ શુભ થશે. " નો ટુંકો ઉત્તર આપી દિવાન-ખાનામાં આવી. ચતુર રતિએ ટેલીફોન લીધો અને એપોલો સ્ટ્રીટ-ની પોતાના પતિની ઓફીસ સાથે જોડાણ કર્યું. પતિદેવને સર્વ સમાચાર કહ્યા. રતિલાલે આવું છું નો ઉત્તર આપ્યો. રતિએ જોડાણ છોડી દીધું. રતિલાલે કલાર્કને ભાડાની મોટર લેવા મોકલ્યો, ને પોતે ટેલીફોન પાછો હાથમાં લીધો ને ઇમ્પીરિયલ સીનેમાનું જોડાણ કરી રમણલાલની તપાસ કરી. સીનેમાનો ટેલીફોન ઓપરેટર તપાસ કરૂં છું કહી ટેલીફોન મૂકી તપાસ કરવા ગયો. બાલકનીમાં પુછપરછ કરતાં રમણલાલ ત્યાંજ મળી આવ્યો. ને ત્હેને ટેલીફોન પર કોઇ બોલાવે છે કહી તેડી લાવ્યો. રમણ ચમકયો. કોઇ નથી જાણતું કે તે સીનેમામાં ગયો છે તો પછી ટેલીફોન શો ? તેણે ધ્રૂજતે હાથે ટેલીફોન લીધો ને

વાત શરૂ કરી. શાંત મનના રતિલાલે ટુંકાંમાં એના પિતાના અચાનક મંદવાડની સમજ પાડી, ને એકદમ ઘેર આવવા જણાવ્યું. આવું છું, કહી રમણે ટેલીફોન મૂકી દીધો ને પછી વિમાસવા લાગ્યો કે રતિલાલે કયાંથી જાણ્યું? ઘણા વિચાર કર્યા પરંતુ કાંઈ સમજ ન પડી. અંતે ખ્યાલ થયો કે સાંજનો વખત છે માટે સીનેમામાં ગયા હશે અને 'ઇમ્પીરિયલ' વધુ લોકપ્રિય છે તેથી અહ્દર ટેલીફોન કરી જોયો હશે. બસ, ગુંચવાડાનો અંત આવ્યો. અંદર આવી સુમનને સમજાવી, માફ માગી. બન્ને બ્હાર આવ્યાં. રમણ પોતાની મોટરમાં ચાલ્યો ને સુમન ભાડાની ટેક્ષીમાં ચાલી ગઇ. રમણની મોટર અને રતિલાલની ટેક્ષી બન્ને સાથે આવી લાગ્યાં. બન્ને પિતાના મંદવાડ સંબંધી ચર્ચા કરતા ઉપર દાદર ચઢયા. રતિલાલે સીનેમા સબંધી કાંઇ પણ વાત છેડીજ નહિ. બન્ને ઉપર આવ્યા. રસિકાએ રોતા અવાજે સર્વ હકીકત કહી સંભળાવી ને રતિલાલે દિલાસો આપ્યો.

આશરે છ એક વાગતાં વૃદ્ધને ભાન આવ્યું. નેત્ર ઉઘાડયાં, ને સર્વ કુટુંબ તથા સ્નેહી મંડળ પાસે જોઇ શેઠનું હૃદય ગદ્‌ગદિત થયું ને આંખમાંથી બે ચાર અશ્રુ બિન્દુઓ ટપકી પડયાં. બોલવા પ્રયત્ન કર્યો પરંતુ બોલી શકાયું નહિ. વૃદ્ધ શેઠના ડાબા અંગને તથા જીભને પક્ષાઘાત લાગુ પડયો હતો. પુનઃ દાક્તરને તેડવા માણસ મોકલ્યો. દાક્તર આવ્યો ને તપાસી બોલ્યો "સખ્ત આઘાત થયો છે; ઉતરતી અવસ્થા છે એટલે કહી ન શકાય: ઔષધનો ગુણ લાગે પણ ખરો." આમ કહી દાક્તર છુટી પડયો, ને ગયો. વૃદ્ધને વીલ કરવાની ઇચ્છા થઇ.

એક કાગળ તથા પેન્સીલ માગી, સુતાં સુતાં ટુંકામાં ટાંચણ કર્યું ને રતિલાલને લખીને જણાવ્યું કે આ પ્રમાણે સ્હવારે જરૂર વીલ તૈયાર કરી લાવજો. આખી રાત્રિ સૌએ સારવારમાં ત્યાંજ ગુજારી. રમણુ-લાલને ઘણું લાગી આવ્યું ને એકાંતમાં જઇ થોડું રડી પણ લીધું.

બીજો આખો દિવસ વૃદ્ધની તબિયત સારી રહી. બપોરે રતિ-લાલ વીલ તૈયાર કરી લઇ આવ્યો. ટુંકામાં વીલની વીગત એમ હતી કે સર્વ સ્થાવર જંગમ મીલ્કતનો વારસ રમણુલાલ છે, ને હવેથી તે પર સવ હક્ક તેનોજ છે. આશરે દશથી બાર લાખ જેટલી રકમ રમણુને વારસામાં મળી. એક લાખ રૂપીઆની રકમ જે આનંદરાવના નામ પર મુંબાઇ બેંકમાં ફીકસડ ડીપોઝીટ હતી તે રસિકાને નામે ચઢાવવામાં આવી. આ રકમ પર રમણુલાલનો બિલકુલ હક હતોજ નહિ. છેલ્લી પિતૃ આજ્ઞા રમણુને એ હતી કે જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે રતિલાલની સલાહ મુજબ વર્તવું. આખું વીલ ઘણીજ સારી રીતે ચોકસાઈથી તૈયાર કરવામાં આવ્યું હતું. વૃદ્ધ શેઠે સર્વ સમક્ષ વાંચી સંભળાવવા રતિલાલને કહ્યું. વીલ વંચાયું, બાદ આનંદરાવ શેઠે તે પર સહી કરી, ને રમણુને પાસે બોલાવી વીલ ત્હેના હાથમાં મૂકયું તથા વૃદ્ધ, અશક્ત હસ્ત ઉંચો કરી ત્હેના શિરે મૂકી આશિષ આપી. ઉમર લાયક થએલો રમણુ એક ન્હાના બાળકની પેઠે રડવા લાગ્યો. રતિલાલ ત્હેને આશ્વાસન આપતો દૂર લઇ ગયો. પછી વડીલે રસિકાને પાસે બોલાવી. તે આવીને પલંગ પાસે ઘુંટણુમંડીએ પડી પ્રણામ કર્યાં. ત્હેને શિરે પણ હસ્ત મૂકી વૃદ્ધે છેલ્લી આશિષ આપી ને એ પણ એક બાળકની માફક રોવા લાગી. રતિ ત્હેને દિલાસો આપવા લાગી. સર્વ ચોકસ થઇ ગયું.

વૃદ્ધ નિવૃત્ત થયા, રમણને સંપૂર્ણ વારસો મળ્યો. વડીલની પ્રકૃતિ રાત્રે બાર વાગતા સુધી સારી રહી. છેક પાછલી રાતના આનંદરાવને પુનઃ મૂર્ચ્છા આવી. સ્હવાર થયું પરંતુ ચેતન નજ આવ્યું. દાક્તર આવ્યો ને દવા આપી તથા ચેતવણી આપતો ગયો કે માંડ બે દિવસ કહાડશે. ઔષધ ઉપચાર ચાલુ રહ્યા. રમણે પ્રથમજ વખત આજે રતિલાલની સલાહ લીધી ને વડીલ આજ્ઞાનું પાલન કર્યું; તેણે પૂછયું "રતિભાઇ, આપણે બે જણ શું કરી શકશું? જો આપ કહો તો ચંદનદાસને તેડાવું, એ બિચારો ભલો માણસ છે. બાપુને વ્હેમ, બાકી સર્વ દોષ મ્હારોજ હતો."

"હા, તાર કરો." રતિલાલે એવા વિચારથી હા પાડી કે ભલે આવે. અહીં મદદ કરશે. ને જો એનોજ આપણે દોષ કહાડીએ તો આજે રમણલાલ સુમન સાથે સીનેમામાં કયાંથી? ભલે આવે આગળ શું બને છે તે જોઇશું.

રતિલાલની સંમતિ મળી ને રમણે સહર્ષ ચંદનદાસને તાર કર્યો પરંતુ તારના વ્હેવારમાં કાંઇ ગરબડ થવાથી મોડો મળ્યો તે આપણે જોઇ ગયા છીએ. યથા સમયે રમણને ચંદનદાસનો ઉત્તર મળ્યો.

તે દિવસે સાંજના ૭ વાગે વૃદ્ધ શેઠની પ્રકૃતિ પાછી સારી થઇ. આ વેળાએ મુંબાઇના ઘણા જાણીતા ગૃહસ્થો શેઠની તબિયતના સમાચાર જાણવા અને મળવા આવ્યા હતા. બે દિવસમાં તો આખા મુંબાઇમાં શેઠના મંદવાડની વાત થઇ ગઈ હતી. છાપાંઓમાં પણ શેઠની તબિયતના સમાચાર સ્હવાર સાંજ આવતા હતા. એટલે

મુંબાઇ નગરીની ઘણી સારી સેવા બજાવી હતી. તેઓ એક મહાન સખી ગૃહસ્થ હતા. તેથી ઘણાજ લોકપ્રિય હતા. જે. પી. તરીકે પણ એમનું વજન બહુ સારૂં પડતું હતું. ને છાપાંવાળાઓમાં તેમજ અન્ય પ્રતિષ્ઠિત મંડળોમાં તેઓ ઘણા જાણીતા અને માનિતા થએલા હતા. સર્વ એકે અવાજે એમનાં વખાણ કરતા હતા. શેઠની પ્રકૃતિ સ્વસ્થ થઇ ને આવેલા ગ્રહસ્થો અંદર આવી બેઠા સર્વને નેત્રથીજ આદર આપ્યો ને હસ્ત ઉંચો કરી એમ સુચવ્યુ કે રમણની આબરૂ સાચવવી તમારા હાથમાં છે. આ બધું મંડળ થોડો સમય બેસી પાન સોપારી લઈ વેરાયું. તે દિવસની આખી રાત શેઠની તબિયત સારી રહી.

બીજે દિવસે સ્હવારમાં લગભગ દશેક વાગતાં ચંદનદાસ આવી પ્હોંચ્યો. આવ્યો, પરંતુ વડીલને મળવા જવું કે નહિ તે પ્રશ્ન તેના મગજમાં ગુંચાવા લાગ્યો. અંતે જવુંજ, એવો નિશ્ચય કરી અંદર વૃદ્ધ શેઠની પાસે ગયો ને ઘણીજ નમ્રતાથી પાયે પડયો. વૃદ્ધે ત્હેના સામે એક દ્દષ્ટિપાત કર્યો અને તે એક ગુન્હેગારની પેઠે નીચું મુખ કરી ઉભોજ રહ્યો. વૃદ્ધે તેને આશિષ આપી તથા એક કાગળ પર લખી જણાવ્યું કે હવે તું અને રમણ સીધે રસ્તે ચાલજો. ને સર્વ કુચ્છંદનો ત્યાગ કરજો. ચંદનદાસે વડીલની છેલ્લી આજ્ઞા વિનીત ભાવે કબુલીને નમન કર્યું. અંતકાળે સર્વ શુભ જોઇ વૃદ્ધ આનંદરાવનો અંતરાત્મા તૃપ્ત થયો. આ પછી બપોરના શેઠની તબિયત લથડી ને મૂર્છા આવી. જે આ વખતે ભયંકર લાગી. ચંદનદાસ એકદમ ડાક્તરને તેડવા દોડયો ડાકતરે આવી, શેઠને તપાસ્યા ને છેલ્લા

સમાચાર કહ્યા કે આનંદરાવ હવે તમારા નથી. અરેરે ! મુંબાઇ નગરીનો માનનીય નાગરિક, જાણીતો જે. પી. ઉદાર ઉમરાવ દિલનો ગ્રહસ્થ ગયો. સર્વેએ રડારોળ કરવા માંડયું. રસિકા એક ન્હાના બાળકની માફક વૃધ્ધ વડીલના પગ પર પડી હૈયાફાટ રૂદન કરવા લાગી. રમણ વૃધ્ધની છાતી પર મસ્તક નાખી ચોધાર અશ્રુપાત કરવા લાગ્યો. રતિલાલ બન્નેને સમજાવા ને દિલાસો દેવા લાગ્યો. રતિ રોતી આંખે એકએક ભેગા થતા સ્ત્રી મંડળની સરભરા કરવા લાગી. ચંદનદાસ નોકરો મારફતે શબના સંસ્કારની તૈયારી કરવા તથા જ્ઞાતિના આવેલા પુરૂષોની વ્યવસ્થામાં રોકાયો. ઘરના વફાદાર નોકરો અશ્રુપાત કરતા, હૃદય શુન્ય બની તૈયારી કરવા લાગ્યા. ભેગા થએલાં મહિલા મંડળે રોવા કુટવાની ને સ્નાન વિધિ કરવાની તૈયારી કરવા માંડી. એક બે વૃધ્ધ ડોસીઓએ કુટવાની શરૂઆત પણ કરી. પરંતુ પતિ આજ્ઞા શિરે ચઢાવી રતિએ તે સર્વને ના પાડી. ડોસીઓને ઘણુંજ ખરાબ લાગ્યું ને બબડવા માંડયું. "આવો મોટો માણુસ મરી જાય ને એક રાજીયો પણ ન બોલાય કે એક છાજીયું પણ ન લેવાય એતે બાઈ કોના ઘરની વાત ! બાઇ મ્હોટાની વાતજ જુદી, 'મોટાં એટલાં બધાંએ ખોટાં !" રતિ તેમને સમજાવા લાગી કે; "શેઠ ઉમર લાયક થઇને ગયા ને પાછળ આનંદ મૂકીને ગયા છે. વળી ક્યાં રાંડનાર છે ? એટલે કાંઇ જરૂરજ નહિ. ને વળી આપણો રોવા કુટવાનો રીવાજ એવો ખરાબ છે કે જેનાં માઠાં પરિણામ આપણા હિન્દુ સમાજને ખમવાં પડે છે." આવી આવી અનેક રીતે રતિ આ મૂર્ખ મહિલા સમાજને સમજાવી શાંત પાડતી હતી, છતાંએ અંદર અંદર એ લોકાનો બડબડાટ ચાલતોજ

હતો કે "બાઇ મોટાના ઘરનાં ને વળી ભણ્યાં એટલે બહુ સુધરી ગયાં. એ બધાં આજકાલનાં છોકરાં તે ડાહ્યાં ને આપણાં પૂર્વજો એ ચાલ પાળતાં હતાં એટલે તે મુર્ખા!" આમ અનેક વાતો થતી હતી. એ ચાર સુશીલ શિક્ષિત સ્ત્રીઓ એ વાતને ઘણીજ વખાણવા લાગી, ને અંદર જઇ રસિકાને આશ્વાસન આપવા લાગી.

વાચક! રતિલાલ ઘણો સમજુ અને શાણો માણસ હતો અને આથીજ તેણે રોવા કુટવાનું માંડી વળાવ્યું હતું. અરે, ત્હેને પણ અનુભવ હશે કે એ દુષ્ટ રીવાજ કેટલો ખરાબ છે? જે સ્ત્રીઓ પુરૂષને પોતાનું મુખ દેખાડતાં શરમાય અને મલાજો પાળે, તે સ્ત્રીઓ ભર બજાર વચ્ચે અનેક પુરૂષ વર્ગના અવર જવરમાં ખુલી છાતીએ છાજીયાં લે. આનું નામ મલાજો કે? વળી બોલનારી જાણે લશ્કરની કમાન્ડર હોય ને કવાયત કરાવતી હોય તેમ હુકમથી નવીન વહુ-વારૂઓ પર કામ ચલાવે. ન્હાની, વહુવારૂઓને ન આવડે તો ઠોક આપે અને એ બિચારી બાલિકાઓ શરમથી અડધી, અડધી થઇ જાય. કેટલીક અંગતના સગપણવાળીઓની છાતીમાંથી જો રૂધીર વહન ન થાય તો જ્ઞાતિના મહિલા મંડળમાં મરનારને માટે એની લાગણી ન જણાય. વાહ! લાગણી પ્રદર્શિત કરવાનો આ અતિ ઉત્તમ માર્ગ! આ રોવા કુટવાથી કેટલીક નબળા બાંધાની ને નાજુક દેહલતાવાળી બાલિકાઓને ઉછરતી વયમાં હિસ્ટીરીઆ ક્ષય, આદિ અનેક પ્રકારના જીવલેણ રોગો લાગુ પડે છે, અને એ ખીલતાં પુષ્પો અચાનક કવેળા કરમાઇ જાય છે. તેનું એ મૂર્ખ મહિલા મંડળને ભાન પણ નથી. નવાઇની વાત છે કે સર્વ સ્ત્રીઓને એજ

વખતે રોવું આવે ! આવા અનેક આપણી સમાજમાં સડા છે પરંતુ અત્યારે આપણને એ સંબંધી વાત કરવા સમય નથી.

બરાબર રાત્રિના આઠ વાગે આનંદરાવના શબને સોનાપુર લઈ જવામાં આવ્યું. જુદી જુદી કોમના મળી લગભગ પાંચસો ડાધુઓ ભેગા થયા હતા. ઘણાજ માન મરતબાથી શબને સ્મશાને લઇ જવામાં આવ્યું. કેવળ ચંદનની ચિતામાં વૃધ્ધ શેઠનો ચંદન જેવો દેહ પાછળ કીર્તિનો પમરાટ મૂકી ભસ્મ થઇ ગયો. અંતે મોડી રાત્રે સર્વ કાર્યથી નિવૃત થઈ ચંદનદાસ, રતિલાલ, રમણ, રસિકા, તથા રતિ, જ્ઞાતિમાં ભોજન આપવા સંબંધી અને બીજી કેટલીક જ્ઞાતિની રૂઢીઓનું કેવી રીતે અને કેટલીક હદ સુધી પાલન કરવું તેનો વિચાર કરતાં બેઠાં હતાં દિવાનખાનામાં આ વખતે લગભગ રાત્રિના અઢી વાગી ગયા હશે. મહારાજ જરા ગરમ કૉફી કરી લાવ્યો ને સર્વેએ કૉફી પીવા માંડી. કૉફી પીતાં પીતાં ચંદનદાસ બોલ્યો, " રતિભાઇ, નાત કરવા સંબંધી શું વિચાર રાખ્યો ? "

" જુઓ ચંદનદાસ, મ્હને પુછો તો મરનારની પાછળ હૃદયમાં શોક સમાવી મ્હોંમાં પાણી આણી મિષ્ટાન્ન ઉડાવાની વાત મને બિલકુલ પસંદ નથી. સમજ્યા ? " રતિલાલે વિચાર દર્શાવ્યો.

" બેસો હવે. બધી વાત નો આમ સુધારો કરવા જઇએ તે કે ખોટું. આપ કહો છો તે ખરૂં છે. હું ના નથી કહેતી, પરંતુ બાપુ જેવા મોટા માણસની પાછળ સારી રકમ ખર્ચાય તો ઘણું રૂડું દેખાય. " રતિએ દલિલ કરી.

" રતિ ! હું ખરચવા ના નથી કહેતો, પાંચ ને બદલે દસ ખરચીએ પરંતુ તે સન્માર્ગે, નહિ કે આવી રીતના ખોટા જ્ઞાતિ રીવાજોમાં હોમી દેવા. હા, ત્હમારા ગરીબ અનાથ જાતિભાઈઓને વિદ્યાદાન કરો; અપંગ ને અનાથ વિધવાઓના રક્ષણાર્થે વાપરો; પરંતુ આવી રીતે ખાઇ બગાડવા માટે મ્હારી સાફ ના છે." રતિલાલે ભાર મૂકી જણાવ્યું.

" રતિભાઈ, આપનું કહેવું સર્વ સત્ય છે; પરંતુ જ્યાં સુધી જ્ઞાતિમાં અજ્ઞાન છે ત્યાં સુધી આવો દુર્વ્યય કરવાની જરૂર છે. જરૂર બાપુની પાછળ આપ કહો છો તેવાં સુકૃત્યમાં ઘણી સારી રકમ રોકીશું, પરંતુ જ્ઞાતિના મ્હોં પર પણ કાંઇક મારવું તો પડશેજ. માટે વિચાર કરી કાંઇક નક્કી કરો !" રસિકાએ વ્યવહાર કુશળતા બતાવી.

" બોલો રમણભાઇ, જ્ઞાતિમાં કેટલા રૂપીઆ વેરવા છે ?" રમણલાલની ઇચ્છા જાણવા રતિલાલે પ્રશ્ન કર્યો.

" આપને વ્યાજબી લાગે તે કરો. એમાં કાંઇ મ્હને સમજ ન પડે." ભલા બિચારા રમણે કહ્યું.

" હા, તો જુવોને, બાપુના તર્પણને દિવસે એક નાત કરીએ કેમ બસને ? બોલો રસિકા બ્હેન બીજું કાંઇ ?" રતિલાલે પૂછ્યું.

" હા બરાબર છે, પરંતુ નાત ઘણી સારી કરવી. બાપુ મૂકી ગયા છે અને એમની પાછળ ખર્ચવાના છે. ભલે ખર્ચ વધુ

થાય. વળી એક સારી લ્હાણી પણ કરીએ. " રસિકાએ ઉમેર્યું.

" હા, કરવું તો બરાબર કરવું. બાસુદી પુરીની નાત કરશું. ને જર્મન સીલ્વરના ખુમચાની લ્હાણી કરશું. કહો બસ. " રતિલાલ બોલ્યો.

" પ્હેલા નંબરનું. એથી કાંઇ વધુ ન હોય. " રસિકાએ કહ્યું.

" હા, તો, ચંદનદાસજી, જ્ઞાતિની વ્યવસ્થા આપને શિરે, જ્ઞાતિને રીઝવવી હવે આપને સોંપી. સ્હવારથી એ કારભાર આપજ ઉપાડી લેજો. " રતિલાલે કામની વ્હેંચણી કરતાં કહ્યું.

" વારુ જી, હવે ફરી નહિ કહેવું પડે. " ચંદનદાસે ઉત્તર આપ્યો.

" રમણભાઇ, આ તો બધું દુરૂપયોગમાં નાણું નાખ્યું. પરંતુ સદુપયોગમાં શું વાપરશો ? " સમાજના શુભચિંતક રતિલાલે પ્રશ્ન કર્યો.

" રસિકા કહે તેટલું વાપરો, એ બોલે તે આપણે કબૂલ છે, બોલ રસિકા શું વિચાર છે ? " રમણે પૂછ્યું.

" રતિભાઇ, મ્હારા જ પર સર્વ ભાર મૂકો છો તો જાઓ દસ હજાર રૂપીઆ આપને વ્યાજબી લાગે તેવી રીતે ધર્મ કાર્યમાં વાપરો. " રસિકાએ કહ્યું.

" શાબાશ રસિકા બ્હેન ! મન તો મ્હોટું છે. " રસિકાની ઉદારતા જોઇ ખૂશ થતો રતિલાલ બોલ્યો, " પાંચ હજાર રૂપીઆનું હાલ તુરત એક ન્હાનું વિદ્યાભવન બાંધીશું અને બીજું ફંડ ઉઘરાવાનું કરશું. આપણી જ્ઞાતિના ગરીબ વિદ્યાર્થી માટે બીજા પાંચ હજાર એમને વિદ્યાદાન દેવામાં ને છાત્રાલયના નિભાવાર્થે. " રતિલાલે હિસાબ ફાળવ્યો. રસિકાએ આવા સારા કાર્યમાં ખર્ચવાના જાણી પાંચ હજાર વધુ આપવા ઇચ્છા જણાવી ને રમણે સંપૂર્ણ સંમતિ આપી, ને સર્વને હર્ષ થયો. આમ બધો નિવેડો લાવતાં લગભગ સ્હવાર થવા આવ્યું. બધાં જરા આડાં થયાં. બીજા દિવસથી ઉપરની ગોઠવણ અમલમાં મુકવાની ગરબડમાં સૌ ગુંથાયાં. તેર દિવસ જતાં વાર પણ ન લાગી. સર્વ કાર્ય નિર્વિઘ્ને પાર પડયું. લ્હાણી, નાત, ને ધર્માદાની વ્યવસ્થા સર્વને ઘણીજ પસંદ પડી. સૌ કોઈ આનંદરાવ શેઠનાં યશગાન અને રમણની સુબુદ્ધિનાં વખાણ કરવા લાગ્યાં. ' પેપરોમાં ' પણ આનંદરાવ શેઠની છબી નીચે એમનાં યશોગાન આવ્યાં. ટુંકામાં જે થયું તે સર્વ શુભજ થયું.



# પ્રકરણ ૧૯ મું.

## પ્રપંચનો પ્રારંભ.

આનંદરાવ શેઠને ગુજરી ગયાને આજે લગભગ વીસ દીવસ થઇ જવા આવ્યા છે. દિવાળીના તહેવારો પણ આવી પહોંચ્યા છે, પણ હજુ રમણલાલ બ્હાર નીકળતોએ નથી અને સુમનને મળતો પણ નથી. વિષયી સુમનું વિષય લોલુપ્ત મન ઘણુંજ અધીરૂં બની ગયું છે. છેલ્લા બે દિવસથી તો રમણ વિના આકુળ વ્યાકુળ થયું છે અધીરાઇની સીમા આવી છે. હવે સુમન પતિની બીલકુલ પરવા ધરાવતી નથી. ગમે તેમ સમજાવે છે ને મનમાં આવે તેમ નચાવે છે. હવે અધીરિ અભીસારિકા એવા કુતર્ક કરે છે કે જો આ વૃધ્ધ પતિ ગુજરી જાય તો હું એ રમણલાલની પેઠે સ્વતંત્ર થાઉં. અરેરે હત ભગિની અબળા! કામાતુર, વિષય લોલુપ્ત બની ત્હારા પોતાના સૌભાગ્યનો અંત ઇચ્છે છે! ધિક્કાર હજો ત્હારા જીવતરને!

આજે કાળી ચૌદશનો દિવસ હતો. બપોરના વૃધ્ધ શેઠ જરા જમીને નિદ્રાધીન થયા હતા. સુમન એકલી બંગલાના દિવાનખાનામાં હાથમાં એક નોવેલ લઇ વાંચતી કોચ ઉપર આડી પડી હતી. એ વાંચતી હતી તે શૃંગારિક નવલકથામાં વાંચતાં વાંચતાં એક પ્રેમી યુગલનું પ્રેમ કેલિ સ્મરણ આવ્યું. સાથે એ દ્રશ્યનું કોઈ કાબેલ ચિતારાની પીંછીથી આલેખાએલું ચિત્ર પટ હતું. આ વાંચતાં અધીરી અભિસારીકાનું અંતર અકળાઇ ઉઠયું. રમણ યાદ

આવ્યો, નેત્રોમાંથી અશ્રુપાત થયો. ઉઠી ટેલીફોન હાથમાં લીધો ને ચંદનદાસને ટેલીફોન કર્યો. આજે ઘણા દીવસે પરવારી ચંદનદાસ શારદા સાથે આનંદથી વિનોદ કરતો બેઠો હતો ત્યાં ટેલીફોન આવ્યો. ઉઠયો ને સાંભળવા લાગ્યો. સુમને ઘણીજ અધીરાઇથી રમણને તેડી લાવવા વિનંતી કરી. પરમ દીવસે જરૂર તેડી લાવીશ, એમ ચંદનદાસે દીલાસો આપ્યો નિરાશ થઇ અધીરી અભિસારીકા પરમ દીવસના પ્રભાતની કાગને ડોળે રાહ જોવા લાગી ને અનેક અભિલાષાઓ ઘડવા લાગી.

ચંદનદાસ ટેલીફોન મુકી પાછો આવી પલંગપર આડો પડયો ને શારદા પાનનો ડબો લઇ પાસે બેઠી. બન્ને વાત વળગ્યાં.

"વ્હાલા, હવે તમો રમણલાલ અને સુમન પર અમલ ચલાવવાના, નહિ? બળ્યો એ અનીતિનો પૈસો! આપણે નથી જોઇતો વ્હાલા! તે કાળે હું નાયકણ હતી ને તેથીજ લક્ષ્મીની લાલસા હતી. હવે, વ્હાલા, મન સંતોષી બન્યું છે. હા, રમણલાલ સાથે વેપારમાં જોડાવ અને તેમાં નિતિને માર્ગે મળે તે આપણું છે. અને તેજ ટકશે. નહિ પ્યારા?" શુદ્ધ થએલી શારદા બોલી.

"અરે, તું તો ગાંડી અને વ્હેમી છે. નીતિને માર્ગે નહિ તો કાંઇ અનીતિને માર્ગે મળ્યા સાંભળ્યા છે? કાંઇ કોઇની ચોરી કે ખુન કરીને મેળવવાની ઇચ્છા થોડીજ રાખીએ છીએ. ઘેલી શારદા!" ચંદનદાસે ચાલાકીથી ભોળી શારદાને સમજાવીને મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે એના આગળ કાંઇ વાત કરવી નહિ. પ્રથમ એમ આશા હતી કે આપણા કાર્યમાં છગન મદદ કરશે. પરંતુ તે ધારવું

હવે ખોટું છે. ભલી બાલિકા છે,;એ મદદ પણ શું કરવાની હતી. હશે ચાલો, આપણો સુખી સંસાર છે એ થોડું છે। આમ વિચારમાં પડી ગયો ત્યાં શારદા એના મુખમાં પાનનું બીડું મુકતાં બોલી:—

" વ્હાલા, હવે ત્હમે અને રમણલાલ ક્યારથી વ્હેપાર શરૂ કરનાર છો ? "

" હજુ ડોસાને મુવે મહિનો તો થાય. સમય આવ્યે સૌ થશે." ચંદનદાસે ઉત્તર આપ્યો ને કાંઇ વિચારમાં પડી ગયો.

શારદા ઉઠીને ઘરકામમાં વળગી. તે આખા માળામાં એક સર્વોત્તમ સુન્દરી ગણાય છે. પંદર વીસ દિવસમાં તો એણે સર્વ પાડાશીની પ્રીતિ પ્રાપ્ત કરી છે. સર્વને એનું સ્મિત ભર્યું સુન્દર મુખારવિંદ અને મધુર આનંદ આપે એવો કોકિલ કંઠ ઘણોજ પ્રિય લાગે છે. ઘરમાં સર્વ કામ પોતેજ કરે છે અને પેલો નામનો બ્રાહ્મણ કહેવાતો મહારાજ બ્હારનું ને વાસણ, કપડાં આદિનું કરે છે.

ચંદનદાસ શારદાના ગયા પછી અનેક તર્ક તરંગોમાં તરવા લાગ્યો. " રમણ પાસે હવે કોટમાં ઓફીસ ખોલાવીએ. થોડો શેરસટ્ટાનો અને ઘોડદોડનો ચસ્કો લગાડીએ, તોજ આપણું કામ ફતેહ થાય. વખત વધુ લાગશે, ફીકર નહિ. ઉતાવળે આંબા કેમ પાકે ? પરંતુ, હાં, જો સુમનને સંપૂર્ણ કાબુમાં લઇને એના ધણીનો ઘાટ ઘડાવાય તો તો એકદમ માલદાર થવાય. આજની એની વાત પરથી તો એ અંતે આવેલી લાગે છે. એના સરખી વિલાસ પ્રિય કામાંધ

કામિનીને સીસામાં ઉતારવી તેમાં તે શું મોટી વાત ? એ હાથમાં આવી જાય તો પછી રમણલાલ સાથે ભલેને વખત લાંબો લાગે. એ તો એમાંજ લાભ. આપણી મુઠી બાંધી રહે ને આપણે સારા ગણાઈએ." આમ વિચાર વમળમાં ગોથાં ખાતાં આ ભયંકર કાળાં કૃત્યના કરનાર કરપીણમ નરરાક્ષસને કોઇ ભયંકર યુક્તિ સુઝી ને ને ખૂબ જોરથી હસી પડયો. આનંદ મસ્ત થઇ પલંગમાંથી ઉઠયો ને ઘડીઆળમાં જોયું તો બે વાગી ગયા હતા. તેણે "શારદા, શારદા." કહી બૂમ મારી. દિવાનખાનાની બ્હાર પાડોસીની કોઇ બાલિકા સાથે વાતે વળગેલી શારદાએ બૂમ સાંભળીને "જી વ્હાલા, આવી" કહી ઉતાવળે પગે અંદર આવી. તેને ચા કરવાનો હુકમ કરી પોતે તુરતના સુઝેલા ભયંકર પ્રપંચ પ્રયોગનો પ્રારંભ કરવા રમણના તરફ જવા કપડાં બદલવા લાગ્યો. શારદાએ પા કલાકમાં ચા તૈયાર કરી, તે પી, પાન ખાઇ ચંદનદાસે કોટ માગ્યો. શારદાએ કોટ સાફ કરી આપતાં પૂછ્યું: "વ્હાલા, આટલા વ્હેલા ઉતાવળે ક્યાં જાઓ છો ?"

"કેમ ? સુમનને જવાબ આપ્યો કે રમણલાલને તેડી લાવીશ: તે રમણને જણાવવાને. હવે વીસ દિવસ થયા છે પછી વૃદ્ધનો શોક તે કેટલા દિવસ હોય. નહિ જ વ્હાલી ?" ચંદનદાસે ચાલાકી ભર્યો ઉત્તર આપ્યો. શારદાએ "હાજી વ્યાજબી છે" કહી કોટ ધર્યો. ઉતાવળે કોટ પ્હેરી ચંદનદાસ ચાલ્યો. શારદા પાછળ કઠેરામાં ઉભી રહી ચાલીના દરવાજાની બ્હાર જતા સુધી પ્રેમભીની નજરે આ નરપિશાચને જોઈ જ રહી. ચંદનદાસ બહુજ ઉત્સાહમાં રમણલાલને ત્યાં ગયો.

ચંદનદાસ આવ્યો ત્યારે રમણ અને રસિકા દિવાનખાનામાં બેઠાં હતાં. તે પાછળના વખતની જુની યાદો તાજી કરતાં હતાં; બાપુનું માન, બાપુએ સહન કરેલું કષ્ટ અને લીધેલો શ્રમ લક્ષ્મીની પ્રાપ્તિ વગેરે અનેક પ્રસંગો પર ઉડતી નજર નાખતાં હતાં. ચંદનદાસ અંદર દાખલ થયો ને આ દંપતી વિનોદમાં વિક્ષેપ પડયો. રસિકા ઉઠી ઉભી થઇ. એને જતી જોઇ લુચ્ચો ચંદનદાસ બોલ્યો. "ભાભી, બેસોને; ચાલ્યાં કેમ ?"

"કાંઇ નહિ; સ્હેજ અંદર કામ પડયું છે. બન્ને મિત્રો નિરાંતે વાતો કરો." રસિકાએ નીચું જોઇ ઉત્તર આપ્યો ને અંદરના ખંડમાં ચાલી ગઈ. ચંદનદાસ તેની પાછળ ક્રૂર દૃષ્ટિપાત કરતો જોઇજ રહ્યો. રસિકા દેખાતી બંધ થઇને પાપીની અપવિત્ર દૃષ્ટિ ફરી. તે એક ખુરસી પર બેઠો. બન્ને મિત્રો ચાલુ વાર્તાના પ્રસંગમાંજ આગળ વધ્યા. પાછલી વાતો કરતાં આનંદરાવ શેઠે રમણલાલને ઠપકો દીધો હતો તે પ્રસંગ આવ્યો. આ વખતે લાગ જોઇ ચંદનદાસ બોલ્યોઃ—

"રમણભાઇ, એમાં આપને સંપૂર્ણ સમજ પડેલી કે ? બાપુએ એટલો ઠપકો દીધેલો તે એમ સમજીને કે ત્હમે સમજો ને કાંઇ ધંધે વળગો, પરંતુ આપ ભલા માણસ તે ન સમજ્યા. લક્ષ્મી કોને પ્રિય ન હોય ?" વખત જોઈને લુચ્ચાએ સોગટી મારી.

"હા ચંદનદાસ, એ પણ ખરૂં." રમણે કહ્યું.

"એ ખરૂં તો ખરૂંજ તો; પરંતુ આપે કાંઇ કરી દેખા-

ડયું નહિ ને. હવે પણ કાંઇ કરો ત્યારે તો ખરૂં. " પ્રપંચીએ જાળ બિછાવવા માંડી.

" કહે ભાઈ, તો હવે શું કરીશું ?" રમણે સલાહ પૂછી.

" કેમ ? શું કરીશું, શું ! આટલા બધા ધંધા છે. ક્યાં ટોટો પડયો છે ?" ચંદનદાસે લંબાવ્યું.

" પરંતુ આપણને એમાં સમજ ન પડે. તું બતાવ. પછી આપણે શરૂ કરીએ. " રમણે પુનઃ કહ્યું.

" તો જુઓ, એકસપોર્ટ ઇમ્પોર્ટની એક ફર્મ ખોલીએ. કાંઇ જોખમ નહિ ને ધંધો ઉજળો પણ ખરો. કોઇનું ઓશીઆળું પણ નહિ. લોકોનો માલ દેશાવર મોકલી આપવો ને દેશાવરથી મંગાવી આપવો. વચ્ચે આપણી આડત અને નફો ચઢે. " ચંદનદાસે ચાલાકી ચલાવી.

" એ બધું તું સમજે, આપણે કાંઇ ન જાણીએ. " રમણલાલે હિતેચ્છુ મિત્ર પર ભરૂસો મૂકયો,

" ને વળી વધારામાં થોડું શૅર તથા રૂનું પણ બીઝનેસ રાખીશું. આપણે ક્યાં પારકી મુડી પર આદરવું છે કે પંચાત હોય ! નહિજ ભાઇ ?" લુચ્ચાએ લોભ વધાર્યો.

" હા એ બધું ખરૂં. ચાલ ચંદનદાસ, આપણે બેનો અર્ધો ભાગ. " રમણે કહ્યું.

" પરંતુ શેઠ, હું ગરીબ છું મ્હારી પાસે મુડી નથી માટે

આપના નામેજ કરો ને સેવક આપની નોકરી કરશે." શઠે શઠતા કરીને દયામણા મુખે કહ્યું.

"ચંદનદાસ એ શું બોલ્યો ? આ બધી લક્ષ્મી ત્હારીજ છે. જો ભાઇ, એવું ઓછું માં આણ." રમણે એક ખરા સ્નેહીમિત્રને છાજતા ઉછળતા અંતરે ઉદ્‌ગાર કાઢયા.

" પરંતુ, શેઠ, જગતમાં ખોટું દેખાય." વળી દગલબાજ દોદો નમ્યો.

" તું તો ઘેલો છે. જગત ઝખ મારે છે. ચાલ, ઓફીસનો હિસાબ કિતાબ અને લેવડ દેવડ સૌ મ્હારે નામે ને તું મેનેજર. ને અર્ધ ભાગ ત્હારા કામ બદલ, બસ." રમણે અક્કલનો ઉપયોગ કર્યો.

" હવે તો, શેઠ, વ્યાજબી વાત કરી. આથી આપનું ખોટું એ ન દેખાય અને અણુઘટતું એ ન ગણાય. હું આપનો ઓશિંગણ છું. ભાઇ, આપના અનહદ ઉપકાર છે." લુચ્ચાએ આભાર માન્યોને વિચારવા લાગ્યો કે વેપાર રમણના નામ પર હોય તો જ્યારે આવી પડે ત્યારે એના પર આપણે તો ચોખ્ખા રહી જઇ શકીએ. આમ શેખચલ્લીના તરંગોમાં તરવા લાગ્યો.

આ બન્ને મિત્રો ભવિષ્યનો નિર્ણય કરતા હતા ત્યાં રસિકા હાથમાં ચાંદીના ખુમચામાં મુકી ચાંદીના બે પ્યાલા ચા તથા બે રકાબીઓમાં થોડો નાસ્તો લઈ દિવાનખાનામાં દાખલ થઇ. અત્યારે ત્હેનો દેખાવ અરસિકનું મન આકર્ષવાને પણ બસ હતો. તદ્દન શ્વેત

વસ્ત્રમાં સજ્જ થએલી આ ગૌરાંગના એક હસ્તમાં ચાંદીનો ચક-ચકીત ખુમચો લઇ તથા બીજો હસ્ત કટીપર કમાનવાળી સ્હામા દ્વારમાંથી દાખલ થઇ આવી ઉભી, તે જાણે કોઇ દેવાંગના દેવા સેવાર્થે વિચરતી હોય તેવો ભાસ કરાવતી હતી. આ મનોહારિણી માનુનીને જોતાંજ પાપી હૃદયના પાપાત્મા ચંદનદાસનું ચિત્ત ચળ્યું. તેણે પગની પાનીપરથી આસ્તે આસ્તે ઉંચે નજર કરવા માંડી. પાપાત્માના ભ્રષ્ટ મનમાં અનેક તરંગો તરવા લાગ્યા. રસિકાના પ્રત્યેક અવયવપર એની વિકારી દૃષ્ટિ થંભવા લાગી ને તે તેને એક એકથી વધુ સુન્દર લાગવા માંડયા. અંતે ટેબલપર ચા અને નાસ્તો મુકવા નીચા નમેલા મુખચંદ્રપર દૃષ્ટિ ઠરી ગઇ. તે અનિમિષ નયને જોઇજ રહ્યો. ત્યાં રસિકાના શબ્દ સંભળાયાઃ—"લો જરા, આ ચાને નાસ્તો આરોગો." ચંદનદાસે અગાઉ અનેક વખત આ મધુર રૂપાની ઘંટડીમાંથી નીકળતો હોય તેવો સ્વર સાંભળ્યો હતો પરંતુ આજે તે તેને ઘણોજ મોહક અને આકર્ષક લાગ્યો. તેણે હાથ લાંબો કરી ચાનો પ્યાલો લીધો પરંતુ જાણે હિમ શીત આવ્યાં હોય તેમ ધ્રૂજવા લાગ્યો. બન્ને મિત્રોએ નાસ્તાને ન્યાય આપવા માંડયો. રસિકા એક હસ્ત ટેબલપર ટેકવી, એક પગ પાસેની ખુરસી પર મુકી સ્હામી ઉભી રહી. ચા પીતાં પણ પાપાત્મા ચંદનદાસની વિકારી દૃષ્ટિ એના પરથી ન ખસી. એનાં પાપી નયન શ્વેત મલ-મલના સાળુ નીચે શ્વેત કંચુકીને ઓથે સંતાએલા ઉર્ધ્વ ઉરો ભાગપર ઠરીજ રહ્યાં. એનું વિકારી મન ગોળ ઘાટદાર બીલ્વ ફળ-સમાં સ્તનોની અનેક વસ્તુઓ સાથે તુલના કરવા લાગ્યું. ચા પીવાનું કાર્ય સમાપ્ત થયું ને રસિકાએ પ્રથમ રમણલાલને પાન

આપ્યું ને પછી ચંદનદાસ તરફ હસ્ત લંબાવ્યો, " અહાહા ! રસિકાના મનોહર કરકમળનો સ્પર્શ થશે, ક્ષણિક પરંતુ કેવો સુખનો સમય." ધારી મગ્ન થઇ ચંદનદાસે હસ્ત લંબાવ્યો. એકલું પાન આ પાપીના ભ્રષ્ટ હસ્તમાં પડતું મુકી એનો સ્પર્શ થવાથી જાણે પોતે ભ્રષ્ટ થતી હોય તેમ રસિકાએ એક ઝાટકા સમેત હસ્ત ખેંચી લીધો અને ટેબલપરથી ખુમચો ઉપાડી ત્વરિત પગલે ચાલી ગઇ. હજુ પણ એની ગજગમની ચાલ તથા થડકાતા ગોળ નિતંબ ભાગપર આ દુષ્ટની નજર તે દેખાય ત્યાં સુધી લંબાઇજ રહી. અંતે રસિકા અંદરના ઓરડામાં અદૃશ્ય થઇ ગઇ. જાણે એક મનોહર સ્વપ્ન નેત્ર સમક્ષથી અદૃશ્ય થાય ને ઉંઘમાંથી ઝબકીને જાગે, તેમ ચંદનદાસનાં ચપળ નયનો પાછાં ફર્યાં. નયનને પાછાં વાળતાં આ પાપાત્માના મુખમાંથી સહસા "ફીકર નહિ; એક કાંકરે બે નહિ પરંતુ ત્રણ પક્ષી સાથે પાડીશ." એવા ઉદ્‌ગાર નીકળ્યા અને આ ભયંકર નરરાક્ષસે હોઠ પીસ્યા. આ ઉદ્‌ગારો કાંઇક સાંભળ્યા તેથી રમણે પૂછ્યું:—

"કેમ ચંદનદાસ, શેનાં પક્ષી પાડે છે ?"

"કાંઈ નહિ, એતો સ્હેજ વિચાર કરતાં બોલી જવાયું." ચંદનદાસે વાત ઉડાવી.

"તો એ એવા શા વિચાર ચાલે છે ?" રમણે પ્રશ્ન કર્યો.

"આપણા આ નવા ધંધાનાજ. બીજા તે શા હોય વારૂ ? કહો ત્યારે ક્યારથી શરૂ કરવા વિચાર છે ?" ચંદનદાસે ચતુરાઇથી વાત ફેરવી.

" જ્યારે તું કહે ત્યારે. હજુ તો બાપુનો શોક છે ને. પછી તો ત્હારી મરજી." રમણ બોલ્યો.

" અરે શેઠ, આટલી ઉમરે પિતા આનંદથી પરવારે પછી પુત્રને પંદર દિવસ કે વીસ દિવસથી વધુ શોક હોય કે ? જરા કાંઇ વહેવાર તહેવાર શીખશો કે પછી એમજ. " ચંદનદાસે રમણને પાણી ચઢાવા માંડયું.

" હા ! ભાઈ, તું કહે તેમ કરીએ ત્યારે. " રમણે કહ્યું.

" જુઓ, દેવ દીવાળીથી ધંધાનું મુહુર્ત કરવાનું છે. અને પરમ દિવસે નવું વર્ષ છે એટલે આપે શોક મૂકી બ્હાર નીકળવું. જાણો છો આટલા દિવસથી નથી મળ્યા તેથી સુમનનો આત્મા કેવો કકળે છે તે. આજે એણે ટેલીફોન કર્યો હતો ને મ્હેં બારોબાર જવાબ પણ આપ્યો છે કે પરમ દિવસે હું તથા રમણલાલ બન્ને જરૂર આવીશું. એ બિચારી કેટલો જીવ બાળતી હતી. હું એજ કહેવા આવ્યો હતો, પરંતુ વચ્ચે બીજી વાત નીકળવાથી વિસરી ગયો. " ચંદનદાસે રમણપર સંપૂર્ણ સત્તા ચલાવી.

" હા ચંદનદાસ, સર્વ સમયે તું શુભ અને સત્ય સલાહજ આપે છે. જરૂર સુમનને મળવા જાશું. વળી રહવારે પિતાશ્રીના પિછાનવાળા પુરૂષોને મળી આવશું તેમજ રસિકાના પિતાને પણ મળી આવશું. કેમ બરાબરને ? " રમણે પૂછ્યું.

" હાજી, બરાબર છે. હવે બાપુની જગા ત્હમારે પુરવાની અને નાત જાતમાં તેમજ પ્રતિષ્ઠિત પુરૂષોમાં પણ વહેવાર તહેવાર અને મોભો ત્હમારેજ સાચવવા જોઇશે. " ચંદનદાસ બોલ્યો.

" હા બોલ ત્યારે સુમનને ત્યાં કયા સમયે જઇશું ? શેઠ ન હોય એવા સમયે જવું જોઇએ ને. " રમણે શંકાનો ખુલાસો પૂછયો.

" તે હું ટેલીફોનથી નક્કી કરી રાખીશ. ને પરમ દિવસે વ્હેલો પરવારીને આવીશ " ચંદનદાસે કહ્યું.

" ત્યારે તો અમારાં નવાં ભાભીને પણ તેડતા આવજો. પરમ દિવસે બાપુનો શોક છોડીશું એટલે અત્રેજ જમવાનું રાખજો. " રમણે કહ્યું.

" નારે હવે, ત્યાંએ આપનુંજ જમીએ છીએને ? " ચંદનદાસે ચમકીને કહ્યું. તેને ડર લાગ્યો કે રખે શારદા ઓળખાઇ જાય.

" નહિ. આવવુંજ પડશે. આજના શુભ વિચારોની ખુશાલીમાં આપણે સર્વેએ સાથે જમવુંજ જોઇએ. ને વળી નવાં ભાભીને તો અવશ્ય જમાડવાં જોઇએ. " રમણે જરા ઉપડતા સાદે આગ્રહ પૂર્વક ભાર મૂકીને કહ્યું.

" વારૂ ત્યારે આવીશું. આપની મરજી હશે તો કાંઇ ના પડાશે. " ચંદનદાસે કહ્યું. તે વિચારવા લાગ્યો કે શારદા હવે ઓળખાય એમ છેજ કયાં ? આ પછી થોડી આડી અવળી વાતો ચાલી. આશરે છ એક વાગ્યે રતિલાલ ઉપર આવ્યો. બે ચાર ગામગપાટા પછી રમણે દેવ દિવાળીએ ધંધો શરૂ કરવાની વાત કરી. અને ચંદનદાસ તથા પોતાની વચ્ચે વાત થએલી સર્વ હકીકત

હી. ચંદનદાસને ભય લાગ્યા કે વખતે વાત વંઠી જશે. પરંતુ
રેલ બુદ્ધિના "રતિલાલે સારૂં કર્યું." નો ટુંકો ઉત્તર આપ્યો. તે
ચારવા લાગ્યો કે હમણાં રમણલાલની મરજી મુજબ થવા દોને
નિયાનો અનુભવ લેવા દો. એમના ધંધા પર બરાબર નજર
ખતા રહીશું અને આગળપર જેવો સમય રંગ દેખાશે તેમ વર્તી
લેવાશે. આમ વાત કરતાં સાયંકાળ વીતી ગયો અને રાત્રિનો સમય
ચો. રતિલાલ નીચે ગયો અને ચંદનદાસ પણ ઘર તરફ ચાલ્યો.

આ સમયે આઠ વાગી ગયા હતા. ચંદનદાસ લેમીંગ્ટન રોડના
ટપાથપર હાથનો સ્વસ્તિક રચી કોઇ ઉંડા વિચારમાં નિમગ્ન
થા હોય તેમ ધીમે પગલે ચાલ્યો જતો હતો. આજુબાજુ શું
ાય છે, કોણ આવે છે અને કોણ જાય છે, તેનું પણ એને ભાન
હોતું. થોડો સમય આમ ચાલ્યા પછી તે એકદમ ઉભો રહ્યો ને
ખુબ હસવા લાગ્યો; " અહાહા, શું ઉત્તમ વિચાર સ્ફુર્યો છે. પરમ
દિવસેજ સુમનને સમજાવી દઇશું. અને એક બે દિવસમાંજ પ્રયોગ
અજમાવી દઇશું. મુલતવીનાં માઠાં ફળ છે. જે રાત્રે એને અમ-
માં મુકીશું તેજ રાત્રે રમણને સુમનની સોડમાં સંતાડી રસિકાની
ખબર લઈ નાખીશું. બસ, હિમ્મતે મર્દા તો મદદે ખુદા.
સિકા સતીનો ડોળ કરે છે, પરંતુ એનું અભિમાન ઉતારૂં તોજ
ચંદનદાસ ખરો. સુમન ! ત્હારી બીન વારસ મીલકતનો હુંજ
છી વારસ થઇશ." આમ કેટલીક પળ રસ્તા પર થોભી ગયો.
છો કાંઇ વિચાર કરવા લાગ્યો ને પાછો વળ્યો. પાછા વળી
ધોજ " એન. પોવેલ એંડ કું." ની દવાશાળામાં દાખલ થયો.
ત્રિના નવ વાગવા આવેલા એટલે ફક્ત એક ફીરંગી કમ્પાઉંડર

.જર હતો ને ત્હેનો જોડીદાર ખાવા ગયો હતો. આપણા આ
લાક ઉઠાવગીરે કમ્પાઉન્ડર પાસે એક ચાર ઔંસ ભરીને "કલોરો
ર્મ" ની બાટલી માગી. પ્રથમ તો કમ્પાઉન્ડરે ના પાડી કે દાકતરી
વાના સિવાય નહિ મળે અને મ્હને એક ઔંસથી વધુ વેચવાની
ાઇ છે; આ અઠંગ ઉઠાઉગીરે અન્ય યુકિત અજમાવી. તેણે
ણાવ્યું કે પોતે એક દાકતર છે. ને એક દર્દી ભયંકર સ્થિતિમાં
.લો છે એમ કહ્યું તેથીજ તે જાતે લેવા આવ્યો છે. જો કે પોતે પરવાનો
ાવે છે પરંતુ દવાખાને જઈ લઇને આવવા જેટલો સમય
ી. વખત ગુમાવવાથી દર્દીના પ્રાણને હાનિ થાય તેમ છે, માટે
ટલું જલદી મળે તેટલું સારૂં. આમ કહી એક દસ રૂપીઆની નોટ
ામીમાં ધરીને કમ્પાઉંડરના હાથમાં મૂકી. ગરીબ બિચારો
વાનીઝ કમ્પાઉંન્ડર તદન નવોજ માણસ હતો, તે લક્ષ્મી જોઇ
ભાયો. તેણે ડરતા જીગરે એક ચાર ઔંસની બાટલી લઇ સ્ટ્રોંગ
ારો ફોર્મથી ભરી પેક કરી આપી. બીલ ચુકવી સાહેબજી કરી
ન્દદાસ ઉતાવળે ચાલ્યો. ઉતાવળે પગથિયા ઉતરી રસ્તા પર આવ-
૪ " ફતેહ " નો હર્ષોદ્‌ગાર કહાડી, વિદ્યુત પ્રવાહથી ચાલતા કોઇ
યાની પેઠે પૂર્ણ સપાટામાં ઘેર ચાલ્યો, ઘેર શારદા વાટ જેતી
ખામાં ઉભીજ હતી. તેણે " વ્હાલા, બહુ મોડું થયું" કહી પૂર્ણ
ાથી સત્કાર કર્યો ને ભોજન પીરસ્યું. જમી પરવારી દશેક વાગ્યાના
ારે પતિ પત્નીનું પ્રેમી જોડું, ( હાલ તો પ્રેમી અને સુખી )
ાધિન થયું. શુદ્ધ સાધ્વી શારદાની સ્નેહ ભરી સોડમાં સુતાં સુતાં
ા આ કાળાં કૃત્યનો કરનાર નરરાક્ષસ આજની યમચતુર્દશીની
ારાત્રિમાં અનેક કુકર્મના ઘાટ ઘડતો પલંગમાં પાસાં
તો હતો.



# પ્રકરણ ૨૦ મું.



## પ્રથમ દાવ.

બુઢો પરણે બાળકી, અજાણ્યો બેસે રાજ;
બોજો ઉપાડે બળદીઓ, એ સૌ પરને કાજ.

( લોકોક્તિ. )

આજે મહાન પરદુઃખ ભંજન વીર વિક્રમનું નવું વર્ષ છે. શ્રી મોહમયીની મોજીલી પ્રજા આજે પ્રાતઃકાળમાંજ ખટ કર્મથી પરવારી નવીન વસ્ત્રા ભુષણોધારણ કરી સગાં સ્નેહીઓને મળવા આમથી તેમ આનંદ અને ઉત્સાહમાં વિચરણ કરી રહી છે. સર્વ કોઇના મુખ પર આનંદ છવાઇ રહ્યો છે. ગરીબ કે તવંગર સર્વ કોઇ ઉત્સાહ પૂર્ણ દેખાય છે. વેપારી વર્ગે તો આજે પ્રાતઃકાળમાં ઘણાજ વ્હેલા દુકાનની પૂજા કરી રંગોળી અને સાથીઆ પુરી; નવા વરસમાં બરકત ઇચ્છી આનંદથી ગાદી તકીઆ શોભાવી દીધા છે. ઘેર ઘેર આનંદ મંગળ થઇ રહ્યાં છે. બાળકો તરેહવાર રંગનાં વસ્ત્રો ધારણ કરી, હાથમાં મીઠાઇઓનાં ટુકડા લઇ આમ તેમ નાચી કુદી રહ્યાં છે. કોઇ કોઇ સ્થળે મોટી ઉમ્મરના છોકરાઓ દારૂખાનું ઉરાડી રહ્યા છે. સાધારણ વર્ગના અને નોકરીઆત માણસો શ્રીમંતો અને ઉપરી અમલદારોને સલામ ભરવા અને બેસતા વરસની બ્હોણી લેવાના આનંદમાં ઉતાવળે કદમે રસ્તા પર ચાલ્યા જાય છે. આખી મુંબાઇ નગરી જાણે એક આનંદ નગરી હોય તેવો ભાસ થાય છે.

આશરે આઠેક વાગે એક ભાડાની વિકટોરીઆ રમણલાલના બંગલા આગળ આવી ઉભી રહી. અંદરથી શારદા અને ચંદનદાસ નીચે ઉતર્યાં. રસિકાએ જરૂખામાંથી જોયાં ને પ્રથમ દૃષ્ટિ એજ એને એમ વસ્યું કે "ના, ભાભી ઘણી સારી છે." બન્ને દિવાનખાનામાં ઉપર આવ્યાં. રમણ તથા રસિકા સ્હામાંજ ઉભાં હતાં. શઠ ધુતારાએ બન્નેને પ્રણામ કર્યા. ત્યાર બાદ શારદા બન્નેને પગે પડી. રમણને પગે પડતાં શુદ્ધ થએલો એનો અંતરાત્મા કંપી ઉઠયો. પરંતુ રસિકા સરખી રમણી રત્નને, શુદ્ધ સાધ્વી સતીને પગે પડતાં એનો આત્મા આનંદિત થયો. તેણે રસિકાનો ચર્ણ સ્પર્શ કરી ચર્ણ રજ મસ્તકે ચઢાવી. અને પોતે કૃત કૃત્ય થઇ એમ માન્યું. અહાહા ! પૂર્વના શુભ સંસ્કારે એક નાયકણ પણ આટલી હદ સુધી શુદ્ધ બની શકે છે.

"ભાભી, આટલું બધું ન હોય. આપણે તો સમવયનાં સહીઅર જેવાં ગણાઇએ:" કહી રસિકાએ શારદાને હાથ પકડી ઉઠાડી.

"નાજી, આપ મ્હોટાં છો. મ્હારાં મોટાં બ્હેન છો. હું તો અલ્પ વયની અજ્ઞાન બાળકી છું." ઉછળતા અંતરે શારદાએ ઉદ્‌ગાર કહાડયા. તેના નયનમાંથી સ્નેહનાં અશ્રુ બિન્દુઓ ટપકયાં. આ નુતન સખી યુગલ, પ્રથમ દૃષ્ટિએજ એક બીજાનો સ્નેહ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નીવડેલી બાળાઓ, અંદરના રસિકાવાળા શયન ગૃહમાં જઇને બેઠી. રસિકાનો વિશાળ પુસ્તક ભંડાર જોઇને શારદાને એના જ્ઞાન માટે ઉચ્ચ વિચાર આવ્યા સિવાય રહ્યો નહિ. બન્ને જાણે ઘણા સમય પૂર્વેની પીછાણવાળી સખીઓજ હોય તેમ વાતે વળગી. વાત વાતમાં એક બીજાના અભ્યાસ સબંધી ચર્ચા ચાલી. શારદાએ

જણાવ્યું કે શાળામાં પાંચેક ધોરણ સિવાય બીજો અભ્યાસ નથી. અત્રે આવ્યા પછી કેટલાંક પુસ્તકો ખરીદયાં છે. તે વાંચું છું પરંતુ બરાબર સમજ પડતી નથી.

" ત્હમે જો રોજ બપોરના આવો તો હું સમજાવું. બ્હેન, ભાષામાં લાલિત્યવાળાં રસિક પુસ્તકો વાંચતાં આપણા અંતર કોઈ અનેરોજ આનંદ અનુભવે છે. જો આવો તો રોજ ગાડી તેડવા મોકલું. "

" આપનો મોટો ઉપકાર છે: રસિકા બ્હેન! જોઇશ. બનતા સુધી આવીશ." આભારથી ઉભરાતા, અંતરે શારદા બોલી. તે વિચારવા લાગી, " અહા! સાક્ષાત્ દયાની દેવી જ છે." આમ વાર્તા વિનોદ ચાલે છે ત્યાં મહારાજ ચા લઇને આવ્યો ને એક બાજુથી રતિ આવી રસિકાને પગે પડી. પછી ઉઠીને વ્હાલથી ભુજ ભીડી ભેટી પડી. એના ભુજ બંધમાંથી છુટતાં રસિકાએ આશિષ આપી, ' અખંડ સૌભાગ્યવતી રહે, ભાભી, પ્રેમની દેવી!" " વાહરે બ્હેન, આશિષ આપો છો " કહી સદાએ હસતી આ હસમુખી ભાભી હસી પડી ને શારદાને પણ માથું નમાવ્યું. શારદાએ ઉત્તરમાં માથુ નમાવ્યું. રસિકાએ બન્નેની ઓળખ કરાવી. ત્રણે જણ આનંદથી ચા પીવા લાગ્યાં. ચા પી રહી રતિએ કોઇ કાવ્ય પ્રસંગ સંભાર્યો. વાત કરતાં સંગીતની ચર્ચા ચાલી. રસીલી રતિએ હાસ્ય કરતાં કહ્યું, " શારદા ભાભી, તમ તો કાંઈ ગાઇ સંભળાવો."

" બ્હેન, મ્હને બરાબર નહિ આવડે. " શારદા શરમાઇ.

" ના, જેવું આવડે તેવું ગાવ, આપણે ક્યાં પરીક્ષા આપવી છે. પેટી પણ વગાડતાં હશો." રસિકાએ પૂછ્યું.

" હાજી, કાંઈક આવડે છે ખરૂં. " વળી શારદાએ શરમાઇને ઉત્તર આપ્યો.

" તો તો સંગીત પણ સારૂં જાણતાં હશો. મ્હારા સોગન છે જો ન ગાવતો. ભાભી, સમવયનાં સરખામાં શરમ શી ? ઉઠો. " રસિકાએ શારદાનો કોમળ કર ઝાલી ઉઠાડવા યત્ન કર્યો. " આપની ઇચ્છા છે તો ગાઉં છું, પરંતુ ભૂલચૂક હોય તો માફ કરજો. " કહી શારદા ઉઠીને પેટી હાથમાં લીધી. તેણે મધુર મોહક સૂરે સ્નેહીજનોને મંગળ આશિષ અર્પતું નીચેનું કાવ્ય આલાપ્યું:—

અંતરની એ આશ અમારી,
અંતરની એ આશ.

મંગળમય ઉષા આજે વિજય માળ અર્પજો,
નુતન વર્ષ આ તમે વ્હાલાં ! સુખરૂપ નિર્ગમજો.
અંતરની એ આશ૦

પ્રેમી યુગલ ! તમ પ્રેમ જ્યોત જગમાં પ્રસરજો;
સ્નેહ સરવરમાં સ્નાન કરીને સ્નેહમય બનજો.
અંતરની એ આશ૦

રસાત્માઓ વ્હાલાં ! તમ જીવન રસમય કરજો;
રતિ પતિ !તમ હૃદયમાંહી રતિ અતિ અર્પજો.
અંતરની એ આશ૦

સંગીત એવા તો મધુર હલકે ચાલતું હતું કે રસિકા અને રતિ બન્ને ક્ષણ ભર મૂક બની ચિત્રવત્ બેસીજ રહ્યાં. તેઓના મનમાં વિચાર ઉદ્ભવ્યો કે આવું રમણી રત્ન ચંદનદાસ સરખા નરપિશાચને પાલવે ક્યાંથી પડયું. શારદા પણ વિચારમાં ગરક થતી જતી હતી. ત્હેનું ગળું ગાતું હતું પરંતુ હૃદય જુદીજ દિશામાં વિચરતું હતું. "અરેરે! આ પૃથ્વી પરની પ્રેમ દેવીઓ, શુદ્ધ સતીઓના આવા ઉન્નત આત્મા સમક્ષ હું કયાં એક ભ્રષ્ટ થએલી ભામિની એમના આગળ હું તો તુચ્છ તૃણવત્ છું. બસ, હવે તો એમના સહવાસમાં જીવન ગાળીશ ને મ્હારા આત્માને ઉજાળીશ." અંતે ગાન વિરમ્યું ને રમતિઆળ રતિએ ખુરસી પાછળ જઈ શારદાનો મુખચંદ્ર ઉંચો કરી એના ગુલાબી ગાલ પર ચુંટી ખણી ને બોલી "ભાભી, નહોતું આવડતું ને? અહાહા! તમારો કંઠ કેવો સરસ છે! પેટી પણ કેવી સરસ વગાડો છો!" આમ અનેક પ્રકારના હાસ્ય વિનોદ કરતી બાળાઓની ત્રિપુટી આજના આનંદ મંગળ દિને આનંદ ઝુલે ઝુલતી હતી.

મહારાજ આ રમણીઓને ચા આપી દિવાનખાનામાં પણ ચા આપી આવ્યો હતો. બન્ને મિત્રો ચા પી નીચે રતિલાલને મળી મોટરમાં બેસી અન્ય સ્નેહીઓને મળવા ચાલ્યા. દરેકને ત્યાં ઘડી બેસે ને પાન સોપારી લઇને ઉઠે. આમ ફરતાં લગભગ બાર વાગવા આવ્યા ને બન્ને મિત્રો પાછા બંગલે આવ્યા. રસિકાએ રતિ તથા રતિલાલને જમવા આગ્રહ કર્યો પરંતુ મામીનું દિલ દુઃખાય કહી રતિએ વાત માંડી વાળી.. રસિકાએ રસોડામાં જઇ મહારાજ પાસે પાટ મંડાવ્યા. ચારે જણ સાથે જમવા બેઠાં. રમણલાલને ચંદનદાસના પાટની

સામેજ રસિકા તથા શારદાના પાટ માંડયા હતા. ચાંદીના કળશમાં સર્કરા મિશ્રિત ઠંડુ જળ ભર્યું હતું. મહારાજે ચાંદીના ટાટને વાટકા મુકયા ને પીરસવા માંડયું. રસિકાએ આજે તરેહ તરેહનું જમણુ તૈયાર કરાવ્યું હતું. જમતાં જમતાં કલાક થયો. રમણે એક બે વખત શારદા સ્હામે દૃષ્ટિપાત કર્યો પરંતુ એના ભોળા મગજને બિલકુલ ઓળખ ન પડી કે શંકા સરખી પણુ ન થઇ. ચંદનદાસ વારંવાર રસિકા અને શારદાની સ્હામે જોવા અને બન્નેની તુલના કરવા લાગ્યો કે બેમાંથી કોણુ ઉત્તમ છે? જો કે શારદા ઘણીજ ખૂબસુરત હતી તો પણુ આ પાપાત્માની વિકારી દૃષ્ટિને રસિકા વધુ રસિક અને વધુ સૌન્દર્યવાન લાગતી. અંતે સર્વે જમી પરવારી દિવાનખાનામાં આવ્યાં. રસિકાએ પાનનો ડબ્બો લઇ પાન તૈયાર કરવા માંડયાં. પાન બનાવતાં રસિકાને પરમ દિવસનો પ્રસંગ યાદ આવ્યો ને નરરાક્ષસ ચંદનદાસની વિકારી દૃષ્ટિ નેત્ર સમક્ષ ખડી થઇ. તેણે યુક્તિ અજમાવી, " શારદા ભાભી, ચંદનદાસ ભાઇને તો તમેજ પાન બનાવી આપો. પતિને પત્નીજ પાન બનાવી આપે એવો આપણા હિંદુ શાસ્ત્રનો નિયમ છે. અને આજના શુભ દિને તો અવશ્ય બનાવી આપવુંજ જોઇએ."

"હાજી, હું બનાવી આપીશ, પછી કાંઇ?" શારદાએ સ્નેહથી કહ્યું. ને ચંદનદાસે જરા મ્હોડું ફેરવ્યું. પાન ખાઇ બન્ને સખીઓ પાછી શયનગૃહમાં આવી વિનોદે વળી. દિવાનખાનામાં કોચ પર આડા પડી બન્ને મિત્રો ધુમાડીના ગોટ કહાડતા સ્હવારે લીધેલી મુલાકાતો પર ચર્ચા ચલાવતા હતા ત્યાં રમણને યાદ આવ્યું ને

બોલ્યો; " ચંદનદાસ, સુમનને પૂછ્યું હતું કે ક્યારે મળી શકાશે ? "

" હાજી, ટેલીફોનથી પૂછ્યું હતું. તેણે જણાવ્યું છે કે આજે નુતન વર્ષની ખુશાલીમાં શેઠની કલબમાં નાચ રંગ અને પાર્ટી છે એટલે એ પોતે રાત્રે બે વાગ્યા પછીથી આવનાર છે." ચંદનદાસે જણાવ્યું. તેણે ગઇ કાલે સાંજે ટેલીફોનથી વાત કરી હતી.

" હા, પરંતુ બ્હાર કેટલા વાગે જનાર છે તે ન પૂછ્યું ? " રમણે પ્રશ્ન કર્યો.

" હાજી, ભૂલ્યો, પૂછ્યું હતું. રાત્રે નવ વાગે જનાર છે. " ચંદનદાસે ચતુરાઇ કરી, ધારેલા પ્રપંચનો દાવ ફતેહ કરવા સુમને આપેલા વખત કરતાં એક કલાક મોડો કહ્યો. આમ વાતો કરતા બન્ને જરા નિદ્રાવશ થયા. આણી ગમ રસિકા અને શારદાની વાતો ચાલતીજ હતી. અંતે ચાર વાગ્યા ને મહારાજે શયનગૃહમાં આવી પૂછ્યું, " બા ચા મુકુ કે ? હજુ તો શેઠ ઉંઘી રહ્યા છે. "

" હા જા, ચા તૈયાર કર. શેઠને જગાડું છું. " કહી રસિકા શારદાને લઇ દિવાનખાનામાં આવી. બન્નેની વાતો તથા કંકણોના ખખડાટથી રમણ જાગી ગયો. તેણે ચંદનદાસને પણ જગાડયો. બન્નેએ હાથ મ્હોં ધોઇ ચા પીધી. ચા પી રહ્યા પછી ચંદનદાસ બોલ્યો, " શેઠ હવે તો રજા લઇશું આજે સપરમે દહાડે થોડું ઘેર પણ રહેવું જોઇએ. " ચંદનદાસે ઉઠવાની તૈયારી કરી.

" હા જાઓ, પરંતુ ફરી ક્યારે મળીશું ? " રમણે સુમનને ત્યાં જવાની વાત યાદ આવવાથી ચંદનદાસ સ્હામે જોઇ પ્રશ્ન કર્યો.

"કેમ ? આપ નવ વાગે સીનેમામાં આવજો. હું આપને બારોબાર ત્યાંજ મળીશ. એ ઠીક પડશે." ચાલાક ઉડાવગીરે સર્વ સમજાવ્યું. સાથે સાથે બ્હાનું પણ બતાવ્યું.

મનથી ખુશી થતો અને ચંદનદાસની અક્કલને ધન્યવાદ આપતો રમણ બોલ્યો, "જરૂર નવ વાગે આવીશ. પરંતુ ત્યાં હાજર રહેવામાં ભૂલ ન થાય. જો જો વખતસર હાજર રહેજો." "વારૂ શેઠ," કહી ચંદનદાસ ચાલ્યો પાછળ શારદા પણ હેઠે ઉતરી. રમણની મોટર એમને મુકવા ગઇ. રસિકા જરૂખામાંથી મોટર પાછળ જોઇજ રહી. એને શારદાની દયા આવી, ને પ્રથમનો વિચાર પાછો તા થયો. સહસા ઉદ્‌ગાર નીકળ્યા; "આ પાપાત્માના ભાગ્યમાં આ પ્રેમ પ્રતિમા શી !" તે એક ઉષ્ણ નિશ્વાસ નાખી અંદર આવી.

ચંદનદાસ અને શારદા ઘેર ચાલ્યાં. રસ્તે શારદા રસિકાનાં બહુ વખાણ કરવા લાગી. અંતે ચંદનદાસે કંટાળી ઉત્તર આપ્યો. "તું તો ઘેલી છે. એતો બધું ઉપરથી દેખાડવાનું છે." શારદા ક્યાં આજે ચંદનદાસને નવો ઓળખતી હતી. ત્હેને અચિંતો વિચાર આવ્યો કે એમની કમળાવાળી આંખ પીળુંજ જુવે છે. ઘેર આવી શારદા ઘર કામમાં ગુંથાઇને ચંદનદાસ કાંઇક નવલ કથા લઇ આડો થયો. આમ કરતાં સાત વાગ્યા એટલે તે પાછો બહાર જવા તૈયાર થવા લાગ્યો. શારદાએ પૂછ્યું, "વ્હાલા, નવ વાગે જવાના હતાને આટલી ઉતાવળ કેમ કરો છો વારૂ ? વાળું નથી કરવું ?"

"ના વાળું નથી કરવું. જરા બીજું કેટલુંક કામ છે એટલે વ્હેલો જાઉં છું." કહી ચંદનદાસે ઉડાવનારો ઉત્તર આપ્યો. શુદ્ધ

થએલી સાત્વિક મનની શારદાને આજે પ્રથમ વખતજ શંકા થઇ કે ચંદનદાસ મ્હારી સાથે પણ ચાલાકી ચલાવે છે ને વાત છુપાવે છે. એ દુર્ગુણો છોડે તો સારૂ. ક્ષણ ભર આશંકા ચુંક ખુંચી. વળી વિચાર થયો કે હોય એ તો પુરૂષ પ્રકૃતિજ એવી .આપણે શું ? માની આ શુદ્ધ અંતરની અબળાએ મન વાળ્યું.

ચંદનદાસ ઘેરથી નીકળી ગોવાળીઆ તલાવ વાળે રસ્તે થઈ સીધો મલબાર હિલ પર ચાલ્યો. હસમનરાવની ગાડી બંગલામાંથી નીકળી નીચે જતી એને હેંગીંગ ગાર્ડન્સ આગળ રહામી મળી. આનંદ વધ્યો ને ઉતાવળે પગલે હસમનરાવના અથવા કહો કે સુમનના બંગલા તરફ ચાલ્યો. સુમન રમણની વાટ જોતી બાગના દરવાજામાંજ ઉભી હતી. તેણે ચંદનદાસને એકલો આવતો જોઇને એક દીર્ઘ ઉષ્ણ નિશ્વાસ નાખ્યો. તેણે પૂછયું:—" એકલા કેમ આવ્યા ? ત્હમારા મિત્ર કયાં ગયા ? એકલા આવતાં શરમ ન આવી ? "

" એ હવે એકલા પડયા તે કામકાજ હોય ને ? જરા કામમાં રોકાયા છે અર્ધો એક કલાક રહીને આવશે. " ચંદનદાસે કહ્યું.

" ત્યારે તમે વ્હેલા કેમ આવ્યા ? ત્હમારે પણ સાથેજ આવવું હતું ને. " સુમને અધીરાઇથી કહ્યું.

" સુમન સુન્દરિ, આવડાં અધીરાં શું થાઓ છો. હું એટલા માટે આવ્યો કે કાલે ત્હમે મ્હને ટેલીફોન પર કહ્યું હતું કે રમણલાલ સ્વતંત્ર થયા ને હું બંધનમાં બંધાઇજ રહી. જો હું છુટું તો રમણને મ્હારો કરી શકું. માટે એ સંબંધી કાંઇ વિચાર કરી રસ્તો

શોધી કહાડીએ તો સારૂં. એવા વિચારથીજ એકલો આવ્યો છું. વળી સુમન ત્હમને યાદ હશે કે તે દિવસે રમણને પુનઃ પ્રાપ્ત કરી આ-પવા માટે ત્હમે મ્હને વચન આપ્યું હતું કે રમણ ને આપ બેના સિવાય અન્યની હું કદાપિ નહિ થાઉં. પ્રપંચીએ પ્રથમ પાસો નાખ્યો અને દાવ સવળો પડ્યો. આ વાતની સુમન પર સચોટ અસર થઇ. તે દિવસની અધીરી રાત્રિ યાદ આવી. રમણને ખાતર પોતે ચંદન-દાસ જોડે ભ્રષ્ટ થઇ હતી, એની વેચાણ બની હતી, એની સલાહ મુજબ ચાલવા વચન બધ્ધ થઈ હતી, તે સઘળું વારા ફરતી નેત્ર સમક્ષ ખડું થયું. તે નરમ ઘેંસ બની ગઇ ને બોલી, " ચાલો ચંદ-નદાસ, આપણે દિવાનખાનામાં જઇએ ત્યાં નિરાંતે વાત કરાશું." બેઉ જણ બંગલા તરફ ચાલ્યાં. અંદર આવી દ્વાર બંધ કરી બન્ને બેઠાં.

" સુમન સુન્દરિ, કહો તમારા પર મ્હારો અને રમણનો સરખો હક છે નહિ વારૂ? બોલો કોઇ દિવસ મ્હેં ખોટી સલાહ આપી છે? મ્હારી સલાહ મુજબ ચાલ્યાં તો આટલી પણ હૃદયની તૃપ્તિ પ્રાપ્ત કરી શક્યાં. બાકી આવા સુખના દિવસ ન હોય. રમણ રમણ કરતાં રડી મરોતોએ રમણનાં દર્શન દુર્લભ હોય. ના, હું વડાઇ નથી કરતો પરંતુ સત્ય વાત કહું છું." શઠે સુમનને સીસામાં ઉતારવા માંડી.

" હા ચંદનદાસજી, આપના ઉપકાર અનેક છે. આપની સલાહ અણમૂલ છે. હું આપની વેચાણ છું. વ્હાલા !" કહી સુમને વધુ નરમ બની ચંદનદાસના હસ્તને ચુમ્બનદાન દીધું.

" સુમન, આપણે મુદ્દાની વાત કરીએ તે પ્હેલાં જરા થાક ઉતારવા અને મગજ શક્તિને સતેજ કરવા થોડો શરાબ લાવશો તો ઠીક પડશે. " ચંદનદાસે નવી યુક્તિ યોજી.

સુમન બે મીનીટમાં શરાબની બાટલી લઇ આવી. ચંદન▪ સે પ્રથમ સ્વહસ્તે થોડો પીધો પછી સુમનને આગ્રહ પૂર્વક પાયો, વળી ફરી પાયો. પછી જરા સીગરેટ સળગાવી. સુમન ઉઠી બાટલી વગેરે પાછું મુકી આવી.

" જુઓ સુમન સુન્દરિ ! હું તમારા લાભની વાત કરૂં છું. ધ્યાન રાખો ! સ્વતંત્ર થવાની ઇચ્છા હોય તો પ્રથમ આજેજ શેઠ પાસે તમારા નામનું વીલ લખાવી લો. કેમ બનશેને ? " ચંદનદાસે સુમનનો ખભો ઠોકયો ને બોલ્યો.

" હાજી, એમાં તો શું મોટી વાત છે ! મ્હારા ચતુર ચંદનદાસજી, શેઠ આવે કે તુરતજ લખાવી લઉં. પરંતુ વીલ થયા પછી શું કરવું ?" શરાબ પીને તેજ બનેલી સુમને પ્રશ્ન કર્યો.

" પછી શેઠનું નડતર દૂર કરો એટલે તમારૂં કામ ફતેહને મુરાદ બર ! " ચંદનદાસે ભયંકર પ્રયોગ બતાવ્યો. સુમન જરા ચમકી. તેના અંતરમાં કાંઇક વેદના થઇ; તેથી પૂછવા લાગી, "ચંદનદાસ એ સિવાય કોઇ અન્ય ઉપાય નથી. વ્હાલા ! ગમે તેવા તોયે તે મ્હારા કહેવાતા પતિ છે. એમના નામે સૌભાગ્ય ને શણગાર છે. "

" હા, નથી કેમ ? ચંદનદાસ પાસે એક નહિ. પરંતુ અનેક ઉપાય છે. આપ તે અજમાવશો ? એમાં વધુ હિંમત અને સાવ-

ચેતીની જરૂર પડશે. હા, ત્હમારા પતિ જીવતા રહેશે. ” ચંદનદાસે મુળ ધારેલી યોજના અજમાવા માંડી.

“ હા, તે હું ખુશીથી કરીશ. બેધડક રહો. કહો શું છે ? ” કામાંધ કામિની ઉત્સાહથી બોલી.

“ જુઓ, હું હાલ તુરતજ તમોને એક ટુંકુ વીલ ઘડી આપું છું તે પર રાત્રે ગમે તેમ કરીને પણ શેઠની સહી લઇ લેજો. પછી આવતી કાલે હું રજીસ્ટર કરાવી આવીશ. પછીથી ઉપાય કરવાનો તે આ છે, જુઓ. ” કહી કલૅારૅાફૅાર્મની બાટલી કહાડી બતાવી ને પાછું ચલાવ્યું. “ આ દવા ગમે તે એક દિવસ નક્કી કરી શેઠને સુંઘાડી દેશો એટલે એ બેભાન થઇ જશે. પછીથી એમને કોઇ એવી જગ્યાએ છુપાવી દેવા જોઇએ કે જે ત્હમારા સિવાય અન્ય કોઈ જાણતુંજ ન હોય. પછી એમના બે વખતના ખાવા પીવાની વ્યવસ્થા પણ ત્હમારે જાતેજ કરવી ને બ્હાર પછી એમ જણાવવું કે શેઠ બ્હારગામ ગયા છે. અરે, એ બધું નક્કી થઇ જશે એટલે એક છાપામાં લાંબી લાંબી વાતો સાથે વખાણ કરી છપાવી દેઇશું કે “ ફલાણા, ફલાણા શેઠ વૃદ્ધ ઉંમ્મર થવાથી દેહના કલ્યાણાર્થે યાત્રાએ ગયા છે. ” ચંદનદાસે ભયંકર ભેદ ખોલ્યો અને પ્રપંચના માંડેલા દાવાના પાસા પોબાર પાડયા.

“ અહાહા ! ચંદનદાસજી, યુક્તિતો ઘણીજ ઉત્તમ છે. બરાબર છે. ફિકર નહિ, બંગલાના પાછળના ભાગમાં એક છુપું ભોંયરૂ છે જે એમણેજ મ્હને બતાવ્યું હતું. અન્યને એની ખબરજ નથી. ત્યાંજ એમને માટે ઉત્તમ સ્થાન છે. પછી બ્હાર શું થાય છે એની

એમને થોડીજ ખબર પડનાર છે. વ્હાલા. !" ભ્રષ્ટ વિલાસનીએ વિષય લોલુપ્ત થઈ પતિ બંધનને અનુમોદન આપ્યું. આ પછી ઉઠી શેઠનું કબાટ ઉઘાડી એક સારો ઉમદા કાગળ કહાડી આણ્યો. તે પર ચંદનદાસે શુદ્ધ અક્ષરે ટુંકું પરંતુ સર્વ સંપત્તિ સુમનને મળે તેવું વીલ સાવધાનીથી ઘડી કહાડયું. પછી સુમનને વાંચી સંભળાવી આપ્યું. તે લેઇ તેણે કબાટમાં મૂકયું. પછીથી કલોરો ફોર્મની બાટલી આપી જે લેતાં સુમને પૂછ્યું, " કહો આનો અમલ કયારે કરીશું, વ્હાલા ?" આ વીફરેલી અને વાઘણ બનેલી વનિતાએ ચંદનદાસને આલિંગનસહ ચુમ્બન દાન દીધું.

" સુમન, તું સહી કરાવી લે પછી પરમ દિવસે રાત્રે નવ વાગે હું આવીશ મ્હારા આવતા પ્હેલાં તું ગમે તે ઉપાયે શેઠને સમજાવી, ઘેર રાખી જમાડી સુવાડી દેજે. પછી દવાનો ઉપયોગ હું આવીને કરીશ. એટલું તો મ્હારી સુમન સુન્દરીને સ્હેજે આવડશે. નહિ વ્હાલી ?" ચંદનદાસે વંઠેલી વનિતાને પાણી ચઢાવ્યું.

" હા, હા, એમાં તે શું મોટી વાત ! પરંતુ, વ્હાલા રમણલાલને જણાવવું કે નહિ ?" સુમને ઉત્સાહથી ફુલાઇ જતાં પૂછ્યું.

" ના, ઘેલી, જોજે આનંદમાં કહી દેતી. એતો સાવ ભલો અને ભોળો માણસ છે. આવાં કામ જેમ થોડા જાણે જાણે તેમ વધુ સારૂં. હું એને સમજાવીશ. અરે, મ્હારી પણ કયાં જરૂર છે ? અત્યારે આવે એટલે તુંજ એને સમજાવી દેજેને કે પરમ દિવસે

રાત્રે દસની ગાડીમાં શેઠ યાત્રાએ જનાર છે એટલે વ્હાલા જરૂરથી તમો દસ વાગ્યા પછીથી આવજો. કેમ સરસ યુક્તિ છે ને ? ” ચંદનદાસે ચતુરાઇ ચલાવીને યુક્તિ બતાવી.

“ હા વ્હાલા, સર્વોત્તમ. શાબાશ છે ! હવે ત્હમારી સુમન સર્વ વાતે સુખી થશે, ને જીવનભર આપની ઋણી રહેશે. પ્યારા !” કહી સુમને સંપૂર્ણ ઉત્સાહથી ચંદનદાસને પરિરંભણ કર્યું. આ બ-ન્નેની વિલાસગ્રંથી છુટે તે પ્હેલાં તો રમણની મોટરનો અવાજ બાગમાં સંભળાયો. સુમન સફાળી ઉઠી ને શ્વાસભરી દોડતી જઇ રમણલાલનો હસ્ત ગ્રહી તે પર અનેક ઉષ્ણ ચુમ્બન વરસાવ્યાં. પેલા ક્ષણ ઉપરના ભયંકર નરરાક્ષસે તદન સાત્વિક હોવાનો ડોળ કરી, “ કેમ શેઠ સાહેબ, સેવક આપની સેવામાં હાજર છે ને ? ” કહી માથું નમાવ્યું. ત્રણે ત્યાંથી સુમનના શયનાગારમાં ગયાં. સુમને શરાબ તથા સ્વાદિષ્ટ ભોજનથી રમણની મહેમાની કરી. રમણ પ્ર-થમના કરતાં આજે વધુ છુટથી વર્તવા લાગ્યો ને સ્વતંત્ર થવાના ઉમંગમાં આ લંપટ લલનામાં વધુ લુબ્ધ થયો. અંતે બારે વાગે આ વિલાસી ત્રિપુટીનો વિલાસ વિરમ્યો. ચંદનદાસ અને રમણલાલ ઘેર જવા નીકળ્યા. સુમને ચંદનદાસના ભણાવ્યા મુજબ પરમ દિવસે રાત્રે દસ વાગ્યા પછીથી જરૂર આવવાનું આગ્રહપૂર્વક નિમંત્રણ કર્યું. રમણે ઉત્સાહથી આમંત્રણ સ્વીકાર્યું અને ઘર તરફ ચાલ્યો.

રાત્રે એક વાગ્યે હસમનરાવ બંગલે આવ્યા. વ્હાલા વાચક ! સુમન સુન્દરી હસમનરાવ જેવા વૃદ્ધ શેઠપર કેટલી સત્તા ધરાવે છે ને તે દિવસે બે હજાર રૂપીઆની નોટ માટે શેઠને સ્ત્રી ચરિત્રથી

કેવા ક્રમ્મ હતા તે સારી રીતે ત્હારી જાણુમાં હોવાથી આજના એના રૂપણાનું વર્ણન કરવું વૃથા છે. ટુંકામાં તે " આપ વૃદ્ધ છો, કાલે રહવારે કાંઇ નવા જુની થાય તો મ્હારૂં રાંડનું શું થાય ? " એ વાક્યને વળગી રહી અને રૂદન ચાલુજ રાખ્યું. શેઠની સમજાવટ છુટી પડી અને અંતે સુમનના રૂદનથી આ વૃદ્ધ પતિ પીગળ્યા. આંખ મીંચી તેમણે સહી કરી આપી. બસ થઈ ચુકયું. વૃધ્ધે વનિતાને વશ થઇ પોતાનો કુહાડો પોતાનાજ પગપર માર્યો. બુઢ્ઢાએ બાળકી પરણી ભવ બાળ્યો.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### પિતળની પેટીનો ભેદ.

મથુરાં નગરીમાંથી નાઠેલા ભામટાની પુઠે ફોજદાર હમીદખાનને દોડતો મુકી, તથા ઇન્સપેકટર મી. દુબાસને વિચાર સાગરમાં ડુબતો મુકી, વ્હાલા, વાચક ! આપણે જરા આડા ઉતરી ગયા તો ખરા પરંતુ હવે જોઇએ કે તેઓ શું કરે છે.

હમીદખાન મુસાફરી બંગલામાંથી નીકળી સીધો જે ગોરને ત્યાં અખંડાનંદને ઉતરેલો ધારવામાં આવતો હતો ત્યાં ગયો. બરેખર તે અખંડાનંદજ હતો. પરંતુ ગૃહસ્થના લેબાસમાં જાત્રાળુ જેવો જણાતો હતો એટલે પાકી ખાત્રી ન થાય ત્યાં સુધી કાંઇ ન કહેવાય એવી ફોજદારને તેમજ ડીટેકટીવને શંકા હતી. અસલનો અખંડાનંદ સાધુ અને આ ગૃહસ્થ જાત્રાળુ એકજ છે એટલું જો

નક્કી થઇ જાય તો બધું કામ ખલાસ થાય. વળી અખંડાનંદે સાથે ના દાગીનાઓમાંથી મથુરાં નગરીમાં ઉતરીને તુરતજ હંસાને અનુચારી હતી એટલે એ વિધવા છે કે સધવા તે પણ એક પ્રશ્ન ઉભોજ હતો. ટુંકામાં એટલું તો ખરૂંજ કે અખંડાનંદ એક ઉસ્તાદ, અઠંગ ઉઠાવગીર છે. ફોજદારે ગોરના ગૃહ પાસે ઘોડો થોભાવી, ગોર મહારાજને બોલાવ્યા. બિચારો વૃદ્ધ બ્રાહ્મણ ફોજદારનું નામ સાંભળી ડરતો ડરતો બ્હાર આવ્યો. ફોજદારે ત્હેને રૂઆબથીજ પ્રશ્ન કર્યો; " કલ આયાથા વો ગૃહસ્થ કીધર ગયા ? "

" જનાબ, ઇધરસે ઉસકા બીન્દ્રાબન જાકે રહેનેકા બિચાર હય, સો વો કોઈ અચ્છી જગાકી તપાસમેં ગયા હય. " ગોરે કહ્યું.

" અચ્છા, ઓ ગૃહસ્થકા નામ કયા હય ? " ફોજદારે પૂછ્યું.

" જનાબ, ઉસીકા નામ ઉનોને લીખાયા,......આનંદીલાલ." ગોરે ઉત્તર આપ્યો.

" ઉસ્કી સાથમેં ઓરત ઓર લડકા હય વો કોન હય ? " ફોજદારે પ્રશ્ન કર્યો.

" જનાબ, ઓરત ઉસ્કી લુગાઇ હય, ઓર લડકા નોકર હય. " ગોરે જાણતો હતો તે કહ્યું.

" તુમકુ માલુમ હય વો કબ આને વાલા હય ? " હમીદખાને પૂછ્યું.

" નહિ સરકાર, મેરેકું બોલકે નહિ ગયા. ઇતના બોલ કે ગયા કે અબી હમ બિન્દ્રાબનમે જગા દેખનેકું જાતા હય. અચ્છા જગા મીલજાયગા તો ફીર આકે ઇધરસે મુકામ ઉઠાયગા." ગોરે કહ્યું.

" અચ્છા, દેખો અબ તુમકુ હમ સરકારકા ફરમાન સુનાતા હય કે વો ઇસમ પીછા આવે કે તુરત પોલીસકુ ખબર દેના. " ફોજદારે હુકમ કર્યો.

" બહોત ખૂબ, જનાબ. " કહી ગોરે ઝુકીને સલામ કરીને હમીદખાન ફોજદારે ઘોડો વૃન્દાવન તરફ દોડાવી મૂક્યો.

* * * * *

રાત્રિના આછા પ્રકાશમાં કાલિંદીનાં કાળાં પાણી કલકલ નાદ કરતાં વહેતાં હતાં. ઠંડા પવનની લહરીઓ વાતી હતી. યમુનાના જળ તરંગ પર નજર નાખતો આપણો બાહોશ ડીટેકટીવ ઇન્સપેકટર મી. દુબાસ ઉંડા વિચારમાં નિમગ્ન થઇ ગયો હતો. " હમીદખાનને મોકલ્યા તો ખરા પરંતુ બદમાશ અત્રેથી છટકી જશે તો વળી પાછી પીડા. આ બધાં વસ્ત્રો એનાં હશે કે અન્યનાં ? નારે એતો એનાંજ છે. આ મૂર્તિ પણ સુવર્ણની છે એ પરથી એમ પણ કહેવાય કે એની સ્થિતિ ઘણી સારી હશે. કેમ માની શકાય કે પ્રથમ પણ ઉઠાવગીરી નહિ કરતો હોય ? હંસા સાથે છે કે નહિ તે પણ એક સવાલ છે. કારણ હું હંસાને જોઇ પીછાણી શકતો નથી. એનો પણ કાંઇક પુરાવો જોઇએ. " આવા અનેક તર્ક તરંગોમાં તરતો હતો. વિચાર કરતાં ટેબલ પર અર્ધ ઉઘાડી પડેલી પેલી પીતળની પેટી પર નજર પડી. ખ્યાલ થયો કે પૂર્ણ તપાસી લેવી જોઇએ. પેટી હાથમાં લઇ ચોગરદમ ફેરવી તપાસવા માંડી. અંદરનાં પુષ્પ ચંદન વગેરે નીચે ટેબલ પર ઠાલવ્યાં. પુષ્પ સાથે પેલી મહોર પણ પડી ને તેનો અવાજ થયો. સુવર્ણના રણકારા સાથેજ જાણે ઇન્સ-

પેકટરના મગજમાં કાંઇ ᴹકાશ પડયો લાગ્યો હોય તેમ તેને ભાસ થયો કે પેટીમાં કાંઈ અજબ ભેદ છે ખરો. એને બરાબર તપાસવી જોઇએ. બહુ બારિકીથી તપાસી પરંતુ બીજો સાંધો નજરે ન પડયો. પછી વિચાર આવ્યો કે સર્વ નીચે પડયું તો આ મૂર્તિનું જોડાણ શેની સાથે છે કે જેથી તે જેમની તેમ ઉભીજ રહી. તેણે મૂર્તિને હલાવા યત્ન કર્યો પરંતુ વ્યર્થ. ઇન્સપેકટરના લોખંડી કાંડાના જોરે પણ એક બે ઇચની મૂર્તિ ન હાલી શકી. અંતે ઘણું જોર કરી ખેંચી ત્યારે એક ઘંટડીના જેવો અવાજ થયો ને આખું ઢાંકણુ હાથમાં બ્હાર નીકળી આવ્યું. અંદરનું પેટાખાનું ખુલ્લું થયું ઇન્સ-પેકટરે ઘણાજ કૌતુકથી અંદર દૃષ્ટિપાત કર્યો તો સંપૂર્ણ અજાયબી વચ્ચે તેમાં એક ગુલાબી રંગના રૂમાલમાં વીંટાળેલું એક ચોરસ બંડલ હતું. તેણે બંડલ બ્હાર કહાડયું. જરા આડું અવળું ફેરવી જોયું ને પછીથી ઉપરથી રૂમાલ ઉકેલવા માંડયો. અજાયબીની વાત તો એ હતી કે રૂમાલના પ્રત્યેક પડે ઉમદા અતરની ફોરમ આવતી હતી. અંતે છેલ્લો આંટો આવ્યો ને અંદરથી એક લાલ રંગના પા-કીટમાં કાગળનો લખોટો તથા એક સાધારણ માપની ચાંદીની ફ્રેમમાં મઢેલી છબી બ્હાર નીકળી આવ્યાં. ઇન્સપેકટરે છબી ઉપાડી દીવા પાસે ધરી ખૂબ બારીકાઇથી તપાસવા માંડી. છબી કાંઈક વિચિત્ર હતી. એક ખુરસી પર રાજવંશી પોષાકમાં સજ્જ થએલો એક યુવાન બેઠેલો હતો. યુવાનની જમણી જંઘા પર એક અતિ લાવણ્યવતી લલના વસ્ત્રાલંકારના પુર બ્હારમાં સંપૂર્ણ વિલાસથી તેની ગરદન પર પોતાનો કમળના સમ હસ્ત વીંટાળી પોતાનો મુ-ખચંદ્ર ઉંચો કરી તેનું મુખારવિંદ નિહાળતી હતી. આપણો આ

બાહોશ ડીટેકટીવ મુગો બની પાંચ દશ મીનીટ છબીને ઘણુજ ધ્યાન પૂર્વક નિહાળી રહ્યો. અંતે મી. ડુબાસને એમ ભાસ થયો કે આ પુરૂષ એણે ક્યાંક જોયો છે. વળી કાંઇક વિચારમાં પડી ગયો. એકદમ ચમકયો, ઉઠયો ને અંદર જઇ પોતાની બેગ ખોલી માંહીથી અખંડાનંદનો ફોટો આણ્યો ને બન્ને છબીઓને સરખાવા માંડી. અતિ બારીક અવલોકન પછીથી ને સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી મી. ડુબાસની ખાત્રી થઇ કે એ છબી એજ ઉઠાવગીર સાધુની હતી. જો કે છબી કેટલાંક વરસ પૂર્વની હતી, ને હાલની તથા જુની છબીમાં સાધારણ ફેર માલુમ પડતો હતો; પરંતુ બેશક તે છબી પણ તેનીજ હતી આ નવી શોધથી ઇન્સપેક્ટર વિચારમાં પડયો કે શું આ ભામટો સાધુ એક વખત ગૃહસ્થ હતો ? વખત પર હોય પણ ખરો. પરંતુ આ વિલાસીની લલના કોણુ ? એ પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યાં પેલા કવર પર નજર પડી. છબી બાજુ મુકી પાકીટ લીધું. તે ખુલ્લું જ હતું તેના પર ન્હોતી ટપાલની છાપ કે નહોતું શીરનામું. પાકીટની અંદરથી એક લાંબો લાલ રંગનો કાગળ મળી આવ્યો. કાગળ એક ઝીના પરંતુ શુદ્ધ અક્ષરે લખાએલો હતો. તેની ગેડ ઉકેલતાં તે ઘણો ચુંથાએલો તેમજ ઘણી વખત વંચાએલા જેવો લાગતો હતો. મી. ડુબાસે પત્રને ધ્યાનપૂર્વક વાંચવા માંડયો. વાંચતાં વાંચતાં તે વારંવાર હોઠ પીસવા લાગ્યો. એક બે વખત ક્રોધ ન સમાતો હોય તેમ ટેબલ પર હસ્ત પ્રહાર પણ કર્યા. અંતે પત્ર પુરો વંચાઈ રહ્યો ને ઇન્સપેક્ટરે ક્રોધથી ગર્જના કરી, " લુચ્ચા, શેતાન, કમબખ્ત કુતરા, ત્હારાં મુળ ઘણાં ઉંડાં છે. ફીકર નહિ, ત્હારાં સર્વ કર્તુકો અને ભેદ ભરમોની ચાવી મ્હારા હાથમાં આવી છે. ત્હને અત્રેજ

સંભ્રમ જાપતામાં રાખી મ્હારે હજુ ત્હારી પછાડી ઘણું આથડવું પડશે. અન્ય સ્થળોએ છુપા વેશે રખડવું પડશે. સોનેરી ટોળીના સેતાનસગિરદ, તે વિના હવે મ્હારી સિદ્ધિ નથી. તે વિના ત્હારા સર્વ ભેદ ભરમો ખુલ્લા પડાય તેમ નથી. હમીદખાનને આવવા દો. એ આવે કે તુરત અત્રેની સર્વ વ્યવસ્થા એમને સોંપી હું એકદમ નીકળી પડું. અરે, ઘણો સમય થઇ ગયો પરંતુ હજુ સુધી હમીદખાંન ન આવ્યા!" આમ અધીરો બની આપણો આ બાહોશ અમલદાર ઉઠયો ને સર્વ સામાન બેગમાં બંધ કરવા માંડયો. વ્હાલા વાંચક ! હાલ આપણે એ લાલ કાગળનો ભેદ જાણવાની અધીરાઈ કરીએ તો તે વૃથા છે. કારણ કે જ્યાં સુધી મી. દુબાસ ઇન્સપેકટર પોતાની બાહોશીથી તેને ખોળી કહાડી તેની બદમાસી સિદ્ધ ન કરે ત્યાં સુધી સર્વ નકામું છે.

*   *   *   *   *

હમીદખાન ફોજદાર મારતે ઘોડે વૃન્દાવન આવી લાગ્યો. ત્યાંનાં નીચા પરંતુ રળીઆમણાં આછાં મકાનો આગળ તપાસ કરી અને ત્યાંના ચોકીઆતને પૂછ્યું તો તેણે એટલી બાતમી આપી કે તેવા દેખાવનો માણસ આવ્યો હતો પરંતુ પાછો ફર્યો જાણ્યો નથી. વળી ફોજદારે તપાસ કરવા માંડી. એક ગોર જેવા જણાતા કૃષ્ણ મંદિરના પુજારીએ જણાવ્યું કે આપ કહો છો તેવો માણસ આવેલો પરંતુ અત્રે જગ્યા પસંદ નહિ પડવાથી રાધાવનની દક્ષિણે એક બંગલો છે તે જોવા ગયા છે. આ રાધાવન વૃન્દાવનનો એક ભાગ છે. બે ત્રણ માઇલ લાંબુ છે. ધીચ ઝાડીને તે પછી કેટલીક મનોહર વાટિકાઓ મુકી આગળ વધતાં છેક દક્ષિણ દિશામાં ઉપર કહેલો બંગલો છે.

અત્રેથી લગભગ ત્રણેક માઇલ જેટલો દૂર હશે. ઉપરની બાતમ ચોકસ પ્રમાણુસર મળ્યા પછીથી ફોજદાર વિચારમાં પડી ગયો. ; જરા થાક ઉતારવા ત્યાંના પોલીસ થાણુા પર ગયો. થાણુાના મા ણુસોએ ગરમ ચા તથા નાસ્તો આણી આપી એની સારી બરદાસ્ કરી. આ સમયે લગભગ રાત્રિના બાર વાગી ગયા હતા. બહાદુ ફોજદાર હમીદખાન પાછો ઘોડે સ્વાર થઇ રાધાવનમાંના બંગલ તરફ ચાલ્યો. રાત અંધારી હતી ને ઝાડી પણુ એવી ઘીચ હતી કે જ્યાં આકાશમાંના એક તારાનો પ્રકાશ પડવો એ દુર્લભ હતો. ચોફે જંગલી પ્રાણીઓની બૂમો સંભળાતી હતી. તમરાંઓનો તિણો ના કાનને કર્કશ લાગતો હતો. દૂર યમુનાના તીર પ્રદેશપર વન વાઘલાં અ શિયાળની બૂમો ને ચીસો સંભળાતી હતી. ટુંકામાં સર્વત્ર ભયંકરતાને ભાસ થતો હતો આવી ભયંકર રાત્રિમાં આપણો હિમ્મતબા ફોજદાર હમીદખાન મારતે ઘોડે જંગલમાંનાં પાંદડાં કચરતો જ હતો. લગભગ બંગલા નજીક આવતાં દૂરથી દિપકનો આછો પ્રકા જણાયો ને હમીદખાંનના મુખમાંથી આનંદ ઉદ્દગાર નીકળ્યા; "ઠી નહિ, હવે એ શેતાન જરૂર સપડાશે ......" હજુ તો ઉદ્દગાર પુ મુખમાંથી નીકળે તે પ્હેલાં તો સનનન અવાજ કરતી એક ગોળ આવી બરાબર આ વીર પુરૂષના ડાબા ખભા પર લાગી. ગોળ વાગતાંજ "યા ખુદા "ની બૂમ સમેત ફોજદાર ઘોડા પરથી ઉથ પડયો. હમીદખાંન પડયો કે તુરતજ બાજુની ઝાડીમાંથી પગ માથા સુધી કાળાં વસ્ત્રમાં ઢંકાએલા બે પ્રચંડ આકારો નીક આવ્યા ને ફોજદારના દેહને ઉપાડી ત્વરિત ગતિએ પાછા ઝાડીમ અદૃશ્ય થઇ ગયા.



અંધકારમાંથી ગોળી આવી. પ્ર. ૨૧

મનોરંજન પ્રેસ, મુંબઈ.

# પ્રકરણ ૨૨ મું.

## કામિની કે કૃત્યા !

અહાહા ! ! અંતે કાળાં કૃત્યનાં કરનાર કરપીણ મનુષ્યોએ સંકેત કરી ઠરાવેલી રાત્રિનો દિવસ આવી પહોંચ્યો. આજે તેજ દિવસ હતો કે જે દિવસે સુમન સ્વતંત્ર થવાની હતી; આ તેજ દિવસ હતો કે જે દિવસે વૃદ્ધ પતિ વિલાસી વનિતાના મોહપાશમાં સપડાઇ જન્મભરનો કેદી બનનાર હતો. આજે પ્રાતઃકાળથીજ કુલટા સુમન ઘણી ઉત્સાહી ને હર્ષમગ્ન જણાતી હતી. તેણે આખો બંગલો તરેહવાર રીતે શણગાર્યો હતો. આમ તેમ ઉત્સાહથી વિચરતી હતી અને નોકર પર જોહુકમી દોર ચલાવતી હતી. લગભગ આઠેક વાગ્યે હસમનરાવની શાંત નિદ્રાનો ભંગ થયો. સવામણ રૂની શય્યામાં પોઢનાર શેઠની આ છેલ્લીજ શાંત નિદ્રા હતી. પરંતુ તેની ત્હેને થોડીજ ખબર હતી. હસમનરાવ શેઠ ઉઠીને બ્હાર દિવાનખાનામાં આવ્યા અને મંગળ તોરણે શણગારેલું દિવાનખાનું જોઇ ઘણાજ વિચારમાં પડી ગયા. ઉતાવળે પગલે જતી સુમનને પૂછ્યું. " આજે આટલી બધી ધામધુમ કેમ છે ? " શેતાન સર્પિણી નિર્દોષ મુખ કરી હરતે, દયામણે વદને બોલી, " વ્હાલા ! પરમ દિવસે સપરમો દહાડો હતો છતાં એ આપ બહાર ભોજન કરીને આવ્યા ને મ્હારી સેવા તો મુદ્દલે ન સ્વીકારી; આજે આપની કિંકરી કરગરીને સેવા સ્વીકારવા કાલાવાલા કરે છે. દેવ ! "

" હા, હા, " શેઠ હસ્યા. " ઘેલી સુમન, રોજ કોની સેવા સ્વીકારીએ છીએ ? ત્હારૂંજ ભોજન જમીએ છીએ ને ?

" નહિ નાથ, એવું બોલો તે કાંઇ ચાલે. આખો દિવસ બહાર રહો ને ફક્ત ખાવા ને સુવાજ ઘેર આવો, એ શું રીત છે ? આતે કાંઇ ઘર છે કે વીશી ? આજે આખો દિવસ બ્હાર પણ નહિ જવા દઉં. " સુમને શેઠની સોડમાં ભરાઇ લાડ કરતાં કહ્યું.

" ઘેલી, બ્હાર ગયા સિવાય વ્હેપાર કેમ ચાલે ? " હસમનરાવ સુમનને માથે હાથ ફેરવતાં વ્હાલથી બોલ્યા.

" હા, વરસને વચલે દહાડે એક વખત આગ્રહ કરીએ, પ્રીતિ પૂર્વક ઘેર રાખીએ તેમાં ત્હમારો વહેપાર પડી ભાગે, લાખોની ખોટ આવે, કેમ નહિ વારૂ ? બળ્યો અમારો બૈરાંનો અવતાર ! એક દિવસ પણ અમારો બોલ ન પળાય ? અમારા બોલનો તે કાંઇ તોલ ! " કહી સુમને સ્ત્રી ચરિત્ર આદર્યું ને નેત્રમાં અશ્રુપ્રવાહ આણ્યો. અશ્રુ વર્ષણથી હસમનરાવ પીગળી ગયા ને ઘેર રહેવા હા પાડી. સુમન આનંદ મસ્ત બની ત્યાંથી ચાલી ગઇ.

આજે ભોજનમાં પણ ઘણાજ માફક અને સ્વાદિષ્ટ પદાર્થો કરવામાં આવ્યા હતા. બપોરે સુમને શેઠને જોડે બેસી આગ્રહ પૂર્વક ખૂબ જમાડયા. જમાડી દિવાનખાનામાં લઇ આવીને ઘણાજ ભાવપૂર્વક પાન બનાવી આપ્યું. પછીથી આ કુલટાએ ઘણી ઘણી જાતના ચેન ચાળા કરી શેઠનો સમય વિલાસમાં વિતાડવા માંડયો. હસમનરાવને સહજ આડા થવાની ઇચ્છા થઇ પરંતુ આડા થવાનો વખતજ

ન આવવા દીધો. ઘડીમાં કાંઇ ગાય, ઘડીમાં પેટી વગાડે, વળી ઘડીમાં વૃદ્ધ શરીરના શેઠ જોડે અતિ લાડ કરે, આમ કરતાં બે વાગી ગયા. ચાનો સમય થયો. મહારાજ પાસે ચા તૈયાર કરાવી પોતે જાતે પ્યાલા લઇ આવી. મહારાજને અત્યારથીંજ સાંજની રસોઇનો હુકમ આપ્યો. રહવારની માફક અત્યારે પણ મિષ્ટાન્નજ કરાવ્યાં હતાં, ને વધારામાં મહારાજને એમ હુકમ કર્યો કે શેઠને રોજ ભાંગ પીવાની ટેવ છે માટે એમને વાસ્તે ખાસ ભાંગનાં સરસ ભજીયાં બનાવજે. "વારૂ બાઇ સાહેબ" કહી મહારાજ કામે વળગ્યો ને નજદીકની દુકાને રામાને મોકલી ભાંગ મંગાવી. વ્યસની મહારાજે ઘણુંજ તેજ ભજીયાં બનાવ્યાં. પાંચ વાગી ગયા ને રસોઈ તૈયાર થઇ. સુમન શેઠને વાળુ કરવા આગ્રહ કરવા લાગી. "વ્હાલી, આટલું બધું વ્હેલું વાળુનું ?" "કેમ નહિ વ્હાલા ! આજે સવેળા જમી પરવારી સુઇ જઇશું. આપ ઘેર રહ્યા તેનું ફળ શું ?" કહી સુમને શેઠને લઇ જઇ પાટ પર બેસાડયા ને સામે પોતે બેઠી. હસમનરાવને ભાંગનાં ભજીયાં ઘણાં પ્રિય લાગ્યાં ને જરા વિશેષ ખાધાં. આજે વાળુ કરતાં ઘણો સમય ગયો. લગભગ રહાડા ૭ વાગે બન્ને જણુ વાળુ કરી દિવાનખાનામાં આવ્યાં. સુમને શેઠને પાન બનાવી આપ્યું ને પોતે પેટી ઉઘાડી કાંઇક ગાવા લાગી. સંગીત શ્રવણુ કરતાં શેઠની આંખો ઘેરાવા લાગી, ને બોલ્યા "ચાલો વ્હાલી, શયનગૃહમાંજ. આડાં પડીએ. આજે તો દિવસે પણ આડા થયા નથી." "હાજી, ચાલો" કહી સુમન હસ્ત ગ્રહી લઇ ગઈ. શેઠ પલંગ પર આડા પડયા ને સુમન લાડ કરતાં વ્હાલ દર્શાવતી હોય તેમ ચર્ણસેવા કરવા લાગી. આશરે અર્ધા કલાકમાં શેઠ ઘસઘસાટ

ઉંઘવા માંડયું. બસ થઇ ચુકયું. હસમનરાવના જીવનમાં અંધકારની શરૂઆત થઈ ચુકી. વૃદ્ધ શરીર પરવશ પડી ગયું. સુમન કાગને ડોળે ચંદનદાસની રાહ જોવા લાગી.

ચંદનદાસ પણ આજે પ્રાતઃકાળથી ઘણોજ આનંદમાં હતો. તેનું દુષ્ટ મેલું મન હજારો ભયંકર પ્રયોગો રચતું શેખચલ્લીના તરંગોમાં તરતું હતું. તે સાયંકાળની વેળાએ આજની ભયંકર રજનીમાં કરવાના ભયંકર પ્રયોગની યોજના ઘડતો નવ વાગવાની રાહ જોતો બેઠો હતો. શારદા–પતિપરાયણ શારદા–પાસે બેઠી બેઠી અનેક સ્નેહ ભરી વાતો કરતી હતી; પરંતુ તે વાતોમાં આ નરપિશાચનું ધ્યાન ન હતું. વચ્ચે વચ્ચે માત્ર ટુંકા, અધુરા ઉત્તર આપતો.

શેઠને આટલા જલદી ઉંઘી ગએલા જોઇ સુમન વધુ ઉત્સાહી બની. તેણે અધીરાઇથી બ્હાર આવી ઘડીઆળમાં જોયું તો હજુ આઠ પણ પુરા વાગ્યા નહોતા. તે વિચારવા લાગી, " જો ચંદનદાસ જલદી આવે તો વ્હેલો પાર આવે. અરે, પરંતુ એ તો નવ વાગે આવનાર છે ને ! લાવ ત્યારે ટેલીફોનજ કરૂં. " ઉઠી ટેલીફોન લઇ ચંદનદાસ સાથે વાત શરૂ કરી. ટુંકામાં સર્વ સમજાવ્યું. " આવ્યો " નો ટુંકો ઉત્તર આપી ટેલીફોન મુકી ચંદનદાસે જવાની તૈયારી કરતાં કપડાં પ્હેરવા માંડયાં.

" વ્હાલા, હવે અત્યારે રાત પડયે ક્યાં જાઓ છો ? " શારદાએ સ્નેહથી પ્રશ્ન કર્યો.

" રમણુલાલનો ટેલીફોન છે. ખાસ જરૂરનું કામ છે. વખત પર આખી રાત પણ ત્યાં રહેવું પડશે. બનશે તો વ્હાલી, જરૂર આવીશ." ઉસ્તાદ ઉતાવળી ઉડતો ઉત્તર આપ્યો.

" એટલું બધું જરૂરી શું કામ છે વ્હાલા ?" શારદાએ સરળતાથી પૂછ્યું.

" પાછલા કેટલાક લોકોના હિસાબ તપાસવાના છે. વરો બધો મ્હારે હાથે થએલો એટલે એ હિસાબ હું જાણું. તે તપાસી ચોકખા કરી નાખીએ." શેતાને સંપૂર્ણ જૂઠ ચલાવીને સ્નેહાળ શારદાને ઠગી.

શારદાએ કપડાં આણી આપ્યાં તે પ્હેરી ચંદનદાસ ઉતાવળો ચાલ્યો. પાછળ નજર નાખતી શારદાએ એક ઉષ્ણ નિશ્વાસ નાખ્યો. એનું શુદ્ધ સાત્વિક બનેલું સ્નેહી અંતર આજે પ્રથમ વખતજ દુખાયું. શુદ્ધ અંતરથી ચંદનદાસ સાથે અર્પિત થયા પછીથી આ વિયોગની પહેલીજ રાત હતી. ચંદનદાસ ચાલીના દરવાજા બ્હાર નીકળી એક ખાલી ભાડાની વીકટોરીઆમાં ચઢી બેઠો ને એકદમ મલબારહિલ પર હાકવા કહ્યું. સુમનને બંગલે આવતાંજ સુમન બાગના દરવાજામાં સ્હામીજ ઉભી હતી તેણે હસ્તે વદને ચંદનદાસનો હાથ પકડયો. કુભાંડી અને કૃત્યા બે ભેગાં થયાં, હવે કાંઈ બાકી રહે ? બન્ને દિવાનખાનામાં દાખલ થયાં. ચંદનદાસે સવાલ કર્યો, "કેમ સુમન, હવે શું વિચાર છે ?"

" એ તો એજ. મ્હેં ભોંયરૂં ખોલી સાફ કરી રાખ્યું છે." કુલટાએ ઉત્તર આપ્યો.

"ચાલ, આપણે જોઇ આવીએ." ચંદનદાસે કહ્યું. સુમને એક વૅક્સસીટ સળગાવી હાથમાં લીધું. દિવાનખાનાનાં દ્વાર બંધ કર્યાં, ને બન્ને ચાલ્યાં.

દિવાનખાનાની ડાબી બાજુની ભીંત તરફ જ્યાં તિજોરી છે ત્યાં બાજુમાંજ એક ન્હાનો ઓરડો છે. આ ઓરડો ઘણું ખરૂં બંધજ રહે છે. તેમાં અંધારૂં પણ વિશેષ રહે છે. પ્રકાશ માંડ માંડ અંદર પ્રવેશી શકે છે આમાં જુનો બીન જરૂરી સામાન પડેલો રહેતો તેથી ઓરડો ભાગ્યેજ કોઈ દિવસ ખોલવામાં આવ્યો હશે. આ ઓરડામાં સુમન અને ચંદનદાસ આવ્યાં. ઓરડાના જમણા હાથ તરફના ખુણામાં સુમન ગુંઠણ મંડીએ પડી ફરસબંધી પર બારીક નજરથી કાંઇક શોધવા લાગી. થોડી ક્ષણ આમ શોધ કર્યા પછી એક પત્થરમાંના એક ન્હાના કાણામાં એક લાંબો લોખંડનો મજબુત ખીલો નાખ્યો. થોડો આડો અવળો ફેરવ્યો ને પછી જોર કરી ખેંચ્યો તો ચંદનદાસની સંપૂર્ણ અજાયબી વચ્ચે એ ફરસબંધીનો આખો મ્હોટો પત્થર આપો આપ એક બાજુ ઉચો થઇ ગયો. અહીં નીચે ઉતરવા માટે એક ન્હાની સુંદર પત્થરની પગથી હતી. સુમન આગળ બત્તી લઇને અને પાછળ ચંદનદાસ એમ બન્ને નીચે ઉતર્યાં. આ ભોંયરૂં એક છુપો વિશાળ સુન્દર ઓરડો હતો. તેમાં એક બે પત્થરની ચણેલી બેઠકો હતી ને તે પર આરસની લાદીઓ મારેલી હતી. પહાડ તરફની ભીંતમાં ઉંચે જાળીઆં મુકી આછા પ્રકાશનો સવડ કરેલો હતો. એક બાજુના આરસના ઓટલા પર સુમને સુન્દર પથારી પાથરી હતી. તેમજ એક બાજુના ખુણામાં ન્હાની મોરી હતી ત્યાં પાસેના ગોખમાં કુંજામાં પાણી ભરી તે પર એક ચાંદીનો પ્યાલો

મુકયો હતો. કુંજાની બાજુના એક ગોખમાં એક મીણબત્તીનું બંડલ તથા એક દીવાસળીની પેટી પણ મુકવામાં આવી હતી. ટુંકામાં આ ભોંયરામાંનો ઓરડો સર્વ વાતે સગવડ વાળો પરંતુ ભયંકર હતો. બધી તૈયારી બરાબર જોઈ ચંદનદાસ બોલ્યો, "વાહરે મ્હારી ચાલાક સુમન, સર્વ સાધન તૈયાર કરી રાખ્યાં છે ને શું?" કહી આ ભયંકર ભોંયરામાંએ આ નરપિશાચે પિશાચણીને પ્રેમથી આલિંગન કર્યું. અંદરની બત્તી સળગાવી તથા ભોંયરૂં એમજ ખુલ્લુ મુકી બન્ને ઉપર દિવાનખાનામાં આવ્યાં. પછી સુમને કબાટમાંથી કલોરોફૉર્મની બાટલી કહાડી અને એક ધોએલો રૂમાલ આણ્યો. સુમને બધી વિગત કહી હતી એટલે આ નર પિશાચને ડર લાગ્યો કે ભાંગ તથા કલોરો ફૉર્મની સામગ્રી અસરથી વૃદ્ધ શરીરના શેઠ ખલાસ થઇ જાય તો સુમનને મ્હારા પરથી વિશ્વાસ ઉઠી જાય. તેથી તેણે પોતાનો શ્વાસોચ્છ્વાસ રોકી બાટલી ખોલી રૂમાલમાં થોડુંકજ છાંટયું ને ત્વરિત પગલે સામેના શેઠના શયનગૃહમાં જઇ રૂમાલ મ્હોં પર મૂકી આવ્યો. સુમને શરાબની બાટલી લીધી, બન્ને થોડો શરાબ પી તેજ બન્યાં. પાએક કલાકે શેઠના મ્હોં પરથી રૂમાલ લઇ નરપિશાચ ચંદનદાસે હસમનરાવનું મસ્તક ઉંચકયું અને કાળાં કુકર્મની કરનારી કરપીણ કૃત્યાએ પતિના પગ ઉંચકયા. આમ બન્ને જણે વૃદ્ધ શરીરને ઉંચકી નીચે ભોંયરાવાળી પથારીમાં સુવાડી ઉપર આવી ભોંયરૂં બંધ કર્યું. ઓરડાનું દ્વાર પણ બંધ કરી દિવાનખાનામાં આવ્યાં. સુમન સંપૂર્ણ આનંદથી બોલી, "બસ વ્હાલા, ફતેહ!" તે ઉછળી નરરાક્ષસને ભેટી પડી. તેની ડોકે વળગી ઝેરી નાગણે આ ઝેરી નાગના ભાલ પ્રદેશ પર ચુમ્બન વર્ષા વરસાવી. બસ થઈ ચુકયું! કામના આવેશમાં આ કુટીલ કામિની પોતાનીજ જાળમાં ફસાઇ.

આમ સર્વ વાતે પરવારી, દિવાનખાનાનાં દ્વાર ઉઘાડી, કોચ પર પડી, ચંદનદાસની સોડમાં સંતાઇ વિલાસ ક્રીડા કરતી, જગતમાં આજે પોતાને સર્વોત્તમ સુખી ગણતી ભવિષ્યના અનેક અવનવા અનેરા તરંગો કરતી, દુનિયાને તુચ્છ લેખતી, આ કામાતુર કૃત્યા રમણુલાલની રાહ જોવા લાગી. બરાબર દસ વાગ્યે રમણુ આવ્યો, સુમન અર્ધ ઘેલીની માફક દોડી. બારણાંમાંજ આ વીફરેલી વાઘણ એને ગળે વળગી પડી. અર્ધ લથડતી દિવાનખાનામાં લઇ આવી. ત્રણે ત્યાંજ મોજ ઉડાવતાં બેઠાં. ચંદનદાસે આજે રમણુને ખૂબ આગ્રહપૂર્વક પુષ્કળ શરાબ પાયો, ને ઉત્તેજન આપતાં કહ્યું, " રમણુભાઈ, આજ પૂર બહારથી રજની અત્રેજ વીતાડો. આપ પણ સ્વતંત્ર છો અને સુમન સુન્દરી પણ સ્વતંત્ર છે. "

" હા વ્હાલા રમણુ, મ્હારા હૈયાના હાર, જીવન પ્રાણ, હવે તો બિલકુલ નહિ જવા દઉં. પ્યારા પ્રાણ ! " સુમને નિશાના બ્હારમાં રમણુને ભુજ લતામાં વીંટાળતાં કહ્યું.

" વારૂ......ન...હિ......જાઉં......પછી......ક્યાં...ઇ...... વ્હા......લી, સુ......મ...ન ! " રમણે લથડતી જીભે કહ્યું., એ તથા સુમન કોચ પર લેટી પડયાં.

" લો સુમન સુન્દરિ, હું હવે રજા લઉં છું. કાલે બનશે તો આવીશ. " કહી ઉતાવળે પગલે ઉત્તરની પણ રાહ જોયા વગર ચંદનદાસ ચાલ્યો ગયો.



# પ્રકરણ ૨૩ મું.



## નરપિશાચ.

રાત્રિના ર્‌હાડા અગીઆરનો અમલ થઇ ગયો છે. ધમાલવાળી મોહમયી નગરીમાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું છે. ક્વચિત કોઇ મકાનમાંથી હાસ્યવિનોદ કે સંગીતના સૂર શ્રવણેંદ્રિયમાં અથડાય છે, અથવા તો કોઇ છુટી છવાઇ રખડતી મોટરનો કે ઘોડા ગાડીનો ધ્વનિ સંભળાય છે. અગર તો રસ્તા વચ્ચે ઉભેલા શ્યામ વસ્ત્રધારી ચોકીદારોના ખુંખારા કે જંતુઓના તિણા અવાજ શાંતિનો ભંગ કરવા વૃથા યત્ન કરતા જણાય છે. આવી શાંત પણ ઘોર રાત્રિમાં ફુટપાથ પરના ઝાંખા પ્રકાશમાં ચંદનદાસ ઉતાવળે પગલે હાંફતો શ્વાસ લેતો ચાલ્યો જાય છે ને વચ્ચે વચ્ચે વિચારમાળા ફેરવે છે, " રસિકા, જો આજનો અમૂલ્ય પ્રસંગ હું ચુકું તો મ્હારા જેવો મોટો મૂર્ખ અન્ય નહિ. રસિકા! ઘણા સમયથી અંતરમાં છુપાવેલો પ્રેમાગ્નિ આજે સળગી ઉઠશે ને તેની પ્રેમજ્વાળાઓમાં રસિકા ત્હારો સતીત્વનો ટેક તુટશે ને મ્હારો પ્રેમાગ્નિ હોલાશે; નહિ તો તેની ઉછળતી જ્વાળાઓ વૃદ્ધિ પામશે ને તેમાં તું બળીને ભસ્મ થશે. બસ એજ." હવામાં હાથની મુક્કી ઉગામી. વળી વીચારો ડગવા લાગ્યા, " પરંતુ રસિકા નહિ માને તો?.........ગરબડ વધી જશે તો?... ......કોઈ આવી લાગશે તો?........." ક્ષણભર આ નરરાક્ષસ મૂક બની ઉભો રહ્યો. વળી પાછા હોઠ પીસ્યા, ને એક મ્હોટો ખોંખારો કરી વિચારવા લાગ્યો, " ચંદનદાસ, શું તું નામર્દ છે કે

આવા બીકણુ વિચારો કરે છે ! નહિ, ત્હે કરોમાં કંકણુ નથી પહેર્યાં. બસ, આજે આ અવની પર રસિકા નહિ કે તું નહિ. જો હો તો બન્ને સાથે હો ! બસ એજ નિશ્ચય. દુનિયામાં અશક્ય એવી કોઇ વસ્તુજ નથી. અબળા પર બળ અજમાવવું તેમાં તે શું મુશિબતની વાત ! અરે, છગન સરખી નાયકણુને નમાવી વશ કરી તો આ ઘરમાં બેસી થોથાં પોથાંનાં પાનાંમાં વખત વીતાડનાર જગતથી અજ્ઞાન, નાદાન છોકરી તે કોણુ માત્ર ! બસ, ભય, ડર, બીક, ચંદનદાસ શીખ્યોજ નથી, બસ એજ નિશ્ચય." સપાટે ચાલતો ચંદનદાસ રમણુના બંગલા આગળ આવી પ્હોંચ્યો. ક્ષણુભર થોભ્યો, આમતેમ બારિક દૃષ્ટિપાત કર્યો ને દાદરનાં બબ્બે પગથીઆં સાથે ચ્હડી ઉપર આવ્યો. દાદર પરના પ્રવેશ દ્વારમાં રામો શેઠની રાહ જોતો વિજળીનો દિપક બળતો રાખી ખુલ્લા દ્વારે સુતો હતો. ચંદનદાસના બુટનો ખખડાટ સાંભળી રામો ચમકયો, ઉઠયો, ને ચંદનદાસને જોઇ આમન્યાથી જરા બાજુ ખસી ઉભો. તે બોલ્યો, "શેઠ બ્હાર ગેલા આહે." "બરા તે એલત્યા પર્યંત મી ઇંકડે દિવાનખાના મધી બેસતો, તુમી ઝાંપુન જા." કહી બુટ ઉતારી દિવાનખાનામાં દાખલ થયો. એક ન્હાના વિજળીના દિપકની કળ દાબી પ્રકાશ કરી બેઠો. "રામો જાગ્યો એ એક વિઘ્ન આવ્યું, હવે તે બરાબર ઉંઘી જાય ત્યાં સુધી બેસવુંજ જોઇએ." એમ વિચારી કપડાં ઉતારી કોચપર આડો પડયો ને બીડી સળગાવી, વળી કાંઇ તરંગમાળ ફેરવતાં આશરે અર્ધોએક કલાક સુધી રાહ જોઇ ઉઠયો. બ્હાર આવી આસ્તેથી રામાના આગળ નીચા પડી જોયું તો તે ઘસઘસાટ ઉંઘતો હતો. ધીમેથી ઉઠી વિજળીક બત્તીની કળ દાબી

દિવાનખાનામાં આવી ફરી એક બીડી બાંધી. પછી એક વૅાલશીટ એક ખુણામાંની ટ્રાઇપૅાડ્ પરથી ઉપાડી સળગાવ્યું. દિવાનખાનાનો દિવો બુઝાવી હાથમાં વૅાલસીટ લઈ રસિકાના શયનગૃહ તરફ શંકાની દૃષ્ટિએ આમતેમ જોતો, લપાતો છુપાતો, આસ્તે કદમે ચાલ્યો. રસિકાના શયનગૃહનું દ્વાર ખુલ્લું હતું ને અંદર વિજળીક દિપક ઝગઝગાટ પ્રકાશી રહ્યો હતો. પ્રકાશ જોઇ આ નર રાક્ષસ ડર્યો કે શું હજુએ રસિકા જાગે છે? હાથમાંનું વૅાલસીટ બાજુ પર મુકયું ને એક ચોરની માફક ડોકીયું કર્યું. ધ્રુજતા પગે શયનગૃહના દ્વારમાં ઉભો ને ચોફેર નજર કરી. જુએ છે તો રસિકા પલંગમાં છતાપાટ સુતી છે. તેના મુખચંદ્ર પર વિજળીક રોશની પડવાથી વધુ મનોહર જણાય છે. તેના શ્વેત સાળુનો પાલવ સમુદ્ર તરફથી આવતા પવનના ઝપાટે ઉડી રહ્યો છે. કદળી સ્થંભ સમી ગૌરાંગ જંઘાઓ આછા મલમલના સાળુમાંથી સ્પષ્ટ દેખાય છે. પાટલીનો પટ ઉચ્ચી ભેખડો વચ્ચે વહેતી સરિતાનો ભાસ કરાવે તેમ છુટો પડેલો છે. તેના ઉર્ધ્વ ઉરો ભાગ પર એક પુસ્તક ખુલ્લું પડેલું છે અને પુસ્તક પર બન્ને હસ્તનો સ્વસ્તીક રચેલો છે. પુસ્તકમાંનો મનોહર ભાગ વાંચતાં અંતરે ઉઠેલી આનંદ ઉર્મીની આનંદ છાયા મુખ પર છવાઇ ગએલી તેથી ઉંઘમાંએ જાણે હસતી હોય તેમ જણાય છે. કામી ચંદનદાસ અનિમિષ નયને આ સૌન્દર્યની દેવીને નીહાળી રહ્યો. તેનું અંતર અમુઝાય છે હૃદય ડંખે છે ને પગ તથા આખું શરીર કંપ અનુભવે છે. અંતે તે બબડયો, "કેમ ના હિમ્મત થાય છે? ભય, બસ નીકળ."......આસ્તે રહી શયનગૃહનું દ્વાર બંધ કરી પલંગ નજીક આવ્યો. શુદ્ધ સતીના દેહને સ્પર્શ કરવા જતાં એનો પાપી

આત્મા કંપી ઉઠયો. ઘણો યત્ન કરી હિમ્મત ભેગી કરી પરંતુ પગ આગળ વધ્યાજ નહિ. સૌન્દર્યથી ભરપૂર મનોહર મુખચંદ્ર ચુમ્બવા ઇચ્છા થઈ પરંતુ એનું મસ્તક નિચું ન નમ્યું. ચંદનદાસ ગભરાયો, અકળાયો. તેણે વિચાર્યું કે જાગશે પછી સમજાવાશે ને મનાવાશે. સઘળી હિંમત અને બળ એકઠું કરી ઉંશે ભાગ પરથી પુસ્તક ખેંચ્યું. રસિકા જાગી, ચમકી, બેઠી થઇ. આજુ બાજુ જોવા લાગી તો ચંદનદાસ નરપિશાચને એક ગુન્હેગાર માફક ધ્રૂજતો ઉભેલો જોયો. આ બાળાના શરીરમાં ભયનો સંચાર થયો ને એક જબરો કંપનો આંચકો અનુભવ્યો; છતાં હિમ્મત રાખી પૂછ્યું: "ચંદનદાસ, આટલી મોડી રાતે અહીં કેમ આવ્યા છો "? તેણે ચંદનદાસનો વિકાર ગ્રસ્ત ચ્હેરો જોયો હતો છતાં નીચી નજરે પ્રશ્ન કર્યો.

શું જવાબ દેવો તે ચંદનદાસને પ્રથમ ન સુઝયું. એક ક્ષણ પછી તેણે કંપતા અવાજે ઉત્તર આપ્યો, " રસિકા, ત્હમારા ગૌર ગુલાબી વદન પર આકર્ષાઇને આવ્યો છું. "

" ચુપ કર, નીચ, ગમાર, લંપટ, કુતરા, નીમક હરામ, નથી જાણતો કે મિત્રની પત્નીને બ્હેન લેખવી જોઇએ. " રસિકાએ ગંભીર ગર્જના કરી, ને પલંગ પરથી નીચે ઉતરી સાડી સરખી કરી સાવચેતીથી એક હાથ પલંગ પર ટેકવી ઉભી રહી.

" રસિકા, ત્હારૂં જ્ઞાન, ત્હારી પાસે રહેવા દે. મ્હારે એ ઉપદેશ નથી સાંભળવો. ઘણા સમયથી આ અંતરમાં જે પ્રેમાગ્નિ બળે છે તેને ત્હારા પ્રેમવારિથી બુઝાવ ! બસ, એજ સાંભળવા ઇચ્છા છે અન્ય કાંઇ નહિ. " નરાધમે અધમતા આદરી.

"બસ કર, ચંદનદાસ, આવું બોલતાં ત્હારી જીભમાં કાંટા કેમ નથી ભોંકાતા? નિમકહરામ કુતરા, ચાલ્યો જા અહીંથી. એક સતીને સતાવે સાર નહિ નીકળે." રસિકાએ ક્રોધથી કહ્યું.

"હા, તું સતી છે તે હું સારી પેઠે જાણું છું. ટુંકામાં હા કે ના નો જવાબ માંગું છું." ચંદનદાસે તેટલાજ ક્રોધથી સામો પ્રશ્ન કર્યો.

"ચુપ, નરાધમ, નરપિશાચ, હું ત્હારી માગણી ઠોકરે મારૂં છું; ને જવાબમાં એક હજારવાર ના પાડું છું." રસિકાએ એક વાઘણની માફક છેડાઇને ઉત્તર આપ્યો.

"રસિકા, હું કહું છું કે ત્હારે માનવુંજ પડશે. સીધી રાહે નહિ માને તો બળાત્કારે મનાવવીજ પડશે." ચંદનદાસે દમ દેવા માંડયો.

"ચુપ નાદાન, તુજ સમા અનેક હિચકારા મનાવતાં માર્યા ગયા છે. સમજ બેવકુફ, વિષયાંધ, કે પર સ્ત્રીના મોહમાં કોઇ સુખી થયોએ નથી અને થવાનો પણ નથી. રાવણ સરખા રોળાઇ ગયા તો તું કોણ? માટે, ભાઈ, હું ત્હારે પાયે પડું છું ને ત્હારા ભલા માટે કહું છું કે તું અહીંથી જા. હું આજનો આ પ્રસંગ સદાને માટે મ્હારા હૃદયમાં છુપાવીશ, ને ત્હારી આબરૂ સાચવીશ. માટે સમજ ને ચાલ્યો જા." રસિકાએ સમજાવવા યત્ન કરતાં કરગરીને કહ્યું.

એને નમ્ર થએલી જોઈ નરપિશાચને વધુ જોર આવ્યું, " બસ કર ત્હારી ફીલસુફી, મ્હારે નથી સાંભળવી. બસ હું એક છેલ્લો ઉત્તર માગું છું; ને તે ' હા 'નોજ ચાહું છું. હું ખરા જીગરથી ત્હને ચાહું છું ને ત્હારો પ્રેમ બદલામાં ચ્હાઉં છું. "

" ઓ નર પિશાચ, હું ત્હને ખરા અંતઃકરણથી ધિક્કારૂં છું ને જવાબમાં ના પાડું છું, પર સ્ત્રીની યારીમાં કીચક સરીખા પણ નથી સુખીઆ થયા; નાહકના સો ભાઇ સાથે સ્વર્ગે ગયા. માટે ચંદનદાસ સમજને હઠ મુકી દે. " રસિકાએ વળી સમજાવવા માંડયું.

" રસિકા, હઠીલી અબળા, હું કહું છું કે તું હઠ મુકી દે. સીધી રાહ પર આવી જઇશ તો તો ઠીક છે, નહિ તો પછી જો આ રીત છે. " કહી ચંદનદાસ રસિકાનો હાથ પકડવા ગયો પરંતુ તે દૂર ખસી ગઇ. એનો હાથ ભુંડો પડયો.

" દૂર હઠ પાજી. કુતરા, લંપટ, આ દેહનો સ્પર્શ કરતા પ્હેલાં તો બળીને ખાખ થઇશ. " રસિકા જોરથી બોલી તેની આંખો તથા મુખચંદ્ર પર લોહી તરી આવ્યું.

" અહાહા ! સતી દેવી, સીધી રીતે માનો, ઠીક પડશે. નહિ. તો મુજ ક્રોધમાં આપનો દેહ બળીને ભસ્મ થશે. " નરપિશાચે અટ્ટહાસ્ય કર્યું ને જોરથી પત્થરની ફરસ પર લાત મારી.

" ચંદનદાસ, અહીંથી ચાલ્યો જા નહિ તો હું બૂમ પાડીશ સર્વને જગાડીશ. " હતાશ થએલી બાળાએ છેલ્લો ઉપાય અજમાવ્યો.

" નાદાન છોકરી, ચંદનદાસને મૂર્ખ ન માનીશ. તું ગમે તેટલી બૂમ મારે તો પણ ત્હારી વ્હારે કોઇ આવે તેમ નથી. સર્વ બાજુથી સાવધાન છું. તું અત્યારે પુરેપુરી પરવશ પડી છે. માટે માન." ચંદનદાસે ભય બતાવ્યો.

" ચુપ કર નાદાન, ત્હને હજાર વખત કહ્યું કે જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી એ કદી પરવશ નહિ પડે, ને મુવા પછીથી શબને ચુંથે તેમાં કહે ત્હારો શો દિ વળે ? માટે ચંદનદાસ એ આશા છોડી દે ને ભાઇ, અહીંથી ચાલ્યો જા." રસિકાએ પુનઃ વિનંતી કરી.

" રસિકા, કહું છું કે તું માન ! હજુ તું નાદાન છે, અજ્ઞાન છે, માટે ત્હારી હઠ છોડી દે, પાછળથી પસ્તાવો થશે. કેમ બોલ, માને છે કે મનાવું." નરરાક્ષસે નેત્રો લાલ કરી સામું જોયું.

" સતીની ટેક અડગ છે, તેનું વચન એક છે, તેનો પતિ એક છે. નરપિશાચ, અજમાવ ત્હારી સત્તા, જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી ત્હારા પાપી હસ્તનો સ્પર્શ નહિ થાય." કહી રસિકાએ ગરદનમાં લટકતા સોનાના છેડાની આંટી ખેંચી. ચંદનદાસ આ જોઇ ચમક્યો ને એક ઝાટકો મારી હાથ પકડી લઇને આંટી છોડવી. રસિકાએ સર્વ બળને એકઠું કરી એ પાપીના હસ્તમાંથી પોતાનો હાથ ખેંચી લીધો, ને પલંગની બાજુમાં દેહલતાને સંકેલી.

" રસિકા, શું તું મ્હારી હાજરીમાં આપઘાત કરીશ ? એમ થવું બીલકુલ અશકય છે. માટે માની જા. હજુએ કહું છું કે હઠીલી હઠ છોડી દે." પુનઃ ચંદનદાસે ઉગ્રતા ધારણ કરી.

" કામાંધ કુતરા, ત્હને અનેક વખત કહ્યું કે આ ભવમાં આ દેહે આ સતી પોતાનો ધર્મ નહિ તજે. વધુ છેડ કરવામાં સાર નથી. હું જીભ કરડીને મરીશ પરંતુ પરવશ તો નહિજ બનીશ. ધિક્કાર છે ત્હારા જીવતરને ? માતાને પેટે પત્થર કેમ ન અવતર્યો કે ધોબીને મેલ ધોવા કામ લાગત. હીચકારા, બાયલા, માતાની કુખ લજાવી. ધિક્કાર પડો ત્હારા જીવતરમાં !" કહી રસિકાએ એક ભયંકર ફુત્કાર કર્યો.

" ચુપ કર ત્હારી લવારી. મ્હારી વાત માને છે કે નહિ ? મ્હારે બીજું કંઇ સાંભળવું નથી બસ તુજ પ્રેમની ઇચ્છા છે. બોલ આ હઠીલી અબળા માને છે કે નહિ ?" નરપિશાચે ભયંકર અવાજે કહ્યું ને છલંગ મારી રસિકાની ગરદન પકડી. ગરદનપર હાથ પડતાંજ રસિકાએ " હા દૈવ! કોઇ બચાવો ! " એવી બુમ પાડી. હજુ તો આ બુમનો અવાજ પુરો સંભળાય, ને આ નરપિશાચ એ પવિત્ર દેહલતાને ઉપાડી પલંગમાં નાખે, તે પ્હેલાં તો એક જબરા ધડાકા સમેત શયનગૃહનું દ્વાર તુટયું. કાળા વસ્ત્રમાં ઢંકાએલી એક પ્રચંડ વ્યકિત અંદર આવી. તેણે એવા લોખંડી બળે ચંદનદાસની ગરદન પકડી કે ત્હેના મ્હોંમાંથી ઓહ.........સિવાય અન્ય ઉચ્ચાર ન થયો. જેટલી ત્વરાથી એ વિચિત્ર વ્યક્તિ આવી હતી તેટલીજ ત્વરાથી આ દુષ્ટના પાપી દેહને ઉપાડી અંધારામાં અદશ્ય થઇ ગઇ.



ધી એડવર્ડ પ્રી. પ્રેસ ઠે. જુની મુંબઇ બેંક અમદાવાદમાં
અંબાલાલ હરગોવનદાસ મહાદેવે છાપ્યું

## જરા આ તરફ નજર કરો!

અને

આ તમારાં અનાથ ભાંડુઓ પ્રત્યે દાન મોકલી આપી મનુષ્ય જન્મ સાર્થક કરો.

**લક્ષ્મી આજે છે કાલે નથી !**

માટે ફુલ નહિ તો ફુલની પાંખડી પણ પો.

વધુ વિગત માટે લખોઃ—

મંત્રી -

**હીંદુ અનાથ આશ્રમ**

નડીઆદ.